# પ્રાક્કથન

જુદે જુદે સમયે ને ભિન્ન ભિન્ન વિષય પર પ્રસિદ્ધ થયેલા શ્રી. હરસિદ્ધભાઈ દિવટિયાના લેખોના આ સંગ્રહને શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી ગ્રંથાકારે પ્રસિદ્ધ કરતાં અમને ઘણો આનંદ થાય છે.

સાહિત્ય, સંસ્કાર, શિક્ષણ, ધારાશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન આદિ અનેક વિષયો સાથે શ્રી. હરસિદ્ધભાઈએ સાક્ષાત્ સંબંધ સાધ્યો છે, દસકાઓથી એ સંબંધ વધાર્યો છે, એટલું જ નહિ, તે તે વિષયમાં એમણે પોતાના તરફથી પણ મહત્ત્વનો ફાળો આપ્યો છે. આ સંગ્રહની અનુક્રમણિકા જોવાથી પણ જણાઈ આવશે કે કેટકેટલા એકબીજાથી વિભિન્ન લાગે તેવા વિષયો પર એમણે કલમ ચલાવી છે. એમણે સૌંદર્યની સમીક્ષા કરી છે,—છેક ૧૯૦૯ માં ત્રેવીસ વર્ષની વયે, અને વિશ્વવિદ્યાલયમાં ધાર્મિક શિક્ષણ વિશે પણ આલોચના કરી છે વિજ્ઞાનમાંથી પ્રજ્ઞાનનો વિકાસ તારવી બતાવ્યો છે, અને કલાવિષયક મંતવ્યો પણ રજૂ કર્યાં છે. ગાંધીવાદના ભાવિ વિશે ચિંતન કર્યું છે અને ધારાશાસ્ત્રી તરીકે કાર્ય કરતાં અનુભવેલા રમૂજી પ્રસંગોનું પણ આલેખન કર્યું છે એમની સાહિત્ય પરત્વેની ઊંડી સૂઝ દાખવતું સાહિત્યપરિષદના પ્રમુખપદેથી આપેલું વ્યાખ્યાન એ વિષયમાં રસ લેનારાઓને જેટલું ઉપકારક થઈ પડે એમ છે તેટલું જ મનનીય 'ઑલ-ઇંડિયા-ઓરિયેંટલ કૉન્ફરંસ'ના ૭ મા અધિવેશન પ્રસંગે એમણે આપેલું સ્વાગતપ્રવચન એ વિષયના શોખીનોને લાગ્યા વિના નહિ રહે.

એક જ વિષય પર સળંગ રીતે લખાયેલા પુસ્તક કે એક જ વિષય પર પણ જુદા જુદા સમયે લખાયેલા લેખોના સંગ્રહ પેઠે આમાં વિચારની તો નહિ પણ શૈલીની પણ એકસૂત્રતા નહિ જણાય, પરંતુ વિષયોની ભિન્નતાને કારણે ભિન્નરુચિ લોકોને પણ આમાંથી પોતાને માટે કોઈ ને કોઈ આસ્વાદ્ય વસ્તુ મળી આવ્યા વિના નહિ રહે.

ત્રણ દાયકાથીયે વધુ સમયથી શ્રી હરસિદ્ધભાઈ શ્રી. ફાર્બસ સભા સાથે સંકળાયેલા રહ્યા છે. વીસ વર્ષથીયે વધારે સમય સુધી શ્રી ફાર્બસ સભાના માનાર્હ મંત્રી તરીકે પોતાના અત્યંત પ્રવૃત્તિમય જીવનમાંથી સમય કાઢી એમણે સભાનો કાર્યભાર ઉપાડી લીધો હતો, અને હવે દી. બ. કૃષ્ણલાલ ઝવેરીના અવસાન પછી સભાના પ્રમુખ તરીકે એના સંચાલનનો ભાર ઉપાડી લીધો છે. આ સંગ્રહ પ્રગટ કરી શ્રી ફાર્બસ સભા એમના ઋણનો ભાર અંશતઃ—અલ્પાલ્પ અંશે પણ—હળવો કરી શકે છે એ અમારે માટે આનંદનો પ્રસંગ છે અને આવતા ફેબ્રુઆરી માસમાં પોતાના પ્રવૃત્તિમય જીવનનાં પંચોતેર વર્ષ પૂરાં કરી એ છોત્તેરમા વર્ષમાં પ્રવેશ કરે છે, લગભગ એ જ સુ-અવસર નજીક આ ગ્રંથ પ્રસિદ્ધિ પામે છે એ સુભગ સુયોગ અમારે માટે વિશેષ આનંદપ્રદ બને છે.

જ્યોતીન્દ્ર હ. દવે
માનાર્હ મંત્રી,
શ્રી ફાર્બસ ગુજરાતી સભા

મુંબઈ-૪, તા. ૧-૧૦-૧૯૬૦

# પ્રાસ્તાવિક

વિવિધ વિષયો ઉપર લગિ ગાળે લખાયેલા લેખોનો સંચય અને એક જ વિષય ઉપર લખાયેલું સળંગ પુસ્તક—એ બે વચ્ચે મુખ્ય ફેર એ છે કે જ્યારે આવા સળંગ પુસ્તકમાં વિચાર, ભાષા વગેરેની એકસૂત્રના રહે છે ત્યારે લેખસંચયમાં એ ઘણી વખત એકસરખાં હોતાં નથી; કોઈ વખત તો એમાં વિરોધાભાસ પણ જણાય. છતાં વિષયોની વિવિધતા એ 'લેખસંચય'ની મુખ્ય વિશિષ્ટતા છે આ લેખોમાં મારી વિદ્યાર્થીઅવસ્થામાં "સૌંદર્ય" ઉપરના લેખ અને પછીના લેખો વચ્ચે વાચકને આવી ભિન્નતા જરૂર જણાશે. પરંતુ આવી ભિન્નતામાં વાસ્તવિકતા પણ રહેલી છે. એ જો સ્વીકારીએ તો એને પણ સ્થાન મળવું જોઈએ. તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષયની સાથે "ઔદ્યોગિક લવાદી" તથા "કાયદાની કોર્ટમાં વિનોદ" જેવા વિવિધ વિષયોનો આ 'લેખસંચય'માં સમાવેશ થાય છે એનું મુખ્ય કારણ એ છે કે મારું જીવન એક જ પ્રકારના વ્યવસાયમાં વ્યતીત થયું નથી અને અત્યાર સુધી પણ મારો રસ જીવનમાં અનેક ક્ષેત્રોમાં પથરાયેલો રહ્યો છે. સંયોગવશાત્ મારું કાર્યક્ષેત્ર બદલાતું રહ્યું આને લીધે જીવનના અનુભવો વધતા ગયા, પણ એની સાથે એક જ વ્યવસાય કરવામાં જે ઊંડાઈ આવે તેની ઊણપ પણ કદાચ જણાશે.

અભ્યાસ પૂરો કર્યા પછી, વ્યવસાયી જીવન કઈ દિશામાં ગાળવું એનો નિશ્ચય કર્યા પછી પણ ધાર્યા પ્રમાણે બનતુ નથી એ તો ઘણાનો અનુભવ હશે. જે પ્રકારનું માનસ ઘડાયુ હોય તેને અનુકૂળ ધંધો ન મળે તો માણસને ધંધા સાથે અનુકૂળ થવા માટે યત્નો કરવા પડે છે. એમાં કોઈ વખત ધારી સફળતા ન પણ મળે, છતાં જે કંઈ કરવાનું માથે આવી પડે તેમાં રસ લઈ પોતાની શક્તિ પ્રમાણે બને તેટલું કરી છૂટવું, એમાં પૂરી સફળતા મળે કે ન મળે, પણ સંતોષ તો મળે જ. તત્ત્વજ્ઞાનના અધ્યાપક થવાની ઇચ્છા ફળીભૂત ન થાય અને એને બદલે

હાઇકોર્ટમાં વકીલાત કરવી પડે, અને એ પછી ન્યાયના ક્ષેત્રમાં ન્યાયાધીશપદ ઉપર આવવાનું સદ્ભાગ્ય મળે એને અકસ્માત કહેવો કે વિધિ કહેવો એ માણસની પોતપોતાની માન્યતા ઉપર આધાર રાખે, પરંતુ અણધારેલો બનાવ તો કહેવાય જ. એથી વધારે આગળ જઈને નવી યુનિવર્સિટીના ઉપકુલપતિ પદ ઉપર આઠ વરસ સુધી રહી એનું સંચાલન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય એ પણ એક ઉચ્ચ પ્રકારની સેવા કરવાનો પ્રસંગ મળ્યો એમ હું માનું છું. ન્યાય અને ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓનું સંચાલન—એ છેલ્લા સો વરસમાં આપણા દેશના ઘણા શિક્ષિત પુરુષોને કરવાનો લાભ મળ્યો છે અને એ બંને ક્ષેત્રોમાં કામ કરવાના રસથી મારા માનસનું ઘડતર થયું છે. ઉચ્ચ શિક્ષણથી જો ઉચ્ચ જ્ઞાન ન મળે તો એ શિક્ષણ નિષ્ફળ ગણાય એ મારો મત હજુ પણ કાયમ રહ્યો છે. આ 'સંચય'માં પ્રકટ થયેલા મારા લેખોમાં ઉચ્ચ શિક્ષણ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને ધર્મ—એ વચ્ચે એક સૂત્રના રહેલી છે એ જો વાચકને જણાશે તો આ પુસ્તકની પ્રસિદ્ધિનો હેતુ સફળ થયો એમ હું માનીશ.

શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંચાલકોએ આ 'લેખસંચય' પ્રગટ કરવાનો ઠરાવ કર્યો એ માટે હું એમનો ઋણી છું.

મુંબઈ, તા. ૧–૧૦–૧૯૬૦ —હરસિદ્ધભાઈ વ. દિવેટિયા



શ્રી. હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટિયા

# શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા : આછો જીવન-પરિચય

: ૧ :

કલમ કડછી અને બરછી ધારણ કરનારી નાગર કોમે, જ્યારથી એ કોમનો ઇતિહાસ મળે છે ત્યારથી, ગુજરાત–સૌરાષ્ટ્રની પ્રજામાં પોતાની વિશિષ્ટતા જાળવી રાખી છે. વલભીનાં દાનપત્રોમાં, ક્વચિત્ ઘૂમલીના જેઠવાઓનાં દાનપત્રોમાં, તો ચાલુક્ય અને વાઘેલા યુગના પ્રબંધોમાં નાગર વિદ્વાનો અને મુત્સદ્દીઓનાં નામ જોવા મળ્યાં છે. પૂર્વયુગના યજુર્વેદ–ભાષ્યકાર ઉવ્વટ જેવા, તો ચાલુક્ય યુગના મહાકવિ સોમેશ્વર જેવા મહાન પુરુષો એ નાગર કોમે આપ્યા છે. પોતાની તેજસ્વી મેધા અને કુનેહ–શક્તિથી ગુજરાત–સૌરાષ્ટ્રના રાજકારણને દોરવામાં અગ્રત્વ પ્રાપ્ત કર્યું ત્યારથી મોટા ભાગના નાગરોએ બ્રાહ્મણત્વને સહજ યાચક–વૃત્તિનો ત્યાગ કર્યો. પોતે ગૃહસ્થ તરીકે પ્રસિદ્ધ થયા, છતાં બ્રાહ્મણત્વના સંસ્કારોનો લોપ થવા દીધો નહોતો, એટલું જ નહિ, પોતાના ઉચ્ચ આચાર–વિચારને લઈ બધી જ બ્રાહ્મણ કોમોમાં આજ દિવસ સુધી એ ઉચ્ચતમ જ્ઞાતિ ગણાતી રહી છે. નાગરોમાં અવશ્ય બ્રાહ્મણ અને ગૃહસ્થ એવા ભેદ રહ્યા છે અને એક વર્ગ બ્રાહ્મણ–વૃત્તિથી જીવતો આવ્યો છે, પણ પૌરોહિત્ય નાગર ગૃહસ્થોનું જ કર્યું છે, એ આ કોમની એક આગવી વિશિષ્ટતા રહી છે. છયે પ્રકારના નાગરોમાં આ વસ્તુ અનુભવી શકાય છે. કૃષ્ણોરા અને ચિત્રોડાની સંખ્યા નાની છે. પ્રશ્નોરા સૌરાષ્ટ્રમાં, ખાસ કરી ગોહિલવાડમાં, ખૂબ જાણીતા છે: વૈદક, વિદ્વત્તા અને કવિતા એ પ્રશ્નોરાની આગવી લાક્ષણિકતા છે; જ્યારે વડનગરા વિસનગરા અને સાઠોદરા એમની વિદ્વત્તા ને મુત્સદ્દીગીરીથી જાણીતા છે. વિસનગરા અને સાઠોદરા મોટે ભાગે તળ ગુજરાતમાં–એમાં પણ ઉત્તર અને મધ્ય ગુજરાતમાં છે, જ્યારે વડનગરા ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છમાં ખૂબ ફેલાયેલા છે. દેશી રજવાડાંની અને પછી સાથોસાથ અંગ્રેજી રાજસત્તાની દીવાનગીરી

અને અમલદારીથી વડનગરા નાગરગૃહસ્થોએ પોતાની આગવી વહીવટી કુનેહ–શક્તિનો ગુજરાતને આ પૂર્વે પરિચય આપ્યો જ છે, પણ વિદ્વત્તાનો પણ ઓછો પરિચય આપ્યો નથી. જૂનાગઢ, સુરત, નડિયાદ, અમદાવાદ અને ભાવનગરે છયે નાગર કોમના સમર્થ વિદ્વાનો આપ્યા છે. ગુજરાતના ગઈ પેઢીના સમર્થ સાક્ષરો નાગર કોમે મુખ્યત્વે આપ્યા છે એ ઓછી જાણીતી વાત નથી. એમાં અમદાવાદનું દિવેટિયા કુટુંબ અનેક રીતે સર્વથા આગળ રહ્યા કર્યું છે. આ કુટુંબની અવટંક "દિવટિયા" કે " દિવેટિયા " શા ઉપરથી પડી એ જાણવાનું આપણને કેઈ સાધન મળ્યું નથી, છતાં એ આશ્ચર્ય છે કે "હરિના દિવેટિયા" નાગર પરમ ભક્ત અને પોતાની વિશિષ્ટ નવીન પ્રકારની કવિતાને લઈ " આદિકવિ 'ના બિરુદના અધિકારી જૂનાગઢના નરસિંહ મહેતાનું અને દિવેટિયા કુટુંબનુ ગોત્ર એક છે. નરસૈં ( નરસિંહ ) મહેતાનો વંશ પણ પુત્ર શામળદાસથી આગળ ચાલ્યો નહોતો અને એના કાકા પરબત મહેતાનો વંશ આજે સૌરાષ્ટ્રમાં ખૂબ જ પાંગરેલો છતાં એ વંશમાંના કોઈના આ દિવેટિયા વંશજો નથી. આ દિવેટિયા અને તળાજા–જૂનાગઢના કૃષ્ણદાસ અને પરબતદાસ વગેરે ચાલુક્ય યુગના મહાકવિ અને એ વંશના રાજપુરોહિત સોમેશ્વરના કદાચ સીધા વંશજ છે.

દિવેટિયાઓના આ તેજસ્વી વંશે અમદાવાદમાં પ્રાર્થના–સમાજના સંસ્થાપક પરમ ભક્ત ભોળાનાથ સારાભાઈને જન્મ આપી કૃતકૃત્યતા અનુભવી છે. એ વંશે નરસિંહરાવ, ભીમરાવ, કૃષ્ણરાવ જેવા પ્રથમ કોટિના વિદ્વાનો અને ભક્તોને પણ મેળવ્યા હતા. શ્રી. સારાભાઈ પોતાના યુગના ફારસી ભાષાના એક સમર્થ વિદ્વાન ગણાતા હતા. એમના નાના ભાઈ શ્રી છોટાલાલ પણ એક સમર્થ મુત્સદ્દી અને ફારસી ભાષાના વિદ્વાન હતા. આ શ્રી. છોટાલાલ બાપાભાઈ દિવેટિયા સૌરાષ્ટ્રમાં અંગ્રેજોની કાઠિયાવાડ એજન્સી સને ૧૮૨૧ માં સ્થપાઈ ત્યારે એના પોલિટિકલ એજન્ટના પ્રથમ દેશી સહાયક થયા હતા. એ સમયના અનધડ સ્થિતિ ભોગવતા સૌરાષ્ટ્રને એના કિડિયારાંની જેમ

કાઠિયાવાડનાં દેશી રાજ્યોને વ્યવસ્થિત કરવામાં એમણે ભારે મહત્ત્વની સેવાઓ આપી હતી.

આ શ્રી. છોટાલાલના પૌત્ર શ્રી. વજુભાઈ હિંમતભાઈ સૌરાષ્ટ્રની રાજસ્થાનિક અદાલતમાં ઉચ્ચ કક્ષાના અધિકારી થયેલા અને અનેક કાઠી રજવાડાંઓના 'મેનેજર' પણ અવારનવાર બન્યા હતા. આમ આ કુટુંબની પાસે વિદ્વત્તા અને મુત્સદ્દીગીરીની તેજસ્વી પરંપરા હતી.

: ૨ :

આ તેજસ્વી કુટુંબમાં શ્રી. વજુભાઈને ત્યાં શ્રી. હરસિદ્ધભાઈનો સને ૧૮૮૬ના ફેબ્રુઆરીની ૧૭મી તારીખે જન્મ થયો હતો. પોતાની ૧૫ વર્ષની ઉંમર સુધી શ્રી. હરસિદ્ધભાઈને સૌરાષ્ટ્રમાં જ રહેવાનું થયું હતું. પિતાજીએ એમનામાં કેળવણીનો મજબૂત પાયો રોપ્યો હતો. સાત ધોરણ સુધીનું પ્રાથમિક શિક્ષણ અને ત્રણ ધોરણ સુધીનું અંગ્રેજી શિક્ષણ આમ સૌરાષ્ટ્રમાં જ એમને મળ્યું હતું. સૌરાષ્ટ્રમાંના આ ઉછેરને લઈ એમનામાં ખડતલ જીવન અને ચારિત્ર્યનો ગુણ આરૂઢમૂલ બન્યાં હતાં.

સને ૧૯૦૧માં શ્રી. હરસિદ્ધભાઈ પોતાના વતન અમદાવાદ આવી રહ્યા. અહીં ૧૯૦૨માં એમણે મેટ્રિક્યુલેશનની પરીક્ષા ઉત્તીર્ણ કરી અને ૧૯૦૩માં વધુ અભ્યાસ માટે 'ગુજરાત કૉલેજ'માં દાખલ થયા. એમની તેજસ્વી મેધાને વિકસવાનો અહીં લાભ મળ્યો અને ૧૯૦૬માં 'તર્કશાસ્ત્ર અને નૈતિક ફિલસૂફી'નો વિષય લઈ બી. એ. પહેલા વર્ગમાં ઉત્તીર્ણ થયા. આ માટે એમને બે વર્ષની 'ધીરજલાલ મથુરદાસ શિષ્યવૃત્તિ' મળી. ઉપરાંત બે વર્ષ સુધી એ કૉલેજમાં 'દક્ષિણા ફેલો' તરીકે કામ કરી એમ. એ. નો અભ્યાસ ચાલુ રાખ્યો અને ૧૯૦૮માં 'તત્ત્વજ્ઞાન' સાથે પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થયા. આ કારણે 'તેલંગ ચંદ્રક' અને 'તેલંગ પારિતોષિક' એમને મળ્યાં. એમની ઉચ્ચ પ્રકારની પ્રજ્ઞાનો આ સફળ પરિપાક હતો. એ જ વર્ષે એમણે

"નીતિશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર વચ્ચેનો સંબંધ" એ વિષય ઉપર નિબંધ લખી મુંબઈની યુનિવર્સિટીને સોંપેલો, જેની ઉત્કૃષ્ટતાને લઈ યુનિવર્સિટી તરફથી એમને "કરસનદાસ મૂળજી પારિતોષિક" મળ્યું.

બીજે વર્ષે એટલે કે ૧૯૦૯માં તો તેઓ એલએલ. બી. પણ થઈ ગયા. ત્રેવીસ વર્ષની ઉંમર સુધીમાં તો એઓ હંમેશાં ઉચ્ચ કક્ષાએ ઉત્તીર્ણ થતાં થતાં "એમ. એ, એલ એલ. બી." થઈ ચૂક્યા. આમ એમની નિશાળ અને પછી માધ્યમિક શાળા અને મહાશાળાની કારકિર્દી ઉત્તરોત્તર વધુ અને વધુ ઝળકતી થતી આવી.

: ૩ :

એ યુગમાં વિદ્યાભ્યાસને અંતે 'પ્રોફેસર' થવું એ પરમભૂષણ ગણાતું અને શ્રી. હરસિદ્ધભાઈની પણ એ જ ભાવના હતી. એ ભાવનાના બળ ઉપર ઉત્તર પ્રદેશની બરેલી–કૉલેજમાં ૧૯૧૦માં એ 'તત્ત્વજ્ઞાનના અધ્યાપક' તરીકે નિમાયા. અહીં ૧૯૧૨ સુધી એમણે પોતાની સેવાઓ આપી. મુદ્દત પૂરી થયે—બીજે ક્યાંય ફિલોસોફીની જગ્યા ખાલી ન હોવાથી નિરુપાયે એ મુંબઈ આવ્યા. આ સમયે વડોદરાનરેશ સર સયાજીરાવ ગાયકવાડે વિશેષ અભ્યાસ અર્થે ઇંગ્લૅન્ડ જવા પોતાની મુલાકાતે બોલાવ્યા, પરંતુ વિધિવશાત્ એ યોગનો લાભ ન ઉઠાવી શકાયો. એ મુંબઈ આવ્યા અને મુંબઈ હાઈકોર્ટની 'એપેલેટ' શાખા ઉપર એ જ વર્ષથી એમણે હાઈકોર્ટના સુવર્ણ–મહોત્સવને અવસરે તા. ૧૪–૮–૧૯૧૨થી વકીલાતના શ્રીગણેશ માંડ્યા. ૧૯૧૨થી લઈ ૧૯૩૩ સુધી–૨૧ વર્ષ પર્યંત એમણે મુંબઈમાં આ પ્રમાણે વકીલાતી કારકિર્દી વિતાવી. આ દરમ્યાન ૧૯૨૮ થી ૧૯૩૧ સુધી સરકારી લૉ–કૉલેજમાં કાયદાના 'અધ્યાપક' તરીકે પણ, પોતાના ચાલુ કામ સાથોસાથ, સેવાઓ આપી હતી.

૧૯૨૮માં મુંબઈ બાર કાઉન્સિલની સ્થાપના થઈ ત્યારથી એના એઓ સભ્ય હતા અને ૧૯૩૧–૩૩નાં બે વર્ષ માટે મંત્રી પણ થયા હતા.

વકીલાતના ધંધામાં પ્રતિષ્ઠા મેળવવી એ સરળ વાત નથી. ભારે બુદ્ધિશક્તિ અને જીવનની પ્રામાણિકતા વિના આ ધંધામાં પ્રતિષ્ઠાની શક્યતા નથી. શ્રી. હરસિદ્ધભાઈએ મુંબઈના ૨૧ વર્ષના સમય દરમ્યાન પોતાના એ વ્યાસંગમાં ઉચ્ચ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી ન્યાયતંત્રના સંચાલકોનું હૃદય જીતી લીધું હતું, જેના પરિણામે ૧૯૩૩ના જૂનમાં મુંબઈ હાઈ કોર્ટના એક વધારાના ન્યાયમૂર્તિ તરીકે એમની પસંદગી થઈ.

આ દરમ્યાન સાથોસાથ ૧૯૩૮ માં 'બોમ્બે ટેક્સટાઇલ લેબર એંક્વાયરી કમિટી'ના અધ્યક્ષ તરીકે નિમાયા અને બે વર્ષ પર્યંત એ સેવા પણ આપી. આ બે વર્ષના ગાળામાં મુંબઈ રાજ્યના કાપડ-મિલ ઉદ્યોગનાં વિવિધ કેંદ્રોની મુલાકાત લેવાના સુયોગ સાંપડ્યા હતા. આ કાર્ય હજી સંપૂર્ણ થયું નહિ ત્યાં તો એ પ્રકારની ભારતમાં પહેલી જ 'બોમ્બે ઇન્ડસ્ટ્રિયલ કોર્ટ' ના પ્રમુખ દરજ્જે એમની વરણી થઈ, જે સેવા પણ હાઈ કોર્ટના ન્યાયમૂર્તિ તરીકેની સેવાની સાથે જ કરવાની હતી. ૧૯૩૯ માં જપ્ત થયેલી જમીનોની પુનઃપ્રાપ્તિ માટેની એક વ્યક્તિ 'ટ્રિબ્યુનલ' તરીકે પણ નિમાયા હતા.

એઓ હાઈ કોર્ટની સેવાઓમાંથી નિવૃત્ત થયા તે પૂર્વે એ વખતની અંગ્રેજ સરકારે સને ૧૯૪૫ માં એમને 'સર' નો ઇલકાબ પણ એમની વિશાળ જાહેર સેવાઓ અને ન્યાયતંત્રની પ્રામાણિક કામગીરીના ઉપલક્ષમાં આપ્યો.

એઓશ્રી ૧૯૪૬ માં હાઈ કોર્ટના ન્યાયમૂર્તિની કામગીરીમાંથી નિવૃત્ત થયાં કે તરત જ કોલ્હાપુરમાં સ્થપાયેલી દક્ષિણનાં રાજ્યોની હાઈ કોર્ટના પહેલા મુખ્ય ન્યાયમૂર્તિ તરીકે મુકાયા. ત્યાં હજી ૭ જ માસ સેવા આપી ત્યાં તો મુંબઈ સરકારે 'બોમ્બે ઇન્ડસ્ટ્રિયલ કોર્ટને' પૂરા સમયને માટેની અદાલત બનાવવાનો નિર્ણય લીધો અને શ્રી હરસિદ્ધભાઈ ને એ સેવા આપવા મુંબઈ નિમંત્ર્યા. આ સ્થાન ઉપર ૧૯૪૮ સુધી રહી એમણે એ અદાલતના પ્રમુખસ્થાનને શોભાવ્યું.

ભારતને સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયા પછી સૌરાષ્ટ્રનું પણ એક જુદું એકમ સ્થાપવામાં આવ્યું ત્યારે રાજકોટમાં સૌરાષ્ટ્રની હાઈકોર્ટ અલગ સ્થપાઈ અને એના પહેલા મુખ્ય ન્યાયમૂર્તિ તરીકે ૧૯૪૮ થી ત્રણ વર્ષ પર્યંત એમણે એ સ્થાન ઉપર રહી ભારતના વિવિધ પ્રાંતોમાં મુંબઈ હાઈકોર્ટે જે પોતાની આગવી પ્રણાલી સ્થાપી છે તે સૌરાષ્ટ્રની હાઈકોર્ટને પણ સ્થાપી આપી. એ ત્રણ વર્ષ દરમ્યાન સૌરાષ્ટ્રનાં વિવિધ રજવાડાંઓની હાઈકોર્ટોની વિવિધ પ્રણાલીઓના અભ્યાસનો અને એ બધીના એકીકરણનું ભગીરથ કાર્ય કરવાનો એમને યોગ મળ્યો અને એમાંથી એમણે સૌરાષ્ટ્ર હાઈકોર્ટની પ્રણાલી ઉપસાવી આપી. આ સ્થાન ઉપર શ્રી હરસિદ્ધભાઈ હતા તે દરમ્યાન ૧૯૪૯માં 'શિરોહી રાજ્યના વારસા કમિશન'ના અધ્યક્ષ તરીકે નિમાયા, જેમાં બીજા બે સભ્યો તરીકે જયપુરના અને કોટાના મહારાજાઓ હતા. ૧૯૫૬માં 'વર્તમાન પત્રકારોના વેતન–પંચ' ના પ્રમુખ દરજ્જે એમની વરણી થયેલી, જેમાં એમણે એક વર્ષ પર્યંત સેવા આપી હતી.

: ૪ :

શ્રી. હરસિદ્ધભાઈના તેજસ્વી જીવનનાં જે ત્રણ પાસાં છે તેમાંનું આ એમનું પહેલું પાસું ગણી શકાય, કારણ કે જીવનમાં પડ્યા પછી ૧૯૧૨ થી ૧૯૫૧ સુધીનાં ૪૦ વર્ષોનો સમય એમણે પ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રી અને ન્યાયમૂર્તિ તરીકે જ મુખ્યત્વે ઉજ્જવલ કર્યો. આ સમય દરમ્યાન— થોડે પહેલે ૧૯૧૦ થી—એ અધ્યાપક થયા ત્યારથી–એક બીજું પાસું પણ એમને થોડે ઘણે અંશે યશોદાયક નીવડયું હતું. આને આપણે એમની સાહિત્યોપાસનાનું પાસું કહી શકીએ.

શરૂથી જ એમને લેખનનો શોખ હતો અને ગુજરાતના જાણીતા પ્રતિષ્ઠિત માસિક "વસંત" માં અવારનવાર એઓ લેખો લખતા હતા. એમણે ગુજરાત વિદ્યાસભા ( એ સમયની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ) માટે વિલિયમ જેમ્સના "માનસશાસ્ત્ર"નો ગુજરાતી અનુવાદ કરી

આપેલો, જે મહાશાળાઓમાં પાઠ્યપુસ્તક બની રહ્યો છે. એમનો The Art of Life in Bhagavdgita એ અંગ્રેજી ગ્રંથ એમની સૂક્ષ્મ મેધાનો પરિપાક છે. ગીતાગાયકના મર્મને નિરૂપવાનો એમનો પ્રયત્ન ખૂબ જ સફળતા પામ્યો છે અને ગીતાના તત્ત્વજ્ઞાનના વિચારકોમાં ગણ્ય કોટિનું સ્થાન શ્રી. હરસિદ્ધભાઈને અપાતી રહ્યો છે. આનો ગુજરાતી અનુવાદ પણ પ્રસિદ્ધ થયો છે.

સાહિત્યસંસ્થાઓ સાથે એ શરૂથી જ સંકળાયેલા રહ્યા છે અને છેક ૧૯૨૩ થી એઓ મુંબઈની સુપ્રસિદ્ધ "ફાર્બસ ગુજરાતી સભા"ના માનાર્હ મંત્રી હતા. સંસ્થાના પ્રમુખ દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના અવસાન પછી હાલ ચાર વર્ષથી શ્રી. હરસિદ્ધભાઇ આ સંસ્થાના પ્રમુખ છે.

ગુજરાતી સાહિત્ય પરિષદ સાથે પણ એઓ જૂના સમયથી સંકળાયેલા રહ્યા છે. નડિયાદમાં નવમી સાહિત્ય પરિષદ વખતે બંધારણના ફૂટ સવાલનો સંતોષકારક નિકાલ લાવવા માટે નિમાયેલી ૧૧ જણની સમિતિના એઓ પણ એક સભ્ય હતા.

નવસારીમાં ભરાયેલી ગુજરાતી સાહિત્ય પરિષદ-સંમેલનની બેઠકના પ્રમુખસ્થાન માટે એમની વરણી થઈ હતી, જ્યાંથી એમણે આપેલું વ્યાખ્યાન એમની સાહિત્ય વિષયક સૂક્ષ્મેક્ષિકાનો પરિચય આપી જાય છે.

ગુજરાતી સાહિત્ય પરિષદનું તંત્ર મુંબઈમાં શ્રી કનૈયાલાલ મા. મુનશીની રાહબરી નીચે ચાલતું હતું તે અમદાવાદમાં લાવવાનું થયું ત્યારે બંધારણીય તેમજ બીજી જે કોઈ મુશ્કેલીઓ ઊભી થયેલી તે બધીનો તોડ શ્રી. મુનશીની સાથે રહી કાઢી આપવામાં એઓશ્રીનો ભારે ઉપકાર રહ્યો છે. આજે પરિષદનું નવું બંધારણ અમલમાં આવ્યું છે તેમાં પણ એમનું માર્ગદર્શન મહત્ત્વનું રહ્યું છે.

એમની કલાપ્રીતિ પણ ઉચ્ચ પ્રકારની છે અને ગુજરાતી નાટ્ય મંડળ-મુંબઈના એઓશ્રી પ્રમુખ છે. મુંબઈની ગુજરાત રિસર્ચ સો-

સાયટીનાં શરૂઆતનાં ૧૫ વર્ષો સુધી એ પ્રમુખ હતા. એ સોસાયટી આજે ગુજરાત અને ગુજરાતી પ્રજા વિષેનાં અનેકવિધ સંશોધન કરી-કરાવી રહી છે તેમાં શ્રી. હરસિદ્ધભાઈની પ્રેરણા ઓછી નથી.

વકીલાત કરતા ત્યારે થોડાં વર્ષ એઓ મુંબઈના ઉપનગર-ખારમાં રહેલા તે દરમ્યાન, ૧૯૩૦ થી ૧૯૩૩ સુધી ત્રણ વર્ષ એઓ વાંદરા મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે ચૂંટાયા હતા. આવી રીતે સ્થાનિક સ્વરાજ્યના કાર્યનો પ્રત્યક્ષ અનુભવ પણ એમને મળ્યો હતો.

: ૫ :

એમના જીવનનું ત્રીજું પાસું મુંબઈ વિશ્વવિદ્યાલયની 'સેનેટ'ના સભ્યપદથી મંડાય છે. ૧૯૩૬ થી એ મુંબઈ યુનિવર્સિટીની સેનેટમાં અને સિન્ડિકેટમાં આવ્યા અને ૧૯૪૮ સુધી એમણે સભ્ય દરજ્જે સેવાઓ આપી. મુંબઈ યુનિવર્સિટીમાંની એમની વિવિધ સેવાઓએ એમને શૈક્ષણિક ક્ષેત્રે પણ ઉજ્જવલ કર્યા; અને ૧૯૪૯ માં ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના સાથે જ એમને એ યુનિવર્સિટીના પહેલા ઉપ-કુલપતિનું ગૌરવભરેલું સ્થાન આપવામાં આવ્યું. આ સ્થાન ઉપર બીજી બે વાર પણ ચૂંટાઈ આવ્યા ને આમ પૂરાં આઠ વર્ષ પર્યંત ગુજરાત યુનિવર્સિટીનું સંચાલન કર્યું. નવી જ સ્થપાયેલી યુનિવર્સિટીને દોરવણી આપી ગુજરાતની પ્રથમ કોટિની યુનિવર્સિટીનો દરજ્જો લાવી આપવાનો બધો જ યશ શ્રી. હરસિદ્ધભાઈને ફાળે જાય છે. અનેક અટપટા ને આંટીઘૂંટીથી ભરેલા પ્રશ્નોનો નિકાલ કરવામાં એમની ન્યાયમૂર્તિના પ્રકારની સૂઝે અપ્રતિમ ભાગ ભજવ્યો છે. વિરોધી મંતવ્યો ધરાવનારા સભ્યોને પણ કુનેહથી એમણે ગુજરાત યુનિવર્સિટીના સંચાલનમાં સાથીદાર બનાવી લીધા એ એમની મહત્ત્વની સિદ્ધિ કહી શકાય. યુનિવર્સિટીમાં ઉચ્ચ અભ્યાસમાં પણ શિક્ષણનું માધ્યમ માતૃભાષા રહે એ જગદ્વ્યાપી સિદ્ધાંતને ભારતની અન્ય યુનિવર્સિટીઓ અમલમાં મૂકતી મૂકશે તે પહેલાં ગુજરાત યુનિવર્સિટીએ ચરિતાર્થ કર્યો–એને

શ્રી. હરસિદ્ધભાઈના યુનિવર્સિટી–સંચાલનની ભારે જબરી ફુનેહ ગણી શકાય. પરિભાષાના જટિલ પ્રશ્નને પણ એમણે વિવિધ સમિતિઓ દ્વારા ઉકેલી આપવાનાં પગરણ માંડી આપ્યાં, અને આજે એ સમિતિઓ ખૂબ ખૂબ પ્રગતિ સાધી શકી છે. પાઠ્યપુસ્તકોના પ્રકાશનના વિષયમાં પણ એમણે યુનિવર્સિટીના દરવાજા ખૂલ્લા કરી આપ્યા છે.

સને ૧૯૫૭ની આખરથી એઓ ગુજરાત યુનિવર્સિટીના અધિકાર–સ્થાનેથી નિવૃત્ત થયા છે, છતાં એના એક માનાર્હ સભ્ય તરીકે વિવિધ સમિતિઓમાં પોતાની સેવા આપી રહ્યા છે. ઉપરાંત દેશની બીજી પણ અનેક સંસ્થાઓની તેમજ સરકારની આ વયે પણ સેવાઓ આપી રહ્યા છે. અને છતાં એમણે 'આ હું કરું છું' એવું કદી પણ જણાવા દીધું નથી. भवन्ति नम्रास्तरवः फलागमैः એ સુભાષિત એમના નિરાડંબરી અને નમ્ર પ્રકારના વ્યક્તિત્વમાં આપણે ચરિતાર્થ થતું અનુભવી શકયા છિયે, અને આજે પણ અનુભવી શકિયે છિયે.

*

આ મહાપુરુષનો સૌથી પ્રથમ પરિચય સને ૧૯૨૨માં થયો ત્યારે એમની સરળતાનાં દર્શન ૧૭ વર્ષના એક વિદ્યાર્થીને થયેલાં; બીજી વાર ૧૯૨૯માં ગુજરાતી મહાભારતનાં વિવિધ કવિઓનાં રચેલાં પર્વોના સંશોધન–સંપાદન માટે થયેલાં ત્યારે પોતાના જ આસન ઉપર એક નવસોદિયા તરવરતા અને સંશોધનમાં હજી પા પા પગલી માંડતા યુવકને પોતાની પાસે જ બેસાડી સંશોધન–ક્ષેત્રે પ્રેરણા આપી. પછી તો ગુજરાતી સાહિત્ય પરિષદોનાં વિવિધ અધિવેશનોમાં એમની નિરાડંબરી આત્મીયતાનો અનુભવ કર્યો. સૌરાષ્ટ્રની હાઈકોર્ટના ન્યાયમૂર્તિ હતા ત્યારે સૌરાષ્ટ્ર સંશોધન–મંડળ તરફથી નિમંત્રણ આપી સૌરાષ્ટ્રની ધરતી ઉપર પણ પોતાના એક આત્મીય જનને મોખરે આણ્યો. આવા વિદ્યાના ચાહક, વિદ્વાનોના પુરસ્કારક, કાર્યકુશળ, સરળ–હૃદયી ભારતીય મહાનુભાવનું જીવન આજે અનેકોનું માર્ગદર્શક

બની રહ્યું છે એ માત્ર અમદાવાદને નહિ, માત્ર ગુજરાતને નહિ, સમગ્ર ભારતને ગૌરવપ્રદ છે એમ કહેવામાં જરા પણ અત્યુક્તિ નથી.

શ્રી. હરસિદ્ધભાઈનાં પત્ની — દિ. બા. આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવનાં પુત્રી – સૌ. જ્યોતીબહેન પણ મુંબઈની સ્ત્રીસંસ્થાઓ–ભગિની સમાજ, ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, સ્ત્રીસેવાસંઘ વગેરેમાં સક્રિય રસ લઈ એમની સેવાઓ આપી રહ્યાં છે. એઓએ માનાર્હ મેજિસ્ટ્રેટ તરીકે મુંબઈની જુવેનાઈલ કોર્ટમાં ઘણાં વર્ષ સુધી સેવા આપી છે. શ્રી. હરિસિદ્ધભાઈનાં પાંચ સંતાનો–બે પુત્રો અને ત્રણ પુત્રીઓ–એ યુનિવર્સિટીનું શિક્ષણ લીધું છે. એમનાં મોટાં પુત્રી કુ. સુનયના કેમ્બ્રિજ યુનિવર્સિટીની તત્ત્વજ્ઞાનના વિષયમાં બી. એ. ની ઉપાધિ મેળવીને હાલ વડોદરા યુનિવર્સિટીમાં તત્ત્વજ્ઞાનનાં વાચક તરીકે નિમાયાં છે.

આવા તેજસ્વી કુટુંબના વડીલ શ્રી. હરસિદ્ધભાઈ હજી પણ લાંબું તંદુરસ્ત જીવન જીવી આપણા દેશને અવિચ્છિન્ન દોરવણી આપ્યા કરે એવી ભાવના સેવતાં આનંદ થાય છે.

અમદાવાદ, તા. ૨૨–૩–૬૦ કેશવરામ કા. શાસ્ત્રી

# અનુક્રમણિકા

| ક્રમ | લેખ | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | મુંબઈ શહેરની સંઘટિત સંસ્કૃતિ–મુંબાઈ નાગરિક સમિતિ માટે લખાયેલો લેખ–જૂન, ૧૯૫૪ | ૧ |
| ૨ | અઢારમા સાહિત્ય પરિષદ સંમેલનના પ્રમુખસ્થાનેથી, નવસારી, ડિસેમ્બર, ૧૯૫૨ | ૩૪ |
| ૩ | વિજ્ઞાનમાંથી પ્રજ્ઞાન–દી. બ. ચુનીલાલ ગાંધી વિદ્યાભવન, સુરતમાં આપેલું વ્યાખ્યાન | ૧૦૧ |
| ૪ | અ. ભા. પ્રાચ્યવિદ્યા પરિષદનું સત્તરમું અધિવેશન–અમદાવાદ, ૧૯૫૩ | ૧૨૬ |
| ૫ | સૌંદર્ય–અમદાવાદ સાહિત્ય સભામાં વાંચેલો નિબંધ, ૧૯૦૯ | ૧૫૦ |
| ૬ | બીજી ગુજરાતી સંશોધન પરિષદ, અમદાવાદના પ્રમુખસ્થાનેથી, ૧૯૫૩ | ૧૬૧ |
| ૭ | ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના ચૌદમા અધિવેશન અંગે કલાપ્રદર્શનનું ઉદ્ઘાટન, અંધેરી, ૧૯૪૧ | ૧૭૨ |
| ૮ | માનવધર્મ–અમદાવાદમાં આપેલા વ્યાખ્યાનનો સાર, ૧૯૫૧ | ૧૮૧ |
| ૯ | નિયમનું સામ્રાજ્ય–"અખંડ આનંદ" ૧૯૫૫ | ૧૮૮ |
| ૧૦ | સરદાર પટેલ–"આકાશવાણી" અમદાવાદ, ૧૯૫૧ | ૨૦૦ |
| ૧૧ | ગુજરાત યુનિવર્સિટીમાં મંગલ પ્રવચન, ૧૯૫૦ | ૨૦૮ |
| ૧૨ | ભારતનો નવયુગ–"યુગદર્શન" ૧૯૪૯ | ૨૧૮ |
| ૧૩ | સમસ્ત નાગર પરિષદ, પ્રથમ અધિવેશન–સ્વાગત પ્રમુખનું ભાષણ, ૧૯૪૬ | ૨૨૬ |
| ૧૪ | અધ્યાપકોનું આજનું કર્તવ્ય–"બુદ્ધિપ્રકાશ" ૧૯૫૨ | ૨૩૬ |
| ૧૫ | ચિત્રકલા–પ્રદર્શન–સૌરાષ્ટ્ર કળામંડળના કલાપ્રદર્શનમાં પ્રવચન, ૧૯૪૯ | ૨૪૧ |
| ૧૬ | ધાર્મિક તહેવારોનું રાષ્ટ્રિય મહત્ત્વ–"આકાશવાણી" અમદાવાદ, ૧૯૫૧ | ૨૪૬ |
| ૧૭ | સૌરાષ્ટ્રમાં વહીવટ અને ન્યાયતંત્રનું વિભાગીકરણ–"આકાશવાણી" અમદાવાદ, ૧૯૫૦ | ૨૫૨ |

| | | |
|---|---|---|
| ૧૮ | "ગુજરાત સમાચાર"ની ખાસ મુલાકાત, ૧૯૫૦ | ૨૬૧ |
| ૧૯ | વિશ્વ-વિદ્યાલયમાં ધાર્મિક શિક્ષણ, ૧૯૫૦ | ૨૬૭ |

| No. | Title | Page |
|---|---|---|
| 1 | What Life has Taught Me – 'Bhavan's Journal' 1958 | 1 |
| 2 | Our University Education – 'Bhavan's Journal' 1958 | 15 |
| 3 | Indian Culture in Modern Life – Address At Bhaartiya Vidya Bhavan, 1943 | 27 |
| 4 | Welcome Speech – All India Oriental Conference, 7th Session – Ahmedabad, 1953 | 45 |
| 5 | Indian History Congress, 17th Session – Ahmedabad | 69 |
| 6 | Role of University in the Promotion of Social Welfare – Paper read at the All India University Board, 1951 | 85 |
| 7 | Case for a Regional University – 'All India Radio' 1950 | 96 |
| 8 | The Future of Gandhism in India – 'Gandhi Marg' 1957 | 106 |
| 9 | Balasaheb Kher – As I Knew Him – 'Gandhi Marg' 1957 | 115 |
| 10 | Tasks for New Adventure – 'Bharat Jyoti' 1951 | 123 |
| 11 | 13th Gujarat Research Meeting – Bombay | 140 |
| 12 | Notes On Industrial Arbitration – Textile Conference – Ahmedabad | 145 |
| 13 | Inaugural Address At the Rotery International – Ahmedabad | 155 |
| 14 | Law and Laughter – 'All India Radio' | 167 |

# મહત્ત્વના મુદ્રણ-દોષો

[૧]

(ગુજરાતી વિભાગ)

| પાનું | લીટી | છપાયું છે તે | બદલીને વાંચવું |
|---|---|---|---|
| ૨ | છેલ્લેથી ત્રીજી | કોંકણી | કોંકણી |
| | ,, ચોથી | તે | તો |
| ૭૬ | ,, બીજી | સંઘટિત | સંઘટિત |
| | | અન | અને |
| ૮૩ | ૪ | આર્થિક | આર્થિક |
| ૧૧૩ | ૩ | —as | was |
| ૧૧૩ | ૨૫ | RepreSent | Represent |
| ૧૧૬ | ૧૭ | અમને | એમને |
| ૧૧૭ | ૧૦ | નિયણ | નિયમ |
| ૧૨૦ | ૩ | ઉપરથી | ઉપરની |
| ૧૨૧ | છેલ્લી | પોતાન | પોતાના |
| ૧૨૫ | છેલ્લી | પ્રતાન | પ્રતાન ? |
| ૧૩૪ | ૮ | જન | જૈન |
| ૧૩૫ | ૪ | કુટુંબની, | કુટુંબના |
| ૧૪૮ | ૬ | શબ્દકોશનો | શબ્દકોશનો |
| ૧૫૩ | ૮ | સૌંદર્યથા | સૌંદર્યથી |
| ૧૫૬ | ૧૯ | નનિક | નૈનિક |
| ૧૭૫ | ૯–૧૦ | વાસ્તવિકતા | વાસ્તવિકતા |
| ૧૭૯ | ૨૦ | લાભ | લાભ ? |
| ૧૮૨ | ૨ | હિંદને | હિંદને |
| | ૨૦ | ધર્મઃ | ધર્મઃ |
| ૧૮૪ | ૫ | પરધર્મો | પરધર્મો |
| ૧૮૬ | ૨૩ | આહિંસા | અહિંસા |
| ૧૮૭ | ૩ | लम्यः | लम्यः |

| | | | |
|---|---|---|---|
| ૧૯૬ | ૬ | વહોરતો | વહોરતો |
| ૧૯૭ | ૧ | નિયમનું (મથાળું) | નિયમનું |
| ૧૯૯ | ૪ | નૈતિક | ભૌતિક |
| ૨૧૩ | ૧૨ | વિદ્યાથીઓને | વિદ્યાર્થીઓને |
| ૨૧૪ | ૧૬ | ટૂંકે | ટૂંકું |
| ૨૨૨ | ૨૦ | મક્તાની | મુક્તાની |
| ૨૨૩ | ૧૨ | સવે | સર્વે |
| ૨૩૩ | ૧૦ | તેએનો | તેઓનો |
| ૨૩૭ | ૧ (મથાળું) | આજનુ | આજનું |
| | ૧૧ | ઉત્તજન | ઉત્તેજન |
| ૨૪૪ | ૨૨ | સૌદર્યનો | સૌંદર્યનો |
| ૨૪૭ | ૧ (મથાળું) | રાષ્ટ્રય | રાષ્ટ્રિય |
| | ૪ | વષમાં | વર્ષમાં |
| | ૧૪ | બગાળમાં | બંગાળમાં |
| ૨૪૯ | ૧૦ | બાધન | સાધન |
| ૨૫૫ | ૧ (મથાળું) | ન્યા તંત્રનું | ન્યાયતંત્રનું |
| ૨૫૭ | ૧ (,,) | સોરાષ્ટ્રમાં | સૌરાષ્ટ્રમાં |
| ૨૭૦ | ૧૪ | ગ્રેગીએ | ગ્રેગારીએ |
| ૨૭૨ | ૮ | ધામિક | ધાર્મિક |

[૨]
(અંગ્રેજી વિભાગ)

| પાનું | લીટી | છપાયું છે તે | બદલીને વાંચવું |
|---|---|---|---|
| 1 | × Footnote | | × First published in The Bharati Vidya Bhavan's Journal |
| 5 | 17 | whicb | which |

| | | | |
|---|---|---|---|
| 15 | 4 | a e | are |
| | last | y. | ? |
| 16 | 13 | wtthin | within |
| 17 | 12 | Sludents | students |
| | 21 | ve | we |
| 20 | 14 | lhe | the |
| 22 | 14 | gants | grants |
| | 20 | irrigation | irrigation, |
| 23 | 18 | as | is |
| 24 | 24 | I here | There |
| 26 | 11 | thd | the |
| | 25 | ac | and |
| 27 | 10 | p opose | propose |
| | last | evely | every |
| 31 | 12 | againet | against |
| 39 | 9 | essentlals | essentials |
| | 10 | e | be |
| 48 | 14 | places is | places in |
| | 14 | dcserved | deserved |
| 50 | 20 | fasting | lasting |
| 51 | 22 | was the pioneer | was Hemchandra-charya, the pioneer |
| 52 | 19 | ensurined | enshrined |
| | 22-23 | manu-scrtpts | manu-scripts |
| 58 | 27 | ale | are |
| 60 | 24 | architectore | architecture |
| 71 | 6 | ean | can |

| | | | |
|---|---|---|---|
| 85 | 2 | Welfare | Welfare* |
| | 23 | is super- | is a super- |
| | Footnote | – | * Paper read at the Delhi Sessions of the All-India Universities Conference |
| 93 | 9 | ils | its |
| 94 | 18 | considcred | considered |
| 96 | 12 | Vas | was |
| 98 | 10 | irrestible | irresistible |
| 99 | 9 | whicb | which |
| 101 | 12 | in | is |
| 119 | 20 | was | I was |
| 122 | 7 | stong | strong |
| 134 | 25 | indolgence | indulgence |
| 137 | 23 | ot | of |
| 139 | 1 | the'r | their |
| 140 | 1 | 13th Gujarat | Gujarat |
| 142 | 24 | Norms | ? |
| 144 | 12 | grants, | grants, |
| 146 | 21 | induslrial | industrial |
| 147 | 11 | acl, | act, |
| 156 | 7 | increse | increase |
| 158 | 7 | acieved | achieved |
| 159 | 16 | welfere | welfare |
| | 26 | clases | classes |

# ૧ : મુંબઈ શહેરની સંઘટિત સંસ્કૃતિ*

ગુજરાતી સાહિત્ય પરિષદ (ગુજરાતી સાહિત્યિક અકાદમી) રાજ્યપુનર્ઘટનાપંચ ઉપર નમ્રતાપૂર્વક નીચે મુજબનું નિવેદન-પત્ર પાઠવે છે: આ સાહિત્યપરિષદ એક અગ્રણી અને પચાસ વર્ષ જૂની સંસ્થા છે. એનું મુખ્ય કાર્યાલય મુંબઈમાં છે. આ સંસ્થાનો પ્રધાન ઉદ્દેશ ગુજરાતી-ભાષાભાષી સમસ્ત જનતાનો સાહિત્યિક અને સાંસ્કૃતિક વિકાસ સાધવાનો તેમજ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવાનાં પગલાં લેવાનો છે. છેલ્લાં પચાસ વર્ષ દરમિયાન ગુજરાત અને સૌરાષ્ટ્રમાં જુદાં જુદાં શહેરોમાં તથા નગરોમાં તેમજ મુંબઈ શહેરમાં પણ એનાં અધિવેશનો ભરાયાં છે. સાહિત્યના ક્ષેત્રમાં ગુજરાતની નામાંકિત ગણાતી વ્યક્તિઓએ આ સંસ્થાનું પ્રમુખપદ શોભાવ્યું છે. ગુજરાતી સાહિત્યને લગતી સાહિત્યિક યોજનાઓમાં મુંબઈ રાજ્યની સરકારને એ સહાય કરી રહી છે, તેમ કેટલાંક વિદ્વત્તાભર્યાં પ્રકાશનો પણ એણે પ્રગટ કર્યાં છે.

ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ–સમિતિએ તેમજ ગુજરાતસીમા–સમિતિએ પંચ સમક્ષ રજૂ કરેલાં નિવેદનપત્રો તૈયાર કરવામાં પરિષદે એ બંને સંસ્થાઓ સાથે સહકાર કર્યો છે અને એ નિવેદનપત્રોમાં કરવામાં આવેલી તમામ દલીલોને તેમજ માગણી-

* જૂન-૧૯૫૪

ઓને એ ટેકો આપે છે. મુંબઈ નાગરિકસમિતિ તરફથી રજૂ કરવામાં આવેલા નિવેદનપત્રનું તેમજ મુંબઈ શહેરને કોઈ પણ ભાષાવાર એકમમાં ભેળવી નહિ દેવા માટે સમિતિ તરફથી રજૂ કરવામાં આવેલાં કારણોનું પણ આ પરિષદ સમર્થન કરે છે. આ પરિષદ મુખ્યત્વે કરીને તો આ વિષયની સાહિત્યિક અને સાંસ્કૃતિક બાજુ સાથે જ સંબંધ ધરાવતી હોવાથી આ નિવેદનપત્રમાં એ બાજુ ઉપર જ ભાર મૂકવા ઇચ્છે છે.

આધુનિક ભારતનાં તમામ શહેરોમાં મુંબઈ શહેરને બીજાં તમામ સ્થળોથી જુદું પાડે એવી એની એક નોંધપાત્ર લાક્ષણિકતા છે, અને તે એની સંઘટિત તેમજ પચરંગી સંસ્કૃતિ છે. એ કોઈ પ્રાચીન શહેર નથી. છેલ્લાં ત્રણ સો વર્ષના કાળ દરમિયાન માછીમારોના ગામડામાંથી વિકાસ પામીને એ એશિયાનું એક મોટામાં મોટું અને જબરદસ્ત બંદર બન્યું છે તેનું મુખ્ય કારણ તો તરેહતરેહની જે જે પ્રજા એ નીચાણ અને ભેજવાળા ટાપુ ઉપર આવીને વસી અને એ તમામ પ્રજાએ પોતાની સાથે સંસ્કૃતિની પોતપોતાની વિશિષ્ટ અને નિરનિરાળી ભાત લેતી આવી તે છે. ઇતિહાસના આરંભકાળથી જ, એટલે કે હાલનું મુંબઈ જે ટાપુઓનું બનેલું છે તે ટાપુઓ ઉપર રાજા ભીમદેવનું શાસન પ્રવર્તતું હતું ત્યારથી જ, તેમજ તે પછીથી ગુજરાતના રાજાએ એને જીતી લઈ પોતાની હકૂમતના પ્રદેશમાં ભેળવી દીધું એ તમામ સમય દરમિયાન મુંબઈ કોંકણો, પોર્ટુગીઝ, ગુજરાતી અને મરાઠી ભાષાઓ બોલતા વિવિધ પ્રકારના લોકો વડે વસાવેલું અનેક-ભાષાભાષી શહેર જ રહ્યું છે.

સન ૧૬૬૨માં આ ટાપુ ઉપર અંગ્રેજોનું રાજ્ય સ્થપાયું અને મુંબઈ શહેરની રાજ્યભાષા અંગ્રેજી થઈ ત્યારથી એની આ લાક્ષણિકતા વિશેષ સ્પષ્ટ બની છે. તે પછી સંસ્કૃતિની જે જુદી જુદી ભાતો એના વતનીઓમાં હતી તે સર્વનો સમન્વય થતાં જાતજાતની અનેક સંસ્થાઓ હસ્તીમાં આવી અને એ કાર્યમાં એ વસ્તીના તમામ વર્ગોએ જેને એમણે પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હતું તેવા મુંબઈ શહેર માટે યોગ્ય એવા અભિમાનની લાગણીથી પ્રેરાઈને મહત્ત્વનો ફાળો આપ્યો છે.

આધુનિક શહેરોનો સાંસ્કૃતિક વિકાસ સાધવામાં વેપાર અને ઉદ્યોગે હમેશાં આગળ પડતો ભાગ ભજવ્યો છે અને મુંબઈ શહેર માટે તો આ હકીકત વિશેષ સાચી છે. નિરંતર વિકાસ સાધી રહેલા આ બંદર માટે આવશ્યક એવી વેપારવાણિજ્યની તમામ શાખાઓ ખોલવા માટે ગુજરાતમાંથી સંખ્યાબંધ સાહસિક વ્યક્તિઓ આવી. ખરું જોતાં, ઈસ્ટ ઇંડિયા કંપનીના અધિકારીઓએ તેમને મુંબઈ આવવા માટે ખાસ નિમંત્રણ આપ્યું હતું. એ અધિકારીઓ એ લોકોનું વડું મથક સુરત ખાતે હતું તે વખતથી તેમના સંપર્કમાં આવ્યા હતા. મુંબઈની અનારોગ્યમય અને અનાકર્ષક આબોહવામાં આવીને વસવા માટે આ સાહસિક વ્યક્તિઓને જાતજાતની છૂટછાટો અને ખાતરીઓ આપવામાં આવી હતી. આ વસાહતીઓમાં વધારેમાં વધારે મહત્ત્વના કહી શકાય એવા વસાહતીઓ તે પારસી હતા. તેઓ દક્ષિણ ગુજરાતના વતની હતા. પારસીઓ ત્યાં સાતમી સદીમાં સ્થિર થઈને રહ્યા હતા, એટલે એ રીતે જોતાં એ પારસીઓ સદીઓ પછીથી ઉત્તરમાંથી સ્થળાંતર

કરીને ત્યાં આવીને વસેલા ઘણા હિંદુઓ કરતાં યે ગુજરાતના પહેલા વતની ગણાય. પારસીઓએ ગુજરાતીને પોતાની માતૃભાષા તરીકે અપનાવી હતી અને તે સાથે સ્થાનિક હિંદુઓના ઘણાખરા સામાજિક તેમજ લગ્નને લગતા રીતરિવાજો પણ અપનાવ્યા હતા. વેપારઉદ્યોગના ક્ષેત્રમાં તેમણે ભારે સાહસિકતા દાખવી હતી તેમજ ગુજરાત બહારથી ગુજરાત પર ચડી આવનાર કોઈ પણ આક્રમક સામે લડવામાં પણ એવી જ સાહસિકતા દાખવી હતી એટલે પોતાને ગુજરાતી કહેવડાવવાનો જેટલો દાવો ગુજરાતી હિંદુઓનો છે તેટલો જ દાવો પારસીઓનો પણ છે. સુરતમાં હિંદુઓ તેમજ અંગ્રેજ વેપારીઓ સાથેના તેમના સંબંધ મૈત્રીભર્યા હતા. મુંબઈમાં પહેલવહેલું પારસી કુટુંબ સન ૧૬૪૦માં પોર્ટુગીઝ એટલે કે ફિરંગીઓના શાસન દરમિયાન આવ્યું હતું, પણ અંગ્રેજોએ એ ટાપુનો કબજો લીધો તે પછી પારસીઓ ઘણી મોટી સંખ્યામાં સ્થળાંતર કરી ગયા. એ સહુમાં બધાથી આગળ તરી આવનાર લવજી વાડિયા હતા. જહાજી બાંધકામમાં એમની કુશળતા એટલી બધી હતી કે દૂરદૂર ઇંગ્લૅંડ જેવે સ્થળે પણ તેમની ખ્યાતિ પ્રસરી હતી. એમણે અને એમના અનુગામીઓએ મુંબઈની ગોદીઓમાં સંખ્યાબંધ જહાજો બાંધ્યાં હતાં અને તે અંગ્રેજોને કેવળ વેપારના કામ માટે જ નહિ પણ નેપોલિયન સામેના યુદ્ધમાં પણ ઉપયોગી નીવડ્યાં હતાં. એ પછી સર જમશેદજી જીજીભાઈ, સર દીનશા માણેકજી પિટિટ, સર કાવસજી જહાંગીર રેડીમની, જમશેદજી એન. ટાટા, તેમ પટેલો, બનાજીઓ, કામાઓ, જીજીભાઈઓ, દાદીશેઠો અને

ધંધાઉદ્યોગના બીજા અગ્રણીઓ—જેમની આજે મોટી મોટી વેપારી પેઢીઓ છે તેમના પૂર્વજો મુંબઈ પ્રત્યે આકર્ષાયા હતા અને ચીનમાં તેમજ ઇતર સ્થળોએ ધંધાઉદ્યોગ કરીને પોતે જાતે સમૃદ્ધ થયા અને મુંબઈ શહેરને પણ તેમણે સમૃદ્ધ કર્યું. સમસ્ત પ્રજાના કલ્યાણ માટે ઉદારતાથી સખાવત કરવાની ભાવના એ તેમનો એક આગળ પડતો ગુણ હતો. મુંબઈનો સાંસ્કૃતિક અને પચરંગી વિકાસ હકીકતમાં તો આ ભાવનાને અથવા ગુણને લઈને થયો છે. તેમની દૃષ્ટિ પ્રગતિશીલ હતી, એટલે જેને તેમણે પોતાના વતન તરીકે અપનાવ્યું એ મુંબઈમાં શાળા, કૉલેજ, હૉસ્પિટલો તેમજ જાહેર સંસ્થાઓ સ્થાપવા માટે તેમણે છૂટે હાથે બહોળી અને ઉદારતાભરી સખાવતો કરી. સુપ્રસિદ્ધ 'જે. જે. હૉસ્પિટલ', 'જે. જે. સ્કૂલ ઑફ આર્ટ્સ' તથા 'જે. જે. પારસી બેનેવોલંટ ઇન્સ્ટિટ્યૂશન'ની સંસ્થાઓ માટે સર જમશેદજી જીજીભાઈના કુટુંબનું મુંબઈ શહેર ઋણી છે. આ બધી સખાવતો લગભગ ત્રીસ લાખ જેટલી થવા જાય છે. રેડીમની કુટુંબે મુંબઈ શહેરને જૂનું એલ્ફિન્સ્ટન કૉલેજનું મકાન, યુનિવર્સિટીનો પદવીદાન સમારંભ-ખંડ, જાહેર સભાઓ માટે ધી કાવસજી જહાંગીર હૉલ, જે. જે. હૉસ્પિટલમાંની આંખની હૉસ્પિટલ, જહાંગીર આર્ટ ગૅલેરી વગેરે આપ્યાં છે. વાડિયા કુટુંબે જાણીતી વાડિયા ચૅરિટીઝની (ધર્માદાનની) સ્થાપના કરી છે અને એમાંથી જ્ઞાતિ કે સંપ્રદાયના કે કોઈ પણ પ્રકારના ભેદભાવ વિના વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણ માટે શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. પારસીઓએ પ્રજાને પ્રસૂતિગૃહો અને બાળકો માટેની હૉસ્પિટલો પણ આપી છે.

એમાંથી કાયમને માટે આવક થાય એવાં સમૃદ્ધ અને સંખ્યાબંધ સાધનો તેમજ સંસ્થાઓની ટાટા કુટુંબે સ્થાપના કરી છે તે એટલી બધી જાણીતી છે કે તેના પુનરુલ્લેખની અહીં જરૂર નથી. મુંબઈના કોઈ પણ જ્ઞાતિ કે સંપ્રદાયના નાગરિકોના ઉપયોગમાં આવે એવી ઘણી સંસ્થાઓ પારસીઓ તરફથી સ્થાપવામાં આવી છે;—જેમ કે 'સોરાબજી શાપુરજી બંગાળી ગર્લ્સસ્કૂલ', 'ફરામજી કાવસજી ઇન્સ્ટિટયૂટ', 'કામા હૉસ્પિટલ', 'એલેક્ઝાન્ડ્રા ગર્લ્સ સ્કૂલ', 'મોટલાબાઈ હૉસ્પિટલ', 'એન. એમ. પિટિટ લાઇબ્રેરી.'

પારસીઓ કેવળ વેપારના ક્ષેત્રમાં જ અગ્રણી નહોતા, વેપાર ઉપરાંત સંખ્યાબંધ સાંસ્કારિક પ્રવૃત્તિઓમાં પણ તેમણે પહેલ કરી હતી;—જેમ કે શિક્ષણનો વ્યવસાય, પત્રકારત્વ, પ્રકાશનસંસ્થાઓ, નાટયકલા વગેરે.

મુંબઈમાં ગુજરાતી ભાષામાં પહેલવહેલું વર્તમાનપત્ર 'મુંબઈ સમાચાર' મોબેદ ફરદુનજી મર્ઝબાને સન ૧૮૨૨માં શરૂ કરેલું. તે પછી દસ વર્ષ રહીને 'જામે જમશેદ'નો જન્મ થયો. એ પત્ર પણ ગુજરાતી ભાષામાં નીકળ્યું હતું. આ બંને અખબારો અત્યારે પણ હસ્તી ધરાવી રહ્યાં છે ને તે સમૃદ્ધ અવસ્થામાં છે. ૧૮૫૭માં 'રાસ્ત ગોફતાર' નામનું વળી એક બીજું અખબાર ગુજરાતી ભાષામાં પ્રગટ થયું હતું અને તેની સ્થાપના કાબરાજીએ કરી હતી. 'સ્રીબોધ' નામનું એક માસિક પણ કાબરાજી કુટુંબ તરફથી ચલાવવામાં આવતું હતું. એ માસિક વર્ષો સુધી ચાલુ રહ્યું હતું.

મુંબઈમાં પહેલવહેલું નાટક એક પારસી નાટક-કંપનીએ

૧૮૫૨માં ભજવેલું અને તે પછીથી સંખ્યાબંધ ગુજરાતી તેમજ મરાઠી નાટક-કંપનીઓ પોતાની અદ્ભુત કલાથી મુંબઈની પ્રજાનું મનોરંજન કરતી આવી છે.

મુંબઈમાં બ્રિટિશરાજ્યનું આગમન થયું તે પૂર્વેની હિંદુ વસ્તીમાં મોટે ભાગે માછીમારો, ભંડારીઓ, પલસીકર બ્રાહ્મણો, પાઠારે પ્રભુઓ તેમજ કોંકણના શેણવીઓ વગેરેનો સમાવેશ થતો હતો, પણ તે પછીથી સૌરાષ્ટ્ર, કચ્છ અને ગુજરાતમાંથી હિંદુ વસ્તીનો ઠીક ઠીક મોટા પ્રમાણમાં ધસારો થયો હતો. ખાસ ખાસ વસાહતીઓમાં ભાટિયા, કપોળો, ઇતર વાણિયાઓ તથા ખતરીઓનો સમાવેશ થાય છે. એ લોકોને મુંબઈમાં રહેવાનું મન થાય અને ખાસ કરીને મુંબઈનો રૂનો ધંધો તેઓ વિકસાવે તેટલા માટે ઇસ્ટ ઇંડિયા કંપનીએ તેમને અનેક જાતની સગવડો આપેલી. મુંબઈમાં સહુથી શરૂઆતમાં આવીને વસનારા ગુજરાતી હિંદુઓમાં એક રૂપજી ધનજી કરીને કપોળ વાણિયા હતા. એના વંશજોએ મુંબઈના વેપારને તેમજ સાંસ્કારિક જીવનને ખીલવવામાં અને તેનો વિકાસ સાધવામાં મોટો ભાગ ભજવ્યો છે. રૂપજી ધનજી સન ૧૬૯૨માં સૌરાષ્ટ્રમાં આવેલા દીવ ખાતેથી આવ્યા હતા. ઇસ્ટ ઇંડિયા કંપનીએ મુંબઈ પોતાના કબજામાં લીધું તે પછી તરત જ તેના પુત્ર મનોરદાસ મુંબઈના નગરશેઠ બન્યા હતા. ઈ. સ. ૧૭૨૨માં મુંબઈના કેટલાક આગેવાનોએ દેશી શિક્ષણ સમાજ (નેટિવ એજ્યુકેશન સોસાયટી)ની સ્થાપના કરી હતી તેમાંના એક મનોરદાસના પુત્ર શ્રી દેવીદાસ પણ હતા. મનોરદાસના એક પૌત્ર માધવદાસ હતા, જેની સ્મૃતિમાં તેમના વંશજોએ એક

ધાર્મિક અને સાંસ્કૃતિક સ્મારક રચ્યું, જે માધવબાગ તરીકે સુપ્રસિદ્ધ છે અને શહેરની મધ્યમાં આવેલું છે. તે પછી રૂપજી ધનજીના વંશમાં સહુથી વધારેમાં વધારે જાણીતી વ્યક્તિ તે સર મંગળદાસ નથુભાઈ ગણાય. એમના સમયમાં તેઓ મુંબઈના એક જાહેર નેતા હતા અને મુંબઈરાજ્યની પહેલવહેલી વિધાન-પરિષદ (લેજિસ્લેટિવ કાઉન્સિલ)ના તેઓ સભ્ય હતા. ઈ. સ. ૧૮૫૨માં તેમણે 'સ્ટુડન્ટ્સ લિટરરી ઍન્ડ સાયન્ટિફિક સોસાયટી' નામની સંસ્થા શરૂ કરવામાં મદદ કરી હતી. આ સંસ્થા તેમજ રૉયલ એશિયાટિક સોસાયટીની મુંબઈની શાખા આજે પણ સમૃદ્ધ થતી જાય છે. ૧૮૬૭માં 'બૉમ્બે એસોશિયેશન' તરીકે જાણીતી એક જાહેર સંસ્થાના તેઓ સહાયક હતા. 'બૉમ્બે એસોશિયેશન' એ 'બૉમ્બે પ્રેસિડન્સી એસોશિયેશન' તરીકે જાણીતી સંસ્થાની પુરોગામી સંસ્થા હતી. સર મંગળદાસ નથુભાઈએ સ્ત્રીશિક્ષણની પ્રવૃત્તિને આગળ ધપાવવામાં સહાય કરી હતી અને એક કન્યાશાળા પણ સ્થાપી હતી, જે તેમના નામથી ઓળખાય છે. મુંબઈ વિદ્યાપીઠમાં એમણે કાયમની આવક આપે એવી બે સુંદર સખાવતો કરી હતી, જેમાંની એક 'મંગળદાસ નથુભાઈ સ્કૉલરશિપ' તરીકે અને બીજી 'મંગળદાસ નથુભાઈ ટ્રાવેલિંગ ફેલોશિપ' તરીકે ઓળખાય છે. આ બે સખાવતોને પરિણામે સંખ્યાબંધ વિદ્યાર્થીઓ ભારતમાં તેમજ પરદેશોમાં ઉચ્ચ શિક્ષણ મેળવવાને શક્તિમાન નીવડ્યા છે. એ જ વંશના બીજા બે સભ્યોએ પણ ઉદાર સખાવતો કરી છે. સર હરકિસનદાસ નરોત્તમદાસના કુટુંબે તમામ હિંદુઓ માટેની હરકિસનદાસ હૉસ્પિટલ

માટે સખાવત કરી છે, જ્યારે સર જગમોહનદાસ વરજીવનદાસે સિડનહામ કૉલેજ ઑફ કૉમર્સની સ્થાપના માટે જંગી રકમની સખાવત કરી હતી. સિડનહામ કૉલેજ ઑફ કૉમર્સ એ તે કાળે ભારતમાં પહેલવહેલી જ સ્થપાઈ હતી.

છેક શરૂઆતના કાળમાં મુંબઈ આવીને વસનાર કેટલીક કોમોમાં કચ્છ અને સૌરાષ્ટ્રમાંથી આવેલી સાહસિક ભાટિયા કોમનો પણ સમાવેશ થાય છે. મુંબઈ આવનાર ભાટિયા કોમની સહુથી પ્રથમ જાણીતી વ્યક્તિ તે જીવરાજ બાલુ. ઈ.સ. ૧૭૮૫માં તેઓ મુંબઈ આવ્યા હતા. મુંબઈ આવીને વસ્યા પછી તેઓ એક મોટા વેપારી થયા હતા અને સ્ત્રીકેળવણીનો આરંભ કરવા તેમણે સખાવતો કરી હતી. સર જમશેદજી જીજીભાઈના તેઓ સમકાલીન હતા. એ બંને જણાએ મુંબઈમાં મોતીશાહ નામના એક જૈન વેપારીના સહકારથી પાંજરાપોળ જેવી સંસ્થાઓ સ્થાપવામાં તથા તેને વિકસાવવામાં મહેનત કરી હતી. મુંબઈના સાંસ્કૃતિક વિકાસ અર્થે ખૂબ જ છૂટે હાથે દાનની મોટી મોટી રકમો એક અત્યંત જાણીતા ભાટિયા વેપારીએ આપી હતી. એમનું નામ ગોકુળદાસ તેજપાળ. એમણે સખાવતોમાં રૂ. ૧૭ લાખ આપ્યા હતા. એમણે દોઢ લાખ રૂપિયા ગોકુળદાસ તેજપાળ હૉસ્પિટલ બંધાવવા માટે અને બે લાખ રૂપિયા જી. ટી. બોર્ડિંગ બંધાવવા માટે આપ્યા હતા. તેનો કેટલાયે વિદ્યાર્થીઓએ લાભ લીધો છે અને એમાંના કેટલાક તો જાહેર જીવનમાં આગેવાન વ્યક્તિઓ તરીકે બહાર આવ્યા છે. ગોકુળદાસ તેજપાળ પાઠશાળા સ્થાપીને એમણે સંસ્કૃતના શિક્ષણને ઉત્તેજન આપ્યું. મુંબઈ વિદ્યાપીઠની અંદર

ઉચ્ચતર શિક્ષણ માટે શિષ્યવૃત્તિઓ સ્થાપી હતી અને કન્યાશાળા માટે પણ નાણાં આપ્યાં હતાં. લક્ષ્મીદાસ ખીમજી, નરસી નાથા, ખટાઉ મકનજી, મોરારજી ગોકુળદાસ, કરસનદાસ નાથા તથા પ્રાગજી સૂરજી જેવાં બીજાં સંખ્યાબંધ ભાટિયા કુટુંબોએ મુંબઈની સાંસ્કૃતિક ઉન્નતિ અર્થે એક યા બીજી રીતે ઉદાર હાથે દાન આપ્યાં છે. તાજેતરમાં ગોરધનદાસ સુંદરદાસ નામના એક વેપારીની મિલકતમાંથી અપાયેલા દાનમાંથી ગોરધનદાસ સુંદરદાસ મેડિકલ કૉલેજ સ્થાપવામાં આવી છે.

હિંદુઓની બીજી કોમોના સભ્યોમાં અત્યંત નામાંકિત અને સહુથી આગળ તરી આવે એવા પરોપકારી સજ્જન તે પ્રેમચંદ રાયચંદ છે. એમણે મુંબઈની પચરંગી પ્રજાના લાભાર્થે લાખો રૂપિયાનાં દાન કર્યાં છે. મુંબઈ વિદ્યાપીઠનું મકાન અને એનો વિખ્યાત રાજાબાઈ ટાવર, જે તેમની માતાના નામથી ઓળખાય છે અને જેને માટે ઉદાર હાથે તેમણે દાન આપ્યું હતું તે, આ શહેરના સાંસ્કૃતિક જીવન અર્થે આપવામાં આવેલી મહાન સેવાનાં જીવંત સ્મારક છે.

છેક આરંભકાળમાં મહારાષ્ટ્રમાંથી પણ અનેક વ્યક્તિઓ મુંબઈ આવીને વસી હતી. એમાં મુંબઈના સાંસ્કૃતિક જીવનને આગળ ધપાવનાર એક સુપ્રસિદ્ધ પુરુષ તે જગન્નાથ શંકર શેઠ પણ હતા. એમના પૂર્વજો થાણા જિલ્લામાં ઘોડબંદરથી આવીને વસ્યા હતા. મુંબઈના જાહેર જીવનમાં શ્રી જગન્નાથ શંકર શેઠે આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો અને તેમને મુંબઈ રાજ્યની વિધાનપરિષદના સભ્ય તરીકે પણ નીમવામાં આવ્યા હતા. મુંબઈ વિદ્યાપીઠમાં શિષ્યવૃત્તિ સ્થાપવા માટે

એમણે રૂ. ૪૦૦૦૦ની સખાવત કરી હતી. વળી તેમણે રૉયલ એશિયાટિક સોસાયટીની મુંબઈ શાખાને પણ દાન આપ્યાં હતાં. એ સંસ્થાની કાર્યવાહક સમિતિના તેઓ સભ્ય બન્યા હતા. આ ઉપરાંત તેમણે "બૉમ્બે ઍસોશિયેશન"ની સ્થાપનામાં પણ ભાગ લીધો હતો.

કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતના બીજા ભાગોમાંથી ખોજાઓ, વહોરાઓ તથા મેમણો પણ મુંબઈ આવીને વસ્યા હતા. આ લોકો પોતાના ધર્માંતર પહેલાં હિંદુઓ જ હતા અને ધર્માંતર કર્યા પછી પણ તેમણે પોતાની માતૃભાષા તેમજ હિંદુ રીતરિવાજો અને હિંદુ વારસા કાયદાઓ તેમ હિંદુ નામ સુધ્ધાં જાળવી રાખ્યાં હતાં. મુંબઈના વેપારનો વિકાસ કરવામાં તેમણે પણ ભાગ ભજવ્યો છે અને તેમણે પણ ઘણી સખાવતો કરી છે. સર આદમજી પીરભાઈ તથા સર કરીમભાઈ ઇબ્રાહીમનાં કુટુંબોએ મુંબઈના જાહેર જીવનને આગળ ધપાવવામાં નાણાંની જંગી રકમો દાનમાં આપી છે. આરંભકાળમાં કોંકણી મુસ્લિમો પણ મુંબઈમાં આવીને ઠરી ઠામ થયા હતા અને મુંબઈના જાહેર જીવનમાં તેમણેયે પોતાનો ભાગ ભજવ્યો છે. તે જ પ્રમાણે યહૂદીઓએ પણ મુંબઈનાં વેપારવાણિજ્યમાં અને સાંસ્કૃતિક જીવનમાં પોતાનો ફાળો આપ્યો છે. શહેરના શ્રેય અર્થે ઘણાં સારાં સારાં કાર્યોમાં પોતાની મદદ આપવા માટે સાસૂન કુટુંબ સારી પેઠે જાણીતું છે.

ઉપર દર્શાવેલી વિગતો ઉપરથી એટલું સ્પષ્ટ થશે કે વાસ્તવિક રીતે જોતાં મુંબઈ શહેરના સાંસ્કૃતિક જીવનનો પાયો જેમણે મુંબઈને પોતાનું વતન બનાવ્યું હતું એવી આરંભ-

કાળમાં જ આ શહેરમાં આવીને વસેલી આગેવાન વ્યક્તિઓએ અને કુટુંબોએ નાખ્યો હતો. મુંબઈના નાગરિકોના સંયુક્ત પ્રયાસથી જાહેર સંસ્થાઓ સ્થાપવામાં આવી હતી એ વાતને ઘડીભર બાજુએ રાખીએ તો સાહિત્યક્ષેત્રે ગુજરાતી-ભાષાભાષી આગેવાન વ્યક્તિઓએ બે સાંસ્કૃતિક સંસ્થાઓ સ્થાપી હતી: એક જ્ઞાનપ્રસારક મંડળી, જે આજથી લગભગ એક શતક પૂર્વે સ્થપાઈ હતી અને જેનું અસ્તિત્વ હજી પણ કાયમ છે તે; બીજી સાંસ્કૃતિક સંસ્થા તે બુદ્ધિવર્ધક સભા છે, જેની સ્થાપના ૧૮૫૧માં થઈ હતી. બુદ્ધિવર્ધક સભાનું નેતૃત્વ સુપ્રસિદ્ધ ગુજરાતી કવિ નર્મદાશંકર લાલશંકરે લીધું હતું અને તે કાળની ગુજરાતની આગેવાન પ્રતિભાશાળી વ્યક્તિઓની મદદથી એ સંસ્થાએ લોકોની સાહિત્યિક અને શૈક્ષણિક પ્રગતિ માટે સારું કાર્ય કર્યું હતું, પણ પાછીથી મુંબઈમાં ઈ. સ. ૧૮૬૫માં ફોર્બસ ગુજરાતી સભા તરીકે જાણીતી સંસ્થાની સ્થાપના થયા બાદ બુદ્ધિવર્ધક સભાની પ્રવૃત્તિ શિથિલ થઈ ગઈ. ફોર્બસ ગુજરાતી સભાની સ્થાપના શ્રી અલેક્ઝાન્ડર કિનલોક ફોર્બ્સ, જેમણે ગુજરાતમાં જિલ્લા ન્યાયાધીશ તરીકે ઘણાં વર્ષો ગાળ્યાં હતાં અને પાછીથી જેઓ મુંબઈની વડી અદાલતના ન્યાયમૂર્તિ થયા હતા, તેમના સૂચનથી કરવામાં આવી હતી. એમને ગુજરાતી સાહિત્યમાં અને ખાસ કરીને ઇતિહાસ અને લોકસાહિત્યમાં ઘણો રસ હતો. ઈ. સ. ૧૮૪૮માં એમણે અમદાવાદમાં એક સાહિત્યસભા (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી) (હાલની ગુજરાત વિદ્યાસભા) સ્થાપી હતી અને મુંબઈમાં પણ એવી જ એક સાહિત્યસભા સ્થપાય એવી તેમને

ખૂબ ઉત્કંઠા હતી, કારણ કે ત્યાં પણ ગુજરાતી ભાષા બોલતી પ્રજા ઘણી મોટી સંખ્યામાં જઈને વસી હતી. મુંબઈના નાગરિકો પાસેથી તેમજ સૌરાષ્ટ્રના રાજાઓ પાસેથી નાણાંની સારી જેવી રકમ ઉઘરાવવામાં તેમને સારી સફળતા મળી. વ્યાજ સાથે એ રકમ રૂ. એક લાખ પર પહોંચી હતી: મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, સર મંગળદાસ નથુભાઈ, શ્રી જસ્ટિસ નાનાભાઈ હરિદાસ, સરકારી ધારાશાસ્ત્રી શ્રી ધીરજલાલ મથુરાદાસ, મુંબઈના શેરીફ શ્રી ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક તથા ભાઈશંકર નાનાભાઈ સોલિસિટર જેવા કેટલાયે ખ્યાતનામ અને સંસ્કારી ગુજરાતીઓ તથા કેટલાક પારસી ગૃહસ્થો તેમજ રેવરન્ડ ડૉક્ટર વિલ્સન એ સભાના સભ્ય બન્યા. આ સભા, જેના હાલના પ્રમુખ શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી છે, તેને પોતાનું મકાન છે તેમ સારું એવું પુસ્તકાલય છે, અને તે ગુજરાતી સાહિત્યિક તેમજ ઐતિહાસિક સંશોધનના ક્ષેત્રમાં ઘણું કિંમતી કાર્ય બજાવી રહી છે. બુદ્ધિવર્ધક સભાનાં આખરનાં ભંડોળ આ સભામાં ભેળવી દેવામાં આવ્યાં છે.

હમણાં હમણાં ગુજરાત રિસર્ચ સોસાયટી, જેનું કેન્દ્રવર્તી કાર્યાલય મુંબઈમાં જ છે તે, ગુજરાતી જીવન સાથે સંકળાયેલી તમામ સમસ્યાઓ અંગે ઉપયોગી કાર્ય કરી રહી છે. મુંબઈમાં એવું જ કાર્ય મહારાષ્ટ્રિય મંડળીઓ પણ કરી રહી છે. પ્રાચીન સંસ્કૃતિ અને પુરાતત્ત્વના ક્ષેત્રમાં જુદી જુદી કોમોના અનેક વિદ્વાનોએ કાર્ય કર્યું છે, જેમાં ડૉક્ટર ભાઉ દાજી, ભગવાનલાલ ઇંદ્રજી, જે. જે. મોદી, ડૉ. પી. વી. કાણે, ડૉ. મેસ્કરાન્હા અને બીજા કેટલાકનો સમાવેશ થાય છે.

કાળના વહન દરમિયાન તળ મહારાષ્ટ્ર, એટલે કે જે 'દેશ' તરીકે ઓળખાય છે અર્થાત્ જે ઘાટપ્રદેશની ઉપરનો ઉચ્ચ પ્રદેશ છે તે તેમજ કોંકણ, જે ઘાટવિસ્તાર અને સમુદ્ર વચ્ચેની જમીનની સાંકડી પટી છે તે બે વચ્ચેનો (મહારાષ્ટ્ર અને કોંકણ વચ્ચેનો) માર્ગ વાહનો માટે ભોર ઘાટમાં થઈને જવાય એવો સરળ બન્યો ત્યારે મહારાષ્ટ્રમાંથી લોકોએ રોજી માટે મુંબઈ આવવાનું શરૂ કર્યું, ત્યાંસુધી કોળીઓ અને ભંડારીઓ ઉપરાંત મુંબઈમાં છેક આરંભકાળથી સ્થિરતાથી ઠરી ઠામ થયેલો એક ફક્ત મરાઠી-ભાષાભાષી શિક્ષિત વર્ગ માહીમમાં વસતો પાઠારે પ્રભુઓનો હતો અને પાછળથી થાણા અને કોલાબા જિલ્લાઓમાં વસતા કાયસ્થ પ્રભુઓનો થયો. પાઠારે પ્રભુઓ માહીમમાં ૧૩મી કે ૧૪મી સદીમાં રાજા ભીમદેવના સમયથી ઠરી ઠામ થયા હોવાનું કહેવાય છે. પાઠારે પ્રભુઓના મૂળ વતન વિશે બે અભિપ્રાય પ્રવર્તે છે. એક અભિપ્રાય એવો છે કે તેઓ ગુજરાતમાંથી આવ્યા અને ઉત્તરોત્તર સ્થળાંતર કરીને માહીમ ગયા; ત્યાં તેમને વહીવટી ખાતાની નોકરીઓ મળવા માંડી. બીજો અભિપ્રાય એવો છે કે તેઓ અહમદનગર જિલ્લામાં આવેલા પૈઠણથી આવ્યા હતા. એ ગમે તે હો, પણ એટલું તો નિશ્ચિત છે કે મુંબઈ ટાપુમાં આવીને પ્રથમ પહેલાં વસનારા સંસ્કારી જૂથમાં તેઓ પણ હતા. અંગ્રેજોએ મુંબઈનો કબજો લીધો તે પછી તેઓ માહીમથી તળ મુંબઈમાં આવ્યા અને જુદાં જુદાં ખાતામાં વહીવટી જગ્યા પર ગોઠવાતા ગયા. તેઓ બુદ્ધિમાન અને શિક્ષિત હતા એટલે તેઓ સાહિત્ય-વિષયક અને બીજી જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવા શક્તિમાન

થયા. મુંબઈની વડી અદાલતના પ્રથમ પહેલા હિંદી ન્યાયાધીશ એક પાઠારે પ્રભુ કોમના ગૃહસ્થ હતા. પાઠારે પ્રભુઓમાંથી વકીલો તેમજ અધિકારીઓ પણ પેદા થયા અને તેમણે કેળવણીની સંસ્થાઓ સ્થાપી, જેમાંની કેટલીક હજી અત્યારે પણ હસ્તી ધરાવી રહી છે. નાના મોરોજી, મોરોબા કાનોબા, વાસુદેવ જગન્નાથ કીર્તિકર, ગણપત સદાશિવ રાવ, ડૉ. જયકર વગેરે આ કોમની વિશિષ્ટ વ્યક્તિઓ છે. છેલ્લી છ-સાત સદી દરમિયાન એ મહારાષ્ટ્રીઓએ મુંબઈના જીવનમાં એવો આગેવાનીભર્યો ભાગ લીધો છે કે તેઓ પોતાની જાતને મહારાષ્ટ્રીઓ કરતાં મુંબઈગરા તરીકે ઓળખાવવામાં વિશેષ ગૌરવ અનુભવે તો નવાઈ નહિ.

મુંબઈમાં મરાઠી ભાષા બોલનારી વસ્તી મુંબઈ વિદ્યાપીઠ અને સરકારી કચેરીઓ શરૂ થઈ અને ખાસ કરીને મુંબઈમાં કાપડની મિલો ઊઘડવા માંડી તે પછી વધવી શરૂ થઈ. ધીમે ધીમે મહારાષ્ટ્રીઓએ પોતાની શાળાઓ સ્થાપી, તાલીમકેન્દ્રો સ્થાપ્યાં અને પોતાનાં સમાજમંડળો સ્થાપ્યાં. તેમની વિદ્યાપ્રીતિ અને ઉદ્યમી પ્રકૃતિ મુંબઈની વધતી જતી વસ્તી માટે વિશેષ ઉપકારક નીવડી. મુંબઈના મુક્ત અને પ્રગતિશીલ વાતાવરણનો પ્રભાવ ત્યાં વસતી તમામ પ્રજા ઉપર પડ્યો અને તેટલા જ પ્રમાણમાં મહારાષ્ટ્રીઓ ઉપર પણ પડ્યો અને કાળક્રમે તેમણે પણ મુંબઈની સંઘટિત સંસ્કૃતિમાં સારો જેવો ફાળો આપ્યો. તેઓ મુંબઈમાં આવીને વસ્યા તે પૂર્વે જાતજાતની જે અનેક સંસ્થાઓ સ્થપાઈ ચૂકી હતી તે તમામ તરફથી મળતી સગવડોનો મહારાષ્ટ્રીઓએ પૂરેપૂરો લાભ લીધો અને એમાંના

ઘણા મુંબઈના ખ્યાતનામ નાગરિકો બન્યા. વસ્તીના તમામ વર્ગોમાં પ્રાંતવાદની ભાવનાનો અભાવ હતો. અને મુંબઈ શહેર, જે એક સરિતા જેવું બન્યું હતું, જેમાં તમામ દિશાઓમાંથી જળપ્રવાહો વહી આવીને એકઠા થવા લાગ્યા હતા. અને જ્યાં સર્વના એકીકરણને પરિણામે એક મહાપ્રવાહ સર્જાતો હતો, તેમાં સાંપડતી શિક્ષણવિષયક અને વ્યવસાયજન્ય તકોનો તેમજ હસ્તી ધરાવતી સગવડોનો તમામ લોકો સંપૂર્ણ લાભ લેવાની ઇચ્છા સેવતા હતા.

૧૮૫૭માં મુંબઈ વિદ્યાપીઠની સ્થાપના થતાં અને ૧૮૬૨માં વડી અદાલતની તેમજ મુંબઈ વિધાનપરિષદની સ્થાપના થતાં મુંબઈના જાહેર જીવનમાં અદ્ભુત અને ઝડપી પ્રગતિ થઈ રહી હતી. ભિન્ન ભિન્ન કોમોના આગેવાનોએ શહેરની પ્રગતિ અર્થે એકતા અને એકરાગપૂર્વક કાર્ય કરવાની તંદુરસ્ત પ્રણાલી નિર્માણ કરી હતી. હકીકતમાં પારસીઓ, હિંદુઓ, મુસલમાનો, યહૂદીઓ અને ખ્રિસ્તીઓ—સહુએ નાગરિક ગૌરવની દૃષ્ટિથી અને જાણે સહુ એક જ કુટુંબના સભ્યો હોય એ રીતે આ ભાવના અર્થે કાર્ય કર્યું હતું. કેટલાક યુરોપિયન અધિકારીઓએ તેમજ વેપારીઓએ પણ મુંબઈની નાગરિક પ્રતિષ્ઠા વધારવામાં પોતપોતાનો સહકાર આપ્યો હતો. :સમાન ધ્યેય અર્થે સંયુક્તપણે સહકારથી કાર્ય કરવાની આ પ્રણાલીએ શહેરના સામાજિક જીવન ઉપર એવી અસર નિપજાવી હતી કે મુંબઈ ટૂંક સમયમાં જ ભારતનું એક એવું શહેર બની રહ્યું છે કે જ્યાં યુરોપિયનો સુધ્ધાં તમામ કોમો વચ્ચેના સામાજિક સંબંધો પરસ્પર આદરભર્યા અને મૈત્રીભર્યા બન્યા

હતા. વિદ્યાપીઠના શિક્ષણથી મુંબઈનું સાંસ્કારિક જીવન સમૃદ્ધ બન્યું હતું અને પ્રજાસેવાની ભાવનાનો એક બળવાન પ્રવાહ સર્જાયો હતો. શ્રી દાદાભાઈ નવરોજી, ફિરોજશાહ મહેતા જેઓ પાછળથી મુંબઈના 'બેતાજ બાદશાહ' બન્યા હતા તે, પ્રથમ મુસ્લિમ બૅરિસ્ટર અને ન્યાયાધીશ શ્રી બદરુદ્દીન તૈયબજી, સુપ્રસિદ્ધ વિદ્વાન અને વડી અદાલતના ન્યાયાધીશ કે. ટી. તેલંગ, વડી અદાલતના ન્યાયાધીશ મહાદેવ ગોવિંદ રાનડે, પારસી કવિ અને પત્રકાર તથા 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ' પત્રના સ્થાપક બી. એમ. મલબારી, પ્રજાના હક્કના નીડર હિમાયતી દીનશાહ એદલજી વાચ્છા, પ્રખર વિદ્વાન અને સરકારી ધારાશાસ્ત્રી વી. એન. માંડલિક, 'સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટી'ના સ્થાપક ગોપાલ કૃષ્ણ ગોખલે, ખેડૂતોના હક્કના હિમાયતી ગોકુળદાસ કે. પારેખ, સમાજસુધારક અને વડી અદાલતના ન્યાયાધીશ શ્રી. એન. જી. ચંદાવરકર, વર્ષો સુધી મુંબઈના કાયદાક્ષેત્રમાં અને જાહેર જીવનમાં ભડવીર ગણાતા ચિમનલાલ સેતલવાડ, કાઉન્સિલના સભ્ય અને મહિલા વિદ્યાપીઠના દાનેશ્વરી વિઠ્ઠલદાસ ઠાકરસી, આગેવાન નેતા ઇબ્રાહીમ રહીમતુલ્લા, સુવિખ્યાત ધારાશાસ્ત્રી ડૉ. એમ. આર. જયકર, નામદાર આગાખાન, જ. એમ. એ. જિન્ના કે જેમણે પોતાની તાલીમ ફિરોજશાહ મહેતા પાસેથી લીધી હતી, રૂ–ઉદ્યોગના સુકાની અને જાહેર જીવનના નેતા પુરુષોત્તમદાસ ઠાકોરદાસ, સહકારી આંદોલનના નેતા લલ્લુભાઈ શામળદાસ, પારસીઓના સાચા પ્રતિનિધિઓ તથા જાહેર જીવનમાં સક્રિય ભાગ લેનાર કાસવજી જહાંગીર અને હોમી મોદી, તથા 'ઇંડિયન સોશિયલ રિફૉર્મર' પત્રના

તંત્રી શ્રી કે. નટરાજન્—મુંબઈના જાહેર જીવનના આ સહુ અગ્રણી પુરુષો હતા, તમામ કોમોના હતા, તમામ કોમો માટે કામ કરનારા હતા. તેમણે મુંબઈ શહેરની પ્રતિષ્ઠા કેવળ જાળવી જ ન રાખી, પણ એટલી બધી વધારી કે મુંબઈ ભારતનું પ્રથમ નંબરનું શહેર બની ગયું. એ ફિરોજશાહ મહેતાના પ્રતિભાશાળી માર્ગદર્શન હેઠળ કાર્ય કરતું, મુંબઈનાં જાહેર પ્રજામતના કેન્દ્રસમું 'ધી બૉમ્બે પ્રેસિડંસી એસોશિએશન' ભારતભરનું આગેવાન રાજકીય મંડળ ગણાતું હતું. મુંબઈને સ્વાભાવિક રીતે જ હિંદી રાષ્ટ્રિય કોંગ્રેસનું પ્રથમ અધિવેશન ભરવાનું સાંપડ્યું હતું. અને દેશનો એકેએક રાજદ્વારી આગેવાન માર્ગદર્શન અને પ્રેરણા માટે મુંબઈ ભણી મીટ માંડતો. "આજે મુંબઈ જે વિચારે છે તે આવતી કાલે બાકીની સમસ્ત હિંદુસ્તાનની વિચારણા બની રહેશે"—એવી કહેતી એ જમાનામાં તો બહુ સ્વાભાવિક થઈ ગયેલી.

ભારતના રાજકીય જીવનમાં ગાંધીજી પ્રવેશ્યા તે પછી સવિનય કાનૂનભંગના કાર્યક્રમને આગળ ધપાવવાના કાર્યમાં મુંબઈની દેશભક્ત પ્રજાએ જે ફાળો આપ્યો છે તે એટલો બધો જાણીતો છે કે એનો પુનરુલ્લેખ કરવાની અહીં જરૂર નથી.

કૉંગ્રેસ આ દેશની એક બળવાન સંસ્થા બની રહી તે પહેલાં પણ મુંબઈનો પ્રજામત કેટલો બધો સંગઠિત હતો તે દર્શાવવા નીચેનો દાખલો રજૂ કરવા જેવો છે:

૧૯૦૫ના નવેમ્બરનો એક દિવસ હતો. પ્રિન્સ ઑફ વેલ્સ, જેઓ પછીથી પાંચમા જ્યૉર્જ બન્યા હતા તેઓ, પહેલી જ વાર ભારતની મુલાકાતે આવતા હતા. અને મુંબઈ

એ ભારતનું પ્રવેશદ્વાર હોવાથી ભારતની ધરતી ઉપર તેઓ ઊતરે તે વેળા તેમને સહુથી પ્રથમ માનપત્ર અર્પણ કરવાનું માન રિવાજ મુજબ બોમ્બે કોર્પોરેશનને જ મળેલું. ફિરોજશાહ મહેતા, જેઓ 'મુંબઈના સિંહ' કહેવાતા અને જેઓ બોમ્બે કોર્પોરેશનના નેતા હતા, તેમને કોર્પોરેશન વતી માનપત્ર વાંચી સંભળાવવાનું માન મળે તેટલા માટે, ૧૯૦૫ની સાલમાં એમની ઓધ્ધાની વાર્ષિક મુદત પૂરી થઈ ગઈ હોવા છતાં એ સાલ માટેના કોર્પોરેશનના પ્રમુખ તરીકે તેમને ફરીથી ચૂંટવામાં આવ્યા હતા. આપખુદોના શિરોમણિસમા તે સમયના વાઇસરોય લોર્ડ કર્ઝનને મુંબઈ શહેરે ફિરોજશાહ મહેતાને જે મહત્ત્વ આપ્યું હતું તેનો વિરોધ હતો અને તેથી તેમણે જાતે એવો હુકમ બહાર પાડ્યો કે પ્રિન્સ ઑફ વેલ્સનું સ્ટીમર પર સ્વાગત કરવા જનારા પ્રતિનિધિમંડળમાં બોમ્બે કોર્પોરેશનના પ્રમુખે જવાનું નથી, પરંતુ એણે પ્રિન્સ ઑફ વેલ્સ સ્ટીમરમાંથી નીચે ઊતરે તે પછી એનું સ્વાગત કરવાનું છે! પ્રિન્સ ઑફ વેલ્સના આગમનને ત્રણ દિવસ બાકી હતા અને આ હુકમ બહાર પાડવામાં આવ્યો. પોતાના પ્રમુખના આ અપમાનથી મુંબઈની પ્રજાનો રોષ એવો ભભૂકી ઊઠ્યો કે આ અપમાન સામે કોર્પોરેશને શાં પગલાં લેવાં તેની વિચારણા કરવા માટે કોર્પોરેશનની એક ખાસ સભા બોલાવવામાં આવી. એ સભામાં એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે માનપત્ર આપવાનો કાર્યક્રમ રદ કરવો અને સુધરાઈનાં મકાનો ઉપર જે શણગાર અને રોશની કરવાની વ્યવસ્થા કરવામાં આવી હતી તે બધી રદ કરવી. આ માટે કર્ઝનની તૈયારી

નહોતી. એણે તાબડતોબ મુંબઈના ગવર્નર અને એના મુખ્ય મંત્રી સાથે મંત્રણા કરી એની સલાહ પૂછી. અને એમને એવી સલાહ આપવામાં આવી કે હિંદુસ્તાનનાં બીજાં બધાં શહેરો કરતાં મુંબઈ એ જુદું જ છે. કોર્પોરેશનના ઠરાવને ટેકો આપી રહેલી પ્રજાના સંગઠનને તોડી પાડી શકાશે નહિ. કર્ઝને નમતું જોખ્યું અને હુકમ પાછો ખેંચી લીધો. મુંબઈની જનતા પોતાના વિજયથી એવી આનંદમાં આવી ગઈ કે પ્રિન્સ ઑફ વેલ્સ એપોલો બંદર ઊતરે ત્યારે તેમનું સ્વાગત કરવા સ્ટીમર પર જઈ રહેલા પ્રતિનિધિમંડળની આગળ પોતાની ગાડીમાં બેસીને લૉર્ડ કર્ઝન જઈ રહ્યા હતા તે વેળા લોકોનાં ટોળાં ગંભીર ભાવ ધારણ કરી શાંત અને મૂંગાં રહ્યાં; પણ થોડીક વાર રહીને જ્યારે ફિરોજશાહ મહેતા બંદરે પહોંચ્યા ત્યારે લોકોનાં ટોળાંએ એવો ગગનભેદી હર્ષનાદ કર્યો કે લૉર્ડ કર્ઝન ક્રોધથી લાલચોળ થઈ ગયા. મુંબઈએ એમને જે પાઠ શીખવ્યો તેવો એ પોતાની જિંદગીમાં ક્યારેય નહિ ભૂલ્યા હોય. પ્રજા સારી પેઠે શિસ્તબદ્ધ ન હોય અને પોતાના નેતાઓની પડખે ન હોય, તેમ નેતાઓ પણ પ્રજાનો વિશ્વાસ ધરાવતા ન હોય, તો આવો વિરોધનો વંટોળ નિર્માણ કરી શકાય નહિ. વર્તમાન નાગરિક જીવન અગાઉ હતું તે કરતાં નિઃશંક જુદું છે, પણ પ્રણાલી હજી ટકી રહી છે.

બોમ્બે કોર્પોરેશન, જેમાં શહેરની ઘણી આગેવાન જાહેર વ્યક્તિઓ હતી અને જે જાહેર કાર્ય માટે એક તાલીમકેન્દ્ર સમી બની હતી તે, ભારતની અંદર બીજી બધી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં એક નમૂનારૂપ બની રહી. શહેરના જાહેર

જીવનમાં કોમવાદની લાગણી નથી, પણ તમામ કોમોની અંદર નાગરિક ગૌરવની વાજબી ગણી શકાય એવી ભાવના પ્રવર્તે છે. "ટાઇમ્સ ઑફ ઇંડિયા"ના એક વખતના તંત્રી એસ. ટી. શેફર્ડના પુસ્તક 'બોમ્બે'માંથી એમના જ શબ્દો ટાંકીએ: "'ભારતનું પ્રથમ નગર' એવું પોતાનું બિરુદ માત્ર વસ્તીના પ્રમાણ પર જ મુંબઈ કરતું નથી; એના મોટા ભાગના ઇતિહાસપટ ઉપર એના સંભાવિત નાગરિકોમાં એકતાને તાંતણે સુગ્રથિત થઈને રહેવાની ભાવના અને તત્પરતા આગળ પડતી જોવામાં આવે છે. એમાં કેટલાક નોંધપાત્ર અપવાદો પણ છે, પરંતુ બીજાં કોઈ પણ મોટાં પચરંગી શહેરોના કરતાં મુંબઈમાં એકંદરે બલવત્તર એકરાગ અથવા સુસંવાદ પ્રવર્તે છે. વિશેષ કરીને તો અંગ્રેજ અને હિંદી કોમો વચ્ચે હસ્તી ધરાવતા એકરાગ ઉપર જ મુંબઈના ઉદ્યોગ અને વેપારની મહત્તા નિર્માણ થઈ છે. લૉર્ડ કર્ઝને ભારતને વિદાયસંદેશ આપતી વેળા કહ્યું હતું તેમ 'મેં મુંબઈને એની સમૃદ્ધ અવસ્થામાં નિહાળ્યું છે તેમ એને એની યાતનાગ્રસ્ત દશામાં પણ જોયું છે. અને હું હમેશાં નાગરિકોની ભાવના અને દેશભક્તિથી પ્રભાવિત થયો છું. મને એમ લાગે છે કે અહીં જુદી જુદી વિવિધ જાતિઓ અને જુદા જુદા સંપ્રદાયો વચ્ચે અદ્ભુત લાગણી પ્રવર્તે છે.' આ ગમે તે હિસાબે, અંશતઃ પણ સત્તરમી સદીથી પડેલી પ્રણાલીને આભારી છે: આ પ્રકારના ઐકયનું એક કારણ એ છે કે અંગ્રેજોએ મુંબઈનો કબજો લીધો તે પછી શરૂઆતમાં વર્ષોથી જ ફિરંગીઓની અસહિષ્ણુતાથી સ્થળાંતર કરનાર વસાહતીઓનો એક પ્રવાહ મુંબઈટાપુ તરફ વહી આવ્યો હતો." મુંબઈ

શહેરની સંઘટિત સંસ્કૃતિની આ ઇતિહાસકથામાં જે કંઈ કહેવાયું છે તેનું આ વિધાનો સ્પષ્ટ રીતે સમર્થન કરે છે.

ભારતમાંથી બ્રિટિશ રાજ્ય લુપ્ત થયું તે પછી પણ મુંબઈ શહેરે પોતાની પ્રણાલી જાળવી રાખી છે. મોટા ભાગની વસ્તીના ચિત્તમાં ભાષાવાદ નથી, પ્રાંતવાદ નથી, કે કોમવાદ પણ નથી. જો કંઈ પણ બન્યું હોય તો તે એ કે આપણે સ્વાધીનતા પ્રાપ્ત કર્યા પછી મુંબઈ વિશેષ પંચરંગી બન્યું છે.

એની સાંસ્કૃતિક સંસ્થાઓની સંખ્યા વધતી જાય છે. ભારતીય વિદ્યાભવન, જેનો જન્મ શ્રી. ક. મા. મુનશીની પ્રેરણા અને શક્તિને આભારી છે તે, મુંબઈમાં સાંસ્કારિક પ્રવૃત્તિઓનું એક લોકપ્રિય ધામ બન્યું છે. 'ધ સોશિયલ સર્વિસ લીગ' એ એક એવી સ્થાપિત સંસ્થા છે, જેણે તમામ વર્ગના શ્રમજીવીઓનું ઠીક ઠીક શ્રેય સાધ્યું છે. મુંબઈ ખાતેની 'ધ સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટી', જેનું વડું મથક પૂના ખાતે છે, તેણે જરા પણ આડંબર વગર પ્રજાજીવનના જુદા જુદા વિભાગોમાં સંગીન રીતે કિંમતી કાર્ય કર્યું છે. ૧૯૦૮માં બહેરામજી મલબારી અને દયારામ ગિડુમલના સંયુક્ત પ્રયાસથી સ્થપાયેલી 'સેવાસદન' તમામ કોમની ગરીબ અને લાચાર સ્ત્રીઓની કિંમતી સેવા બજાવી રહી છે. બીજી અનેક સંસ્થાઓ છે. એ એટલી બધી છે કે એ સર્વનો અહીં ઉલ્લેખ કરવાનું શક્ય નથી. પણ એ તમામ સંસ્થાઓ જુદી જુદી કોમ અને જુદા જુદા ધર્મના લોકોને જાહેર પ્રજાસેવાના કાર્ય અર્થે ભેગા આણીને તેમનામાં જીવનનું એક સમાન અને પ્રગતિશીલ દૃષ્ટિબિંદુ ઉત્તેજે છે.

મુંબઈના પ્રજાજીવનનું સૌથી આગળ તરી આવે એવું અંગ તે કદાચ એ શહેરમાં હસ્તી ધરાવતી સંખ્યાબંધ મહિલા-સંસ્થાઓ અને એ સંસ્થાઓની ઉમદા કામગીરી છે. આરંભકાળના પ્રણેતાઓએ સ્ત્રીકેળવણીનો જે મજબૂત પાયો નાખ્યો છે તેને પરિણામે જુદી જુદી કોમોની અંદર શિક્ષિત કન્યાઓની સંખ્યા વધી છે અને તે પછી અંગ્રેજી શિક્ષણ પામેલી કન્યાઓએ સ્ત્રીઓની સામાજિક પ્રગતિ અર્થે સંસ્થાઓ ચલાવી છે. મુંબઈ ઇલાકા મહિલા પરિષદ ('ધ બૉમ્બે પ્રેસિડન્સી વિમેન્સ કાઉન્સિલ'), ભારત ખાતેની રાષ્ટ્રિય મહિલા પરિષદ ('નેશનલ કાઉન્સિલ ઑફ વિમેન ઇન ઇંડિયા'), મુંબઈ મહિલા સમાજ (બૉમ્બે વિમેન્સ એસોશિયેશન) અને પ્રિન્સ મેરી જીમખાના—આ સર્વ સ્ત્રીસમાજની ઉન્નતિ અર્થે સ્ત્રીઓ દ્વારા જ ચલાવાતી ઠીક ઠીક જૂની સંસ્થાઓ છે. આ ઉપરાંત ઘણી મોટી સભ્યસંખ્યા ધરાવતી જુદી જુદી અનેક મહિલા-સંસ્થાઓ છે. પ્રગતિ અર્થેની તમામ ચળવળોમાં સ્ત્રીઓએ ભાગ લીધો છે તેથી મુંબઈનું સામાજિક જીવન તેમજ પ્રજાજીવન—બંને સમૃદ્ધ બન્યાં છે; અને ભારતના બીજા પ્રદેશોને દોરવણી આપ્યાની જેવી પ્રતિષ્ઠા મુંબઈ શહેરને સાંપડી છે તેવી બીજા કોઈ શહેરને સાંપડી નથી.

એક બીજી પ્રગતિશીલ પ્રવૃત્તિ, જેમાં મુંબઈએ બાકીનાં દેશને દોરવણી આપી છે તે, એની સમાજસુધારાની હિલચાલ છે. ગઈ સદીને અંતે મહાદેવ ગોવિંદ રાનડેએ મુંબઈમાં સમાજસુધારા મંડળ ('સોશિયલ રિફોર્મ એસોશિયેશન')ની સ્થાપના કરી તે પહેલાં પણ નિર્ભીક સુધારક કરસનદાસ

મૂળજીના નેતૃત્વ હેઠળ હિંદુઓમાં સામાજિક તેમજ ધાર્મિક સુધારા માટે જોરદાર પ્રચાર થયો હતો. સમાજસુધારા મંડળ ('સોશિયલ રિફોર્મ એસોશિયેશન') સ્થપાયા પછી વ્યવસ્થિત પ્રચાર થયો હતો, જેમાં ગુજરાતીઓ અને મહારાષ્ટ્રીઓ—બંને કોમનાં સ્ત્રીપુરુષોએ સાથે કાર્ય કરીને એવો બળવાન પ્રજામત નિર્માણ કર્યો હતો કે તે હજી સુધી મુંબઈના પ્રજાજીવનના એક લાક્ષણિક અંગ તરીકે ટકી રહ્યો છે.

સિંધીઓ, પંજાબીઓ, મદ્રાસીઓ, મલાયલીઓ, ઉત્તર પ્રદેશમાંથી આવેલા લોકો, બંગાળીઓ, રાજસ્થાનમાંથી આવેલા લોકો તેમજ બીજા અનેક લોકોના ધસારાને પરિણામે બૃહદ મુંબઈની વસ્તી હવે વધીને ૨૮ લાખની થઈ છે અને એને લઈને શહેર અગાઉ કરતાં વિશેષ પ્રમાણમાં અનેક-ભાષાભાષી બન્યું છે. પણ એનાથીયે વિશેષ તો મુંબઈ શહેરના જીવન ઉપર એની અસર થઈ છે તે છે. ઘણાયે કોમવાદી કે સંકુચિત માનસ ધરાવતા કૂપમંડૂક, જેઓ મુંબઈ આવીને વસે છે તેઓ, એની વિશ્વબંધુત્વની ભાવના ગ્રહણ કરતા થાય છે અને પોતાના દૃષ્ટિબિંદુમાં ઉદારમાનસ બનવા તરફ઼ ઢળે છે. એ તો સાધારણ અનુભવની વાત છે કે મુંબઈના જિલ્લામાંથી આવીને અહીં ઠીક ઠીક લાંબો વખત સુધી વસનાર માણસ પોતાના દેશમાં વસતા લોકોના દૃષ્ટિબિંદુ કરતાં વધારે વિશાળ અને પ્રગતિશીલ દૃષ્ટિબિંદુ ધરાવતો થઈ જાય છે અને એ પાછો પોતાને દેશ જાય છે ત્યારે ત્યાંના લોક સાથે અનુકૂળ થઈને રહેવાનું એને ઘણું અઘરું લાગે છે. જુદી જુદી ઢબની સંસ્કૃતિઓનું મિશ્રણ—અથવા વધારે ખરી રીતે કહીએ તો

એકીકરણ—મુંબઈમાં એવું આગળ તરી આવે છે કે કોઈ પણ એક દૃષ્ટિબિંદુનું વર્ચસ જણાતું નથી. મુંબઈની સંસ્કૃતિ એનું પોતાનું આગવું વ્યક્તિત્વ ધરાવે છે. મુંબઈ એ કેવળ ભારતની વસ્તીના જ તમામ વર્ગોનું મિલનસ્થાન નથી, પણ જગતભરની વસ્તીનું મિલનસ્થાન છે. આંતરરાષ્ટ્રિય બાબતોમાં ભારત જેમ જેમ વધારે ને વધારે ભાગ લેતું જાય છે તેમ તેમ મુંબઈનું આ આંતરરાષ્ટ્રિય લક્ષણ વધતું જાય છે.

આ બધાં કારણોને લઈને અમે આગ્રહપૂર્વક અને પ્રતીતિપૂર્વક એવી વિનંતિ કરીએ છીએ કે જો મુંબઈરાજ્યને ભાષાવાર એકમોમાં વિભક્ત કરી નાખવાનું હોય તો મુંબઈ શહેરને એવા કોઈ પણ ભાષાવાર એકમમાં ભેળવવું જોઈએ નહિ. ગુજરાતે મુંબઈના વેપારના વિકાસમાં તેમજ એની સાંસ્કારિક પ્રવૃત્તિઓના વિકાસમાં ઘણો ફાળો આપ્યો છે તેમ છતાં એ એમ નથી ઇચ્છતું કે ગુજરાતનું અલગ રાજ્ય નિર્માણ થવાનું હોય તો મુંબઈને એમાં ભેળવી દેવું જોઈએ. ગુજરાત એમ નથી ઇચ્છતું તેનું કારણ એ નથી કે મુંબઈ ઐતિહાસિક દૃષ્ટિએ કે ભૌગોલિક રીતે મહારાષ્ટ્રનો ભાગ છે એમ એ માને છે. આ પંચ સમક્ષ મુંબઈ નાગરિક સમિતિએ રજૂ કરેલા નિવેદનપત્રમાં જે સચોટ દલીલો કરી છે તેની સાથે અમે સંમત થઈએ છીએ. એ દલીલો પ્રતીતિપૂર્વક એમ દર્શાવે છે કે કોઈ પણ દૃષ્ટિબિંદુથી મુંબઈ શહેરને કોઈ પણ ભાષાવાર એકમમાં ભેળવી દેવું જોઈએ નહિ, પણ સીમાઓ બાબતની તડજોડ કરીને મુંબઈનું એક અલગ રાજ્ય જ નિર્માણ કરવું જોઈએ.

અમને આની કેવળ સાંસ્કૃતિક બાજુ સાથે જ સંબંધ છે અને અમારો એવો અભિપ્રાય છે કે બીજી તમામ બાબત કરતાં આ બાજુ વિશેષ જોરદાર છે. તાજેતરમાં એમ કહેવાયું છે કે મુંબઈ શહેર એ મહારાષ્ટ્રનું કેન્દ્રસ્થાન—એનો મુખ્ય પ્રદેશ છે તેથી એ એનું અંગ બનવું જોઈએ. પણ આ દલીલ બિલકુલ ખોટી છે. ઉપર જે કંઈ કહેવામાં આવ્યું છે તે પરથી એટલું સ્પષ્ટ દેખાશે કે મુંબઈ એ કોઈ પણ અમુક કોમનું કેન્દ્રસ્થાન નથી. જો એનો અર્થ એમ થતો હોય કે મહારાષ્ટ્રીઓ મુંબઈમાં સંખ્યાબંધ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ ચલાવી રહ્યા છે તો અલબત્ત એ સાચું છે, પણ એમાંથી એમ ફલિત નથી થતું કે એને મહારાષ્ટ્રમાં ભેળવી દેવું જોઈએ. ઉપર સ્પષ્ટ ને નિઃશંક રીતે દર્શાવ્યું છે તેમ મુંબઈની ગુજરાતી ભાષા બોલતી પ્રજાના અગ્રણીઓએ કેવળ પોતાની ધનસંપત્તિથી નહિ પણ પોતાની બુદ્ધિથી અને પ્રજાસેવાની ભાવનાથી પણ મુંબઈની શિક્ષણસંસ્થાઓ તેમજ જાહેર સંસ્થાઓ નિર્માણ કરી છે, વિકસાવી છે અને વિસ્તારી છે; અને તે પણ એવે સમયે વિકસાવી છે જ્યારે મહારાષ્ટ્રીઓ દેશ અથવા ઉચ્ચ પ્રદેશો તરીકે ઓળખાતા પ્રદેશમાંથી આવીને મુંબઈના નાગરિક જીવનનું નેતૃત્વ ધારણ કરી શકે એટલી વિપુલ સંખ્યામાં અહીં આવીને વસ્યા ન હતા. આમ કહેવાનો આશય કંઈ મહારાષ્ટ્રીઓનું બુદ્ધિબળ કે પ્રજાસેવાની તેમની ભાવના ઓછાં આંકવાનો નથી. ઇતિહાસે એની પૂરેપૂરા પ્રમાણમાં સાબિતી રજૂ કરી છે, પણ તેઓ પેશ્વાના સમયથી હંમેશાં એમ માનતા આવ્યા છે કે પૂના એ મહારાષ્ટ્રનું રાજકીય તેમજ

બૌદ્ધિક કેન્દ્ર છે. અને અલબત્ત એ સાચું પણ છે. મહારાષ્ટ્રને જ્યારે પોતાને માટે અલગ વિદ્યાપીઠની જરૂર લાગી ત્યારે પોતાની પ્રાદેશિક સંસ્કૃતિના વિકાસ માટે યોગ્ય કેન્દ્ર મુંબઈ નથી એમ તેમણે જે માન્યું હતું તે બરાબર જ હતું. મુંબઈ વિદ્યાપીઠની રચના પચરંગી વ્યક્તિઓ વડે થઈ છે અને તેથી તેઓ સ્વાભાવિક રીતે જ પૂના, જે તેમનું બૌદ્ધિક કેન્દ્ર છે તે, તરફ વળ્યા અને પૂના ઉપર જાણે ભાર મૂકવો હોય તેમ વિદ્યાપીઠને પણ મહારાષ્ટ્ર વિદ્યાપીઠ નહિ પણ પૂના વિદ્યાપીઠ તરીકે ઓળખાવવામાં આવે છે. અનુભવે એમ દર્શાવ્યું છે કે તેઓ પૂનામાં પોતાના આદર્શો પ્રમાણે પ્રયોગો કરી શકયા છે અને તેમ તેઓ મુંબઈમાં નહોતા કરી શકયા. આ હકીકત જ એમ સાબિત કરી આપે છે કે મુંબઈ એ કોઈ અમુક કોમનું બૌદ્ધિક કેન્દ્ર નથી. ગુજરાતી સંસ્થાઓ, જેમાં પારસીઓ વડે સ્થાપિત શિક્ષણસંસ્થાઓ તેમજ સાંસ્કૃતિક સંસ્થાઓનો સમાવેશ થઈ જાય છે, તેની સંખ્યા વધારે છે અને મુંબઈમાંની બીજી કોઈ પણ સંસ્થા કરતાં વધારે જૂની છે, પણ તેમ છતાં મુંબઈ એ ગુજરાતનું બૌદ્ધિક કેન્દ્ર છે એવો કોઈ દાવો હજી સુધી કરવામાં નથી આવ્યો. મુંબઈ એ પોતાને મુંબઈગરા અથવા મુંબઈના તરીકે ઓળખાવી શકે એટલો લાંબો સમય સુધી મુંબઈમાં રહ્યા હોય તે સહુ કોઈનું બૌદ્ધિક તેમજ સાંસ્કૃતિક કેન્દ્ર છે.

મુંબઈ શહેર ભૌગોલિક રીતે મહારાષ્ટ્રનો એક ભાગ છે એમ સ્વીકાર કરી લીધા વિના ફક્ત દલીલ ખાતર એમ ધારી લઈએ તોપણ તેમાંથી અનિવાર્યપણે એમ ફલિત નથી થતું

કે જો મહારાષ્ટ્રનો એક અલગ ભાષાવાર પ્રાંત થાય તો એમાં એને ભેળવી જ દેવું જોઈએ. અત્યારના સંઘટિત મુંબઈ રાજ્યના પાટનગર તરીકેનું, એમાં કેવળ એક-ભાષાભાષી જૂથ તરીકે મહારાષ્ટ્રીઓની સંખ્યા સૌથી વિશેષ હોવા છતાં અત્યારનું મુંબઈ અને શુદ્ધ ભાષાવાર રાજ્યના એક અંતર્ગત ભાગ તરીકેનું મુંબઈ—એ બંને વચ્ચે બહુ મોટો ભેદ છે. રાજ્યપુનર્ઘટના પંચની સત્તાઓ ભાષાવાર એકમો નિર્માણ કરવા પૂરતી જ અથવા કેવળ ભૌગોલિક કારણસર જ એકમો નિર્માણ કરવા પૂરતી મર્યાદિત નથી; એ સત્તાઓ ઐતિહાસિક તેમજ સાંસ્કૃતિક ભૂમિકાઓને આવરી લેવા જેટલી વિશાળ છે.

મુંબઈ શહેરને એક સુગઠિત જ નહિ પણ આર્થિક રીતે સ્વાવલંબી એકમ બનાવવામાં અનેક સંજોગોએ ભાગ ભજવ્યો છે અનેક ભાષાઓને તેમજ જીવનની અનેક રહેણીકરણીઓને પચાવીને મુંબઈએ નાગરિક જીવનની એક એવી ભાત નિપજાવી છે કે તેને કોઈ પણ ભાષાવાર એકમ પોતાની આગવી તરીકે ઓળખાવી શકે એમ નથી.

મુંબઈની વસ્તીની લગભગ ૪૩ ટકા જેટલી જનતા મરાઠી-ભાષાભાષી છે માટે મુંબઈ મહારાષ્ટ્રનું છે એ દલીલ કોઈ પણ રીતે નિર્ણાયક નથી. ખરી રીતે તો એનો અર્થ એવો થયો કે બાકીની વસ્તી, જે બીજી ભાષાઓ બોલે છે તે, ૫૭ ટકા જેટલી હોવાથી વધુમતીમાં છે. પણ મુંબઈના ભાવિને લગતો નિર્ણય ઉપર જણાવ્યું તે મુજબ ભાષાના દૃષ્ટિબિંદુથી વધુમતી કે લઘુમતીના ખ્યાલથી કરવાનો નથી; ઉપર જણાવ્યાં તે કારણોસર એ નિર્ણય મુંબઈની પ્રજાએ જાતે જ—અને તે

પણ એના કેવળ પચરંગી મહત્ત્વને આધારે નહિ, પણ એની અપૂર્વ અને આંતરરાષ્ટ્રિય અગત્યને આધારે કરવો જોઈએ. પોતાના આધ્યાત્મિક, ધાર્મિક અને સામાજિક જીવનમાં ભારતે વિવિધતામાં એકતાસૂચક એકીકરણ નિપજાવ્યું છે. એનું સત્ત્વ જ એવા પ્રકારનું છે, જેથી કરીને ભૂતકાળમાં ભારત બહારના દેશોની વિવિધરંગી સંસ્કૃતિઓ પચાવવાને એટલે કે પોતાનામાં સમાવી લેવાને શક્તિમાન નીવડયું હતું. એમ અનેક સંસ્કૃતિઓ એણે પચાવી, તેથી જ વખતોવખત જે અનેક આઘાતો એને સહેવા પડયા હતા તે સહીને પણ એ ટકી રહ્યું છે. મુંબઈ શહેર, જે વાસ્તવમાં ભારતનું એક નાનકડું સ્વરૂપ છે, એમાં દેશની આ લાક્ષણિકતા બરાબર મૂર્ત થઈ છે અને એ માટે દુનિયાંના તમામ ભાગોમાંથી આવતા વિદેશીઓ તરફથી એને પ્રતિષ્ઠા સાંપડી છે. એવી પ્રતિષ્ઠાને એ પાત્ર પણ છે.

એક વાર જ્યાં મુંબઈના વહીવટી તંત્રમાં પ્રાદેશિક વિચારણા પ્રવેશી—અને જો એને ભાષાવાર એકમમાં ભેળવી દેવામાં આવે તો પોતાની આવકની ખાધ પૂરવા માટે એ વિચારણા પ્રવેશ્યા વિના રહેવાની નથી—તો મુંબઈનો મહિમા અથવા એનો વૈભવ ધીમે ધીમે ઝાંખો પડવા માંડશે અને એનો વેપારધંધો તેમજ એની પચરંગી સંસ્થાઓ ભાંગી પડતાં એ એક પ્રાદેશિક વડા મથકની દશામાં આવી જશે. નીતિઓ બધી પૂનામાં ઘડાશે અને એની રજૂઆત મુંબઈમાં થશે.

ભાષાવાર રાજ્યો રચવા માટેના ઉમાટાને જો સંતોષવો જ હોય તોપણ આ દેશમાં કંઈ નહિ તો એક એવું રાજ્ય તો આપણે જાળવી જ રાખીએ જે ગમે એટલું નાનું હોવા

છતાં વર્ણ કે જાતિના ભેદભાવ વગર પ્રજાસેવાની પ્રણાલી ધરાવે છે. મુંબઈ શહેરનું મહત્ત્વ વધારવામાં ફાળો આપનાર મહાન વ્યક્તિઓએ તેના નાગરિક જીવનનું ધોરણ ઘડ્યું છે. એ મહાન વ્યક્તિઓએ તો સ્વપ્ને પણ કલ્પ્યુ નહિ હોય કે એક દિવસ એવો આવશે કે જે શહેર માટે પોતે ગૌરવ અનુભવે છે તેને માટે આર્થિક તેમજ સાંસ્કૃતિક દૃષ્ટિએ છિન્ન-ભિન્ન થઈ જવાનો ભય ઊભો થશે.

મુંબઈના મોટા ભાગના નાગરિકોના મનમાં જે ભય પેસી ગયો છે કે મુંબઈને જો મહારાષ્ટ્ર સાથે જોડી દેવામાં આવશે તો એનું જીવન છિન્નભિન્ન થઈ જશે તે ગેરવાજબી છે એમ નહિ કહી શકાય. ભૌગોલિક કારણસર મહારાષ્ટ્ર મુંબઈ માટે દાવો કરી રહ્યું છે તે તો ફક્ત દેખાવ છે; દરેક વિચાર-શીલ વ્યક્તિને ખબર છે તેમ એ માગણી પાછળનું સાચું કારણ તો એ છે કે મહારાષ્ટ્ર પોતે ખાધવાળું રાજ્ય હોવાથી એની ખાધને પહોંચી વળવા માટે મુંબઈ શહેરની પુરાંત વગર એ જીવી શકે એમ નથી. અને ખાધ જેમ વધારે હશે તેમ મુંબઈને એનો બોજો વધારે સહેવો પડશે અને એ બોજો એને પોતાના આર્થિક તેમજ સાંસ્કૃતિક જીવનને ભોગે સહેવો પડશે. આ દલીલ કંઈ મુંબઈ શહેરના મૂડીવાદીઓ વતી કરવામાં આવી નથી. ભૂતકાળમાં મૂડીવાદીઓએ આ શહેર ઉપર જે કંઈ વર્ચસ પ્રાપ્ત કર્યું હશે તે, દેશ જેમ જેમ સર્વોદય પ્રતિ પ્રગતિ કરતો જશે તેમ તેમ, નબળું પડતું જવાનું છે. આ દલીલ હકીકતમાં તો મુંબઈમાં વસતી તમામ કોમોની ઉપલા તેમજ નીચલા મધ્યમવર્ગ વતી કરવામાં આવી છે.

શિક્ષણના માધ્યમ તરીકે પ્રાદેશિક ભાષાઓ વિશે તમામ ભાષાવાર પ્રાંતોમાં ઊહાપોહ ચાલી રહ્યો છે. મુંબઈ જ એક એવું શહેર છે જે વિવિધભાષી હોવાથી આ ઊહાપોહની અસરથી મુક્ત રહેવું જોઈએ. મહારાષ્ટ્રીઓ માગણી કરે છે તે મુજબ જો મુંબઈ શહેર મહારાષ્ટ્રનું પાટનગર થાય તો ગુજરાતીઓ, કોંકણીઓ, પંજાબીઓ અને બીજી કોમોની શી સ્થિતિ થાય ?

અમને લાગે છે કે મુંબઈ શહેર જે અપૂર્વ પરિસ્થિતિ ધરાવે છે તેને વિશે અમે પૂરતું કહ્યું છે. મુંબઈની વર્તમાન સ્થિતિ કાયમ રાખવાનો આગ્રહ ધરાવવાનો એના નાગરિકોનો અધિકાર છે. મુંબઈ શહેર છે તે સ્થિતિમાં સમસ્ત ભારતની એક મહામોલી થાપણ છે. એ થાપણ દેશ સમસ્તના ભલા માટે જાળવી રાખવી જોઈએ. આ કંઈ અમારો સ્વાર્થપ્રેરિત અભિપ્રાય નથી; એ અમારા નેતાઓનો સુચિંતિત અને તટસ્થ અભિપ્રાય છે. **જવાહરલાલ–વલ્લભભાઈ–પટ્ટાભી અહેવાલ** તરીકે જે જાણીતો છે તેમાં એમણે સ્પષ્ટ અને જોરદાર વાણીમાં એ જણાવ્યો છે. અમે તેમના શબ્દો ટાંકીને આ નિવેદનપત્ર સમાપ્ત કરીશું :

"મુંબઈ શહેરનો પ્રશ્ન ફક્ત ઉદ્ભવ્યો જ નથી, પણ ઉગ્ર રીતે ચર્ચાયો પણ છે, અને છતાં અમારે મતે આ મહાન શહેર વિશે દલીલ માટે ભાગ્યેજ કંઈ પણ અવકાશ હોઈ શકે. ભારતનું એ એક મોટામાં મોટું શહેર છે, એટલું જ નહિ, પણ ખરી રીતે એ પચરંગી અનેક-ભાષાભાષી શહેર છે, આપણા વેપાર–ઉદ્યોગનો પ્રાણ છે અને બહારના

જગતને આપણા દેશમા આવવા માટેનું મોટામાં મોટું પ્રવેશ-દ્વાર છે. આ મહાન શહેર જેનુ તમામ પ્રકારની પ્રજા અને કોમોના પરિશ્રમ વડે નિર્માણ થયુ છે તેનાં બહુરંગી જીવન અને પ્રવૃત્તિને સભવતઃ હાનિ પહોંચાડે એવાં કોઈ પણ વિચાર કે દરખાસ્ત પર વિચાર કરવાનુ તદ્દન અશકય છે. મુંબઈ શહેર કોઈ પણ એક ભાષાકીય જૂથનું છે એમ અમે ગણી શકતા નથી, તેમ એને કેવળ ભાષાવાર પ્રાંત સાથે સાંકળી શકતા નથી. એમ જો થાય તો અત્યારે એ જે સર્વોપરી સ્થિતિમાં છે તે ઝડપથી વણસી જાય એ નક્કી છે. મુંબઈની વસ્તી છેલ્લાં વર્ષો દરમિયાન ઝપાટાબંધ વધી ગઈ છે. એ મોટે ભાગે મિશ્ર વસ્તી છે અને મુંબઈમાં મહારાષ્ટ્રીઓની લઘુમતી છે એ વિશે જરાયે શંકા નથી, પણ તેમની સહેજ બહુમતી હોય તોપણ તેથી શહેરની જે પચરંગી લાક્ષણિકતા છે તે જરાયે ઓછી નથી થતી. તેથી અમે એવો અભિપ્રાય ધરાવીએ છીએ કે જો હાલનો મુંબઈપ્રાંત વિભક્ત થાય અને મહારાષ્ટ્રનો અલગ પ્રાંત રચવામાં આવે તો મુંબઈ શહેરનું એક જુદું રાજકીય એકમ જ નિર્માણ કરવું જોઈએ. એ યાદ રાખવું જોઈએ કે કૉંગ્રેસે મહારાષ્ટ્ર, ગુજરાત અને કર્ણાટકની પ્રાંતિક કોંગ્રેસ સમિતિઓ રચી હતી ત્યારે પણ મુંબઈ શહેરની એક અલગ પ્રાંતિક કૉંગ્રેસ સમિતિ રચી હતી.

"બૃહદ મુંબઈ નિર્માણ કરવા માટેની દરખાસ્તો થઈ છે, પણ છેલ્લા થોડાક વખતથી મુંબઈના ભાવિ વિશે જે વિવાદ ચાલી રહ્યો છે તેને કારણે એ દરખાસ્તો અટકી પડી છે. અમને લાગે છે કે કોઈ પણ સંજોગોમાં બૃહદ મુંબઈ માટેની

આ યોજનાને અમલમાં મૂકવી જોઈએ. આ મહાન અને વિકાસ સાધતા જતા શહેરની સીમાઓ વધારે વિશાળ હોય તે જરૂરી છે. અત્યારનો મુંબઈ પ્રાંત કેટલાક પ્રાંતોમાં વહેંચાઈ જાય તો તે સંજોગમાં આ બૃહદ મુંબઈ એક અલગ એકમ તરીકે આકાર ધરે તે અનિવાર્ય છે. અમે જાણીએ છીએ કે ભાષાવાર પ્રાંતો વિશે તેમજ મુંબઈ પ્રાંતને વિભક્ત કરી નાખવા વિશે ચાલી રહેલા વિવાદને લીધે મુંબઈમાં ઘણા લોકોના મનમાં ઠીક ઠીક પ્રમાણમાં ભયની લાગણી પ્રવર્તે છે અને પરિણામે વેપારધંધાને પણ સહેવું પડયું છે. તેથી અમને લાગે છે કે સ્પષ્ટ રીતે અને ભારપૂર્વક એમ કહેવું જોઈએ કે બૃહદ મુંબઈ નિર્ભેળ ભાષાવાર પ્રાંતનું અંગ તો નહિ જ બને અને જો અત્યારના મુંબઈ પ્રાંતમાંથી એવા ભાષાવાર પ્રાંત રચવામાં આવે તો બૃહદ મુંબઈના વિસ્તારનું એક અલગ એકમ નિર્માણ કરવાનું રહેશે.

## ૨ : અઢારમા સાહિત્ય પરિષદ સંમેલનના પ્રમુખસ્થાનેથી

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના પ્રતિનિધિઓ, સાહિત્યરસિક સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો,

ગુજરાતી સાહિત્ય પરિષદના સંમેલનનું પ્રમુખસ્થાન તે કોઈ પણ વ્યક્તિ માટે ગૌરવભર્યા માનનું પદ છે. તે પ્રતિષ્ઠિત પદ ઉપર મારી પસંદગી કરી આપે જે સદ્‌ભાવ બતાવ્યો છે તે માટે હું આપનો સહૃદયતાથી આભાર માનું છું. મને લાગે છે કે મારી યોગ્યતા ગમે તેટલી ઓછી હોય તેમ છતાં મારામાં વિશ્વાસની ભાવનાથી મને એ પદ આપે આપ્યું તે કારણથી મારે માટે તો તે માન કરતાં આપના વિશ્વાસને અદા કરવાની જવાબદારીનું હું વધારે સમજું છું. તે જવાબદારી બજાવવા માટે પરિષદના કાર્યમાં રસ લેતા સર્વ બંધુઓનો સહકાર મને મળી રહેશે એવી સંપૂર્ણ શ્રદ્ધાથી મેં આ સ્થાન સ્વીકાર્યું છે. આશા છે કે તમારો વિશ્વાસ અને મારી શ્રદ્ધા—એ બન્નેને સરખી સફળતા મળે.

**અવસાનોની નોંધ :**

પ્રથમ તો આજે લગભગ ચાર વર્ષ પછી પરિષદનું સંમેલન મળે છે તે દરમિયાન જે ગુજરાતી સાક્ષરો તથા સાહિત્યરસિક નામાંકિત વ્યક્તિઓનાં અવસાન થયાં છે તેની સખેદ નોંધ લેવી ઘટે છે.

સદ્‌ગત સરદાર વલ્લભભાઈ પટેલ લેખક તો નહોતા, પણ જનસમૂહના હૃદયમાં સોંસરી પેસે એવી સચોટ અને તળપદી, કાંઈક કટાક્ષયુક્ત અને કાંઈક તીવ્ર-વેધક વાણી વડે પ્રજાને સંગઠિત કરી લોકનું નવજીવન ઉત્પન્ન કરે તે જો સાહિત્યકારનું લક્ષણ ગણાય તો તેમને આ ગાંધીયુગના આમજનતાના—અને ખાસ કરીને નિરક્ષર જનતાના—સાક્ષર કેમ ન કહી શકાય? સ્વાધીનતા મેળવવાથી સાહિત્યજીવન પણ જો સમૃદ્ધ થઈ શકે તો તે મેળવી આપનાર વીર પુરુષને અંજલિ આપવાનો પણ સાહિત્યકારોનો ધર્મ છે.

સદ્‌ગત બળવંતરાય ઠાકોર એક મહાવિદ્વાન, ઉત્તમ કવિ, વિવેચક અને સમર્થ લેખક હતા. તેમની પ્રગલ્ભ બુદ્ધિમાં મૌલિકતાનો ચમત્કાર હતો. વિશાળ વાચન અને ચિંતન વડે એમની વિવેચનશક્તિની પ્રતિભા અસાધારણ હતી. સાધારણ વિવેચકને પણ ન સૂઝે એવાં તલસ્પર્શી વિચારો અને દલીલો થોડી ભારે પણ બળવાન ભાષામાં તે વ્યક્ત કરી શકતા. આ જમાનાના ઘણા સાહિત્યકારોને પણ તેમની નિખાલસ સલાહ અને દોરવણી વડે ઉત્તેજન અને પ્રેરણા મળ્યાં છે. અર્વાચીન ગુજરાતી સાહિત્યકારોની નોંધમાં એમનું નામ અમર રહેશે.

સદ્‌ગત દુર્ગાશંકર શાસ્ત્રીના તાજેતરમાં થયેલા અવસાનની નોંધ લેતાં ખેદ થાય છે. એ જો અત્યારે આપણી દુનિયામાં હોત તો આ સંમેલનનું સુકાન એમને સંભાળવાનો પ્રસંગ આવ્યો હોત. પરંતુ દૈવયોગે યાદીમાં એમની પસંદગી થયા પછી થોડા દિવસમાં જ એમનું અવસાન થયું એ આપણે માટે એક કરુણ બનાવ થયો. આપણા સાહિત્યના ઇતિહાસ-

વિષયક ક્ષેત્રમાં એમના અવસાનથી ઘણી મોટી ખોટ પડી છે. વિનીત અને નમ્ર સ્વભાવના આ વિદ્વાન સાક્ષરે ઊંડા અભ્યાસ અને ઉચ્ચ પ્રકારની તુલનાશક્તિ વડે અનેક ઇતિહાસાત્મક અને સંશોધનના પ્રશ્નોને અસાધારણ વિવેકશક્તિ અને સમગ્ર ભાવથી ચર્ચ્યા હતા. કાંઈ પણ પૂર્વગ્રહ વિના તટસ્થતાથી જે અનુમાનો અને નિર્ણયો એમણે દર્શાવ્યાં હતાં તે ભવિષ્યના ઇતિહાસકારોને ઘણાં મૂલ્યવાન થઈ પડશે. એમને આ વિષયમાં એટલો બધો રસ હતો કે ઘણાં વર્ષથી એમનું શરીરસ્વાસ્થ્ય નરમ રહેવા છતાં સાહિત્યની સેવામાં જ તે પરોવાયેલા રહેતા હતા. ઐતિહાસિક સંશોધન અને તુલનાત્મક વિવેચનના ક્ષેત્રમાં આપણે ત્યાં ઘણા થોડા સાહિત્યકારો આકર્ષાય છે. આશા છે કે એમના અવસાનથી પડેલી મોટી ખોટ થોડેઘણે અંશે પૂરી પાડવા નવા શિક્ષિત યુવકો તત્પરતા બતાવશે.

તાજેતરમાં સદ્ગત કિશોરલાલ મશરૂવાળાનું દુઃખદ અવસાન એ માત્ર ગુજરાત માટે નહિ, પણ સમગ્ર દેશ માટે ખેદજનક બનાવ છે. એમના પુષ્કળ લેખોમાં ગાંધીવાદનું તાત્ત્વિક દર્શન એમણે સુંદર રીતે સમજાવ્યું હતું. ગાંધીજીના અવસાન પછી "હરિજન" પત્રોના સંચાલનનું કાર્ય એમણે એટલી સફળતાથી કર્યું કે એ પત્રોને બંધ કરવાનો વિચાર થયો ત્યારે ખાસ કરીને એમના લેખોનો લાભ જનતાને મળતો બંધ ન થાય તે માટે જોઈતી મદદ આપવાની એમના પ્રશંસકોએ તત્પરતા બતાવી અને એ પત્રો ચાલુ રહ્યાં. પરંતુ દૈવયોગે થોડા જ માસ પછી થયેલા એમના અવસાનથી અત્યારે તો ન પૂરી શકાય એવી ખોટ પડી છે. આપણે ત્યાં

ચિંતનાત્મક લેખોના લેખકો બહુ જ થોડા છે. એમનું સ્થાન ખાલી પડવાથી ખાસ કરીને ગુજરાતના પત્રકારત્વને ભારે ખોટ પડી છે.

સદ્દગત ડૉ. હરિપ્રસાદ દેસાઈ બહુશ્રુત અને રસિક સાક્ષર હતા. ડૉક્ટરના જેવા વ્યવસાયી જીવનમાં પણ એમણે સાહિત્યની સતત સેવા કરી હતી. કલાના એ પરમ ઉપાસક હતા અને ગુજરાત ઉપરાંત હિંદના બીજા પ્રદેશોની સ્થાપત્યકલા ઉપર એમણે અભ્યાસપૂર્ણ લેખો જનતાને આપ્યા છે. સાહિત્ય-પરિષદના જન્મકાળથી જ આ સંસ્થાના એ એક અગ્રેસર સંચાલક હતા અને પરિષદની દરેક પ્રવૃત્તિમાં ઉત્સાહપૂર્વક ભાગ લેતા હતા.

સદ્દગત મનહરરામ મહેતા ખંડઝૂલણા છંદના કવિ ઉપરાંત સાહિત્યપરિષદના ઘણાં વરસ સુધી મંત્રી હતા. એના સંચાલનમાં એમણે અત્યંત શ્રમ અને રસ લઈને પરિષદની દરેક બેઠકને સફળ બનાવવાનો ભાર ઉમંગથી ઉપાડી લીધો હતો.

સદ્દગત રામમોહનરાય દેસાઈ એક વિદ્વાન, ચિંતક, લેખક તેમજ કવિ હતા. ગુજરાતમાં સ્ત્રીઓ માટેના પહેલા માસિક "સુંદરીસુબોધ"નું વીસ વરસ સુધી સરસ સંચાલન કરીને આપણા સ્ત્રીસમાજની એમણે સંગીન સેવા કરી હતી અને અનેક સ્ત્રીઓને લેખિકાઓ થવાનું ઉત્તેજન આપ્યું હતું. એમની બે નવલકથાઓ—"યોગિની" અને "બાળા"—એ વાચકોની પ્રશંસા મેળવી હતી. પણ એમના અવસાનની અહીં નોંધ લેવાનું ખાસ કારણ એ છે કે સાહિત્ય પરિષદની સ્થાપનામાં સદ્દગત રણજિતરામ મહેતા, જે એમના ગાઢ મિત્ર હતા, તેમની સાથે એમણે મુખ્ય ભાગ લીધો હતો અને

પરિષદની પ્રથમ બેઠકમાં લોકકથા ઉપર એક અભ્યાસપૂર્ણ નિબંધ વાંચ્યો હતો.

સદ્ગત ગોકુળદાસ રાયચૂરાની સૌરાષ્ટ્રના લોકસાહિત્યને પ્રકાશમાં લાવવાની તથા "શારદા" માસિક દ્વારા એમણે આપણા સાહિત્યની કરેલી સેવા જાણીતી છે. લગભગ દરેક સાહિત્ય પરિષદ અને સમેલનની બેઠકમાં એમની મનોરંજની વાણીથી શ્રોતૃવર્ગને મુગ્ધ કરવાની તેમનામાં શક્તિ હતી.

સદ્ગત બટુભાઈ ઉમરવાડિયાએ ગુજરાતી સાહિત્યની એકાંકી નાટકો આલેખીને સુંદર સેવા કરી હતી. વ્યવસાયી જીવનને લીધે તે સાહિત્યજીવનમાં લાંબો વખત રહી શકયા નહિ, પરંતુ એમણે જેટલું આપ્યું તેનાથી એમનું સ્થાન સાહિત્યક્ષેત્રમાં રહ્યુ છે.

આ ઉપરાંત ગુજરાતના પ્રતિષ્ઠિત સાહિત્યરસિકો અને વિદ્વાનો—ઠક્કરબાપા, ગલિયારા, મોતીચંદ કાપડિયા, મગનલાલ ખખ્ખર, શંકરરાય અમૃતરાય, વીરમિત્ર દ્વિવેદિયા, હીરાલાલ કાજી, વામન મુકાદમ, અનંત પંડયા વગેરેનાં અવસાનોની નોંધ લેવી ઘટે છે.

## સાહિત્ય અને જીવન :

સન્નારીઓ તથા સજ્જનો ! આપણે સહુ ગુજરાતી સાહિત્યનાં સર્જકો, ઉપાસકો તથા રસિકો તરીકે આજે અહીં મળ્યાં છીએ. 'સાહિત્ય' શબ્દનો વિશેષ અર્થ શો છે તેનો પ્રથમ વિચાર કરી આપણે આગળ ચાલીએ. આપણા વિદ્વાનોએ એના જુદા જુદા અર્થ કર્યા છે. "सहितस्य भावः साहित्यम् "

એટલે અનેક વ્યક્તિઓના વિચારનું સંમિલન ભાષા દ્વારા પ્રગટ થાય તે સાહિત્ય. "हितेन सह सहितं तस्य भावः साहित्यम्" એટલે હિતકારક ઉક્તિઓનો સંગ્રહ તે સાહિત્ય. "शब्दार्थौ सहितौ काव्यम्" એટલે શબ્દ અને અર્થ વિશિષ્ટ રૂપે એકબીજાની સાથે મળેલા હોય તે સાહિત્ય. આ વ્યાખ્યાઓમાં બે મુખ્ય-તત્ત્વો સમાયેલાં છે : એક વિચાર અને વાણીનું સુંદર સંમિલન અને બીજું આવી રીતે અનેક સાહિત્યકારોએ કાલપરંપરામાં પદ્ય કે ગદ્યમાં રચેલો સંગ્રહ. વિચાર અને વાણી વચ્ચેનો સંબંધ જેમ વ્યક્તિમાં છે, તેમ એક ભાષા બોલતી પ્રજાનું માનસ અને તેના સાહિત્ય વચ્ચેનો પરસ્પર સંબંધ અંગાંગી પ્રકારનો છે. એટલે કે કોઈ પણ કાળનું સાહિત્ય એ તે સમયની પ્રજાના માનસનો આવિર્ભાવ છે તેમજ ભવિષ્યની પ્રજાનું માનસ ઉત્પન્ન કરવામાં તેના સાહિત્યની પણ સારી કે નરસી અસર થાય છે. વિચારોનો સૂક્ષ્મ આત્મા શબ્દોની સ્થૂલ સૃષ્ટિમાં જન્મ લઈ દેહ ધારણ કરે તેનું પુષ્ટ જીવન વિચારોના મૌલિક મૂલ્ય તથા શબ્દોની હૃદયંગમતાના સુંદર સમન્વય ઉપર જ આધાર રાખે છે. તે બન્ને તત્ત્વોમાં વિચાર તે જ આત્મા છે અને શબ્દ તેનું શરીર છે એ સાહિત્યસૃષ્ટિનું એક સનાતન સત્ય છે. તે બન્નેનો જે સાહિત્યમાં સંયોગ હોય તે જ સાહિત્ય ચિરંજીવ બને છે અને સમાજના માનસને ઉચ્ચ કક્ષા ઉપર ટકાવે છે. આવી રીતે વિચારોનું તત્ત્વ એ સાહિત્યની ભૂમિકા છે. પરંતુ જીવન જેમ પ્રગતિમય છે તેમ વિચારો પણ પ્રગતિમય હોય તો જ તેનું બળ ટકી શકે છે. જ્ઞાન અને અનુભવની અસરથી વિચા-

રોનું પરિવર્તન થાય તે સ્વાભાવિક છે. અને તેથી જ સાહિત્ય પણ જો નવા વિચારોથી પ્રાણવાન ન થાય તો તે લોહી વગરનું અને નિર્જીવ બને છે. આવી યુગે યુગે બદલાતી વિચારસરણીઓને વ્યક્ત કરવા માટે સાહિત્યમાં નવા શબ્દો અને શૈલીનું પણ સર્જન થાય છે. એક યુગનું સાહિત્ય પછીના યુગોમાં તેમાં જે સનાતન સત્યો રહેલાં હોય તેટલા પૂરતું સજીવ રહે છે અને બાકીનુ તો ઇતિહાસના ભંડારમાં જ ભરાઈ રહે છે. જેવી રીતે પરિસ્થિતિને અનુકૂળ થઈને રહેવું, એટલું જ નહિ, પણ પરિસ્થિતિને પણ જીવનને ઉચ્ચ માર્ગ ઉપર લઈ જવા માટે અનુકૂળ બનાવવી એ મનુષ્યજીવનશાસ્ત્રનો નિયમ છે, તેવી જ રીતે પ્રજાજીવનનું પ્રતિબિંબ થવા ઉપરાંત બદલાતી પરિસ્થિતિમાં જીવનનો ઉત્કર્ષ થાય તેવા પ્રકારનું સાહિત્ય ઉત્પન્ન કરવું એ સાક્ષરતાનો ધર્મ છે. એમ ન થાય તો જીવન ટકી શકે નહિ અને પ્રજાજીવન સાથેનો નિકટ સંબંધ તૂટી જાય. સાહિત્ય વડે જો મૂલ્યાંકનોનું પરિવર્તન થાય તો જ તે જનતા ઉપર જરૂરની અસર કરી શકે.

આ છે સંક્ષિપ્તમાં સાહિત્યજીવનની મીમાંસા.

## પ્રાચીન ગુજરાતી સાહિત્ય :

હવે આપણે ગુજરાતી સાહિત્યને આ દષ્ટિબિંદુથી તપાસીએ. ગુજરાતના દૂર ભૂતકાળમાં ગયા વિના જ્યારથી ગુજરાતી જીવન ઘડાવા માંડ્યું ત્યારથી, એટલે ઈ. સ. ૧૧મા સૈકાથી, શરૂ કરીશું. મૂળરાજ સોલંકીથી ભીમદેવ સુધીના સમયમાં ગુજરાતનાં ઘડતરનો પ્રથમ યુગ હતો. ગુજરાતના રાજકીય ક્ષેત્રના વિકાસ

સાથે ઉત્તરેથી આવી હાલના ગુજરાતમાં વસેલી પ્રજાઓએ પોતાના દેશને આબાદ કરવા વ્યાવહારિક પ્રવૃત્તિઓ શરૂ કરી. તેમાં જૈન ધર્મના અનુયાયીઓ અગ્રેસર હતા. ગુજરાતનું માનસ ઘડવામાં બે વસ્તુઓ મુખ્ય હતી: એક તો તેના પશ્ચિમ કાંઠાનો સમુદ્ર અને બીજી તેની ધરાને રસાળ બનાવનાર અનેક નદીઓ. આ બન્ને કુદરતી સાધનોએ ગુજરાતને સમૃદ્ધ બનાવી તેનું ભવિષ્ય ઘડ્યું. દેશ-પરદેશનાં વેપાર ખેડાયા અને સાધન-સંપત્તિની વૃદ્ધિ વડે સાહિત્ય અને કલાઓને પણ ઉત્તેજન મળ્યું. આપણા પશ્ચિમ કાંઠાના સમુદ્રે પારસીભાઈઓનાં વહાણોને ગુજરાતમાં આણી આપણા કિનારા ઉપર ઉતાર્યાં અને ત્યારથી ગુજરાત તેમનું વતન થયું એ પણ આપણું મોટું સદ્‌ભાગ્ય નીવડ્યું. અહિંસાપ્રધાન જૈન ધર્મ અને ગુજરાતની નરમ ભૂમિ—એ બન્નેએ એનું જીવન શાંતિપ્રિય ને વ્યાવહારિક બનાવ્યું. રજપૂત રાજાઓએ પણ જૈન તેમજ હિંદુ ધર્મને તથા સાહિત્યના વિકાસને ઉત્તેજન આપ્યું. એ સાહિત્યવિકાસની શરૂઆત જૈન સાધુઓને હાથે થઈ. હેમચંદ્રાચાર્યે સંસ્કૃત-પ્રાકૃત વ્યાકરણ રચી તે સમયની ભાષાનું ખોખું તૈયાર કર્યું અને બીજા અનેક સાધુઓએ રાસાઓ અને બાલાવબોધો રચી ગુજરાતી પદ્ય અને ગદ્ય સાહિત્યની શરૂઆત કરી. પરંતુ આ અને પછીના ઠેઠ ૧૮૧૯મી સદીના લાંબા કાળમાં ગુજરાતી સાહિત્યની વિશિષ્ટતા તે એનું ધાર્મિક ભાવનાપ્રધાન પદ્યસાહિત્ય. જે પ્રજા શાંતિમય અને પૈસેટકે સુખી હોય તેનામાં ધર્મના જ્ઞાન કરતાં પણ ભાવનાને વધારે પુષ્ટિ મળે છે. એટલે ગુજરાતી જીવનમાં વ્યાવહારિકતા અને ધાર્મિકતા એ બન્ને સાથે રહી. તત્ત્વજ્ઞાનની

સીડી ઉપર ચડી માત્ર હવાઈ વાતાવરણમાં લટકવા કરતાં સ્થૂળ ભૂમિ ઉપર રહીને જીવનની ભોગ્ય વસ્તુઓ ભગવાનની કૃપાથી જ મળે છે માટે તેની ભક્તિ કરીને જીવન ભોગવવામાં સુખ છે એ સામાન્ય ગુજરાતી પ્રજાજનોનો જીવનમંત્ર થયો. અને એ પ્રકારના વ્યાવહારિક અને ધાર્મિક મિશ્રણવાળું મધ્યમ માર્ગનું માનસ એ ગુજરાતની વિશિષ્ટતા. આ કારણથી જે ધાર્મિક સંપ્રદાયમાં ભોગ અને ભક્તિ—એ બન્નેને સ્થાન છે તેવા સંપ્રદાય તરફ ગુજરાતની જનતાનું મન આકર્ષાય તે સ્વાભાવિક છે. એવો સંપ્રદાય એને મળ્યો પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ-ધર્મમાં અને કૃષ્ણભક્તિના સમર્પણભાવમાં. શ્રીકૃષ્ણ ગુજરાતના ધાર્મિક જીવનનું મધ્યબિંદુ બન્યા, પણ તે મહાભારતની ગીતાના કૃષ્ણ કરતાં મથુરાના, ભાગવત પુરાણના, બાળલીલાના, પ્રેમભક્તિ વડે સર્વસમર્પણના કૃષ્ણ હતા. આ છે નરસિંહ મહેતાથી માંડીને દયારામ સુધીના પાંચ-છ સૈકાના સાહિત્ય-યુગનું રહસ્ય. એમાં ગુજરાતની ધાર્મિક તૃષ્ણાની રસમય તૃપ્તિ, સો વરસના અદ્‌ભુત વિશ્વપરિવર્તન પછી પણ આજ-સુધી ગુજરાતની સામાન્ય જનતામાં કૃષ્ણના સાહિત્યની લોક-પ્રિયતા. વૈષ્ણવ ધર્મ તો બંગાળા અને દક્ષિણમાં પણ પ્રસર્યો છે, પણ બંગાળાની આવેશમય પ્રજા અને દક્ષિણની જ્ઞાનપ્રધાન પ્રજાઓ કરતાં ગુજરાતની ભાવનામય પ્રજાએ વૈષ્ણવ ધર્મને પોતાના માનસને અનુકૂળ થાય એવી રીતે અપનાવી લીધો. એ ધર્મના બાહ્ય સ્વરૂપમાં કાળે કરીને અનિષ્ટ તત્ત્વો પણ ઉત્પન્ન થયાં, છતાં એને શુદ્ધ બનાવીને સાચવી રાખ્યો. પરંતુ પૌરાણિક હિંદુ ધર્મ તો બહુમુખી છે અને ગુજરાતના સર્વ-

વેદાંતનો ઉપયોગ કર્યો, ત્યારે તેના પછીના અખાએ આત્મ જ્ઞાનનો આંતર ધર્મ અપનાવવા માટે વેદાંતનું રહસ્ય સમજાવ્યું. નરસિંહ મહેતાએ તથા મીરાંબાઈએ લોકોની ધર્મભાવનાં ભક્તિરસ વડે ભીની રાખી, ત્યારે અખાએ લોકોને ચટકે લાગે એવી ભાષામાં પણ સચોટ રીતે ધર્મના તાત્ત્વિક સ્વરૂપનું ભાન કરાવ્યું. પણ અખાનાં કથનો તેની 'અખેગીતા'માં અને છપ્પાઓમાં જ રહ્યાં, ત્યારે નરસિંહ મહેતા, મીરાંબાઈ, પ્રેમાનંદ અને દયારામનાં કવનો ગુજરાતના હૃદયમાં વસ્યાં. આમ જીવન અને સાહિત્ય એકબીજા સાથે ઓતપ્રોત થઈ ને ઠેઠ અર્વાચીન કાળ સુધી રહ્યાં.

**અર્વાચીન ગુજરાતી સાહિત્ય :**

દયારામ પછી ગુજરાતી સાહિત્યનો અર્વાચીન કાળ શરૂ થયો. તેને હવે લગભગ સો વર્ષ પૂરાં થયાં છે. દયારામનું અવસાન અને નર્મદનું સાહિત્યજીવન એ બન્ને એક જ કાળમાં થયાં, છતાં પણ એ બે જણ વચ્ચે કેટલું અંતર ? એ કાળ માત્ર નવા યુગનો નહિ, પણ આખા દેશના નવા અવતારનો જન્મકાળ હતો. અત્યાર સુધી ગુજરાતી, થોડું સંસ્કૃત અને ફારસી—એ ભાષાઓમાંના સાહિત્યથી જીવન ઘડાતું; હવે અંગ્રેજી ભાષાનું અને તેના સાહિત્યનું શિક્ષણ શરૂ થવાની સાથે જીવનના દરેક વિભાગમાં નવા વિચારો અને જૂની પ્રણાલિકાઓ વચ્ચેનો વિગ્રહ શરૂ થયો : જીવનનાં મૂલ્યાંકનો બદલાવા લાગ્યાં અને નવી વિચારસરણીઓ અને ભાવનાઓએ નવું જ માનસ દેશમાં સર્વત્ર ઉત્પન્ન કર્યું. સ્વાભાવિક રીતે

સાહિત્યનું વહેણ પણ બદલાયું. ગુજરાતના શાંતિમય અને સંરક્ષક જીવનમાં ઉત્પાતનો આંચકો આવે એવાં છૂટાંછવાયાં બળોને એકત્રિત અને વ્યક્ત કરનાર પુરુષ ઉત્પન્ન થવા માટેનું વાતાવરણ તૈયાર થવા માંડયું અને તરત જ નર્મદ કવિમાં એ બળો મૂર્તિમંત થયાં. ધાર્મિક ક્ષેત્રમાં સંકોચાઈ રહેલું ગુજરાતી સાહિત્ય એમાંથી છૂટયું અને તેનાં ગદ્ય અને પદ્ય એ બન્ને અંગોને સાંસારિક, સામાજિક, આર્થિક, રાજકીય વગેરે ક્ષેત્રોમાં નર્મદે પ્રવેશ કરાવ્યો. પણ નર્મદનો આવેશમય વેગ ધાર્મિક અને સંરક્ષણવૃત્તિવાળા ગુજરાતને માટે વધારે પડતો હતો. મુંબઈના છૂટા વાતાવરણમાં રહેલો અને જુસ્સાવાળો પણ ઉચ્છૃંખલ સ્વભાવનો નર્મદ એના જમાનાથી વધારે આગળ વધી ગયો હતો અને ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં તો જાણે બે તડ પડી ગયાં હોય એવું વાતાવરણ ઉત્પન્ન થયું હતું. દલપતરામના "ધીરે ધીરે સુધારાનો સાર"નો નમ્ર અવાજ નર્મદના "યાહોમ કરીને પડો, ફતેહ છે આગે !"ના બ્યૂગલના અવાજ કરતાં ગુજરાતને વધારે રુચિકર લાગ્યો; છતાં નર્મદની સાહિત્યસેવાનું મૂલ્ય દલપતરામની સભારંજની કવિતાના સાહિત્ય કરતાં ઊંચું હતું. પચાસેક વરસ પછી નર્મદનો નાદ ગુજરાતે પારખ્યો. નવગુજરાતના આદ્ય જ્યોતિર્ધર તરીકે તો નર્મદને જ મુકાય.

અંગ્રેજી સાહિત્યના શિક્ષણે બંગાળાને અંગ્રેજી જીવનનો પણ રંગ લગાડયો. ગુજરાતમાં વિચારોનું પરિવર્તન થવા માંડયું, પણ આચારમાં તો થોડા અપવાદ સિવાય ખાસ અસર ન થઈ. યુનિવર્સિટીના ઉચ્ચ શિક્ષણે શિક્ષિતવર્ગને

વિચાર કરતા કર્યા અને તેની અસર ગુજરાતી સાહિત્ય ઉપર ધીમે ધીમે વધવા લાગી. ખાસ નોંધવા જેવી એક અસર સંસ્કૃતના અભ્યાસ ઉપર થઈ. અત્યાર સુધી સંસ્કૃતનાં સાહિત્ય અને શાસ્ત્રોનું જ્ઞાન મોટે ભાગે શાસ્ત્રીઓ અને પંડિતો પાસે જ હતું; રાજ્યભાષા ફારસી હોવાથી સંસ્કૃત કરતાં ફારસી જાણનારા જનો વિશેષ હતા; પણ ઉચ્ચ શિક્ષણમાં સંસ્કૃતને સ્થાન મળવાથી અંગ્રેજી સાહિત્ય સાથે સંસ્કૃત સાહિત્ય અને શાસ્ત્રોનો પરિચય જેમ વધવા માંડયો તેમ એ જ્ઞાનભંડારનાં દ્વાર ખુલ્લાં થયાં; પરિણામે પાશ્ચાત્ય સંસ્કૃતિ અને આપણી આર્ય સંસ્કૃતિના જ્ઞાનની વૃદ્ધિ થવાની સાથે એ બન્નેનું તુલનાત્મક સાહિત્ય ઉત્પન્ન કરવા તરફ આપણા વિદ્વદ્વર્ગની પ્રવૃત્તિ શરૂ થઈ. હિંદુ ધર્મનાં મૂલ્યાંકનો, જેનું આપણા પૂર્વજોએ તત્ત્વદર્શન કરાવ્યું હતું, તેના હાલની પરિસ્થિતિ પ્રમાણે પુનર્જીવનની રચના એ આપણા સાહિત્યનું એક અંગ બન્યું. સાહિત્યમાં ધાર્મિક ભક્તિભાવ પશ્ચાદ્ભૂમિ ઉપર ગયો અને સ્વદેશભક્તિ તથા સમાજની પુનરરચનાની ભાવના આગળ આવી. જૂના અને નવા વિચારોના ઘર્ષણનો તોડ કેવી રીતે કાઢવો એ ચર્ચાનો વિષય બન્યો. આ પ્રશ્નોને ગુજરાતી જનતા પાસે મૂકી તેનું માર્ગદર્શન આપવા માટે કોઈ સમર્થ ચિંતક અને લેખકની જરૂર પડી. ગુજરાતને સદ્ભાગ્યે એવો એક ઉત્તમ સાક્ષર તે મંથનકાળના જમાનામાં પ્રગટ થયો. ગોવર્ધનરામે "સરસ્વતીચંદ્ર"માં નવલકથાના સ્વરૂપમાં આવા પ્રાણપ્રશ્નોની ઉન્નત શૈલીમાં ચર્ચા કરી માર્ગદર્શન આપનારું અર્વાચીન યુગનું પુરાણ પ્રસિદ્ધ કર્યું. પ્રજાએ એ સર્વગ્રાહી

નવલપુરાણનો સુંદર સત્કાર કર્યો, અનેક સાહિત્યકારોની ગદ્ય અને પદ્ય કૃતિઓનાં ઝરણાં ગુર્જરભૂમિમાં ફૂટવા લાગ્યાં અને અર્વાચીન ગુજરાતી સાહિત્યની ગંગાનો પ્રવાહ શરૂ થયો. નવા વિચારોના જોરથી શિક્ષિતવર્ગનું માનસ બદલાવા લાગ્યું, પરંતુ ગુજરાતનું રૂઢિજીવન એટલું ચુસ્ત હતું કે તેના જોરની અસર સાંસ્કારિક કે સામાજિક જીવન ઉપર બહુ થઈ શકી નહિ. માનસિક જીવન અને વ્યાવહારિક જીવન—એટલે વિચાર અને આચાર—વચ્ચેનું અંતર વધતું ગયું. નવા અને જૂના વિચારો વચ્ચે ગુજરાતને ગળે ઊતરે એવો સમન્વય સમજાવનાર સાહિત્યની જરૂર હતી. મણિલાલ નભુભાઈએ વેદાંતને અભેદવાદરૂપે ગુજરાતી સાહિત્યમાં ઉતારી જીવનનું આર્ય સંસ્કૃતિને અનુરૂપ પરિવર્તન કરવાને "સુદર્શન" માસિકમાં પ્રચાર કર્યો. તેવો જ પ્રચાર નર્મદાશંકર મહેતાએ પણ કર્યો. ધાર્મિક અને સમાજસુધારાનો પ્રચાર પ્રાર્થનાસમાજની સંસ્થા તરફથી રમણભાઈએ "જ્ઞાનસુધા"માં શરૂ કર્યો. "સુદર્શન" અને "જ્ઞાનસુધા" વચ્ચેની ચર્ચાઓએ શિક્ષિતવર્ગમાં રસ ઉત્પન્ન કર્યો. તેની સાથે શ્રેયઃસાધક અધિકારી મંડળે સુધારાની સામે પ્રચાર શરૂ કર્યો. સામાજિક જનતાનું માનસ તો રૂઢિચુસ્ત જ રહ્યું અને એનું વિનોદી અને કટાક્ષયુક્ત ચિત્ર ગુજરાતી સાહિત્યને રમણભાઈના "ભદ્રંભદ્ર"માં મળ્યું, સંરક્ષકવર્ગે તેનો પ્રતીકાર કર્યો અને વાતાવરણમાં ઉગ્રતા પણ આવી. સુધારાની જરૂર તો હતી જ, પણ મૂર્તિપૂજા જેવી પુરાણી સંસ્થાની વધારે પડતી નિંદા સહન કરવા ગુજરાત તૈયાર ન હતું અને તેથી પ્રાર્થનાસમાજ, એનામાં કેટલાંક ઇષ્ટ તત્ત્વો

હોવા છતાં, નબળી પડતી ગઈ. વિવાદગ્રસ્ત વિષયોની ઉચ્ચ કક્ષાની ચર્ચા વડે જનતાને માર્ગદર્શન આપવાની જરૂર પડી. આનંદશંકરભાઈએ તે પૂરી પાડી અને "વસંત"નો જન્મ થવાની સાથે જ આપણા આધુનિક સાહિત્યની વસંતઋતુ શરૂ થઈ. સંક્રાંતિકાળના અનેક પ્રશ્નોનું અભ્યાસપૂર્ણ અને તલસ્પર્શી વિવેચન કરી આપણા સાહિત્યને તેમણે સમૃદ્ધ કર્યું. તેમનું વલણ મધ્યમ માર્ગ તરફ રહેલું કહેવાય છે, પણ એ મધ્યમ માર્ગ લોકોને સંતોષવા માટે નહિ, પરંતુ બન્ને બાજુને તાત્ત્વિક દૃષ્ટિએ તપાસીને તેમાંનાં ઇષ્ટ તત્ત્વોનો સુમેળ સાધવાનો સમન્વયમાર્ગ હતો. આર્ય સંસ્કૃતિ અને પાશ્ચાત્ય સંસ્કૃતિ—બન્નેમાંથી આપણી આધુનિક સંસ્કૃતિ ઉપજાવવા અને આપણા જીવનને સંસ્કારમય બનાવવા માટે એમનાં વિશાળ વાચન અને મનન "વસંત" અને "આપણો ધર્મ"માં ગુજરાત પાસે એમણે મૂક્યાં અને સંસ્કારિતાને ગુજરાતના જીવનમાં સ્થાન આપ્યું. કેશવલાલ ધ્રુવે પણ આપણા સાહિત્યને રસશાળી અને ઔચિત્યભાવપૂર્ણ લેખોથી સમૃદ્ધ બનાવ્યું છે. કૃષ્ણલાલભાઈએ જૂના અને નવા ગુજરાતી સાહિત્યના ઇતિહાસની રચનાનું પ્રથમ કાર્ય કરીને આપણા સાહિત્યના ઇતિહાસકર્તાઓ માટે માર્ગસૂચક સ્તંભો રોપ્યા છે.

નરસિંહ મહેતાથી દયારામ સુધીનું ગુજરાતનું પદ્યપ્રધાન ભાવનાત્મક સાહિત્ય અંગ્રેજી સાહિત્યના સંપર્ક પછી પણ સજીવ રહીને બીજી દિશા તરફ વળ્યું. પૌરાણિક કૃષ્ણની લીલાનાં ગુણગાનમાંથી સનાતન કૃષ્ણની જડ તેમજ ચેતન પ્રકૃતિની લીલા એ કવિતાનું કેન્દ્ર બની. ભક્તિકાવ્યોનું સ્થાન

પ્રકૃતિકાવ્યોએ લીધું. અંગ્રેજી કવિતાની અસર ગુજરાતી કાવ્ય ઉપર સ્પષ્ટ રીતે જણાવા લાગી અને નૈસર્ગિક શક્તિનું પૂજન એ ઈશ્વરભક્તિનો એક પ્રકાર થયો. ભાગવત અને ગીતગોવિંદની પ્રેરણા મેળવનાર ગુજરાતી પ્રાચીન સાહિત્યયુગના આદિકવિ નરસિંહ મહેતા; અંગ્રેજી સાહિત્યના શ્રેષ્ઠ કવિઓની પ્રેરણા મેળવનાર અર્વાચીન યુગના મુખ્ય પ્રથમ કવિ નરસિંહરાવ; પોતિયું, બંડી અને આવાટોપી પહેરતા નરસિંહ મહેતા અને કોટ, પાટલૂન અને હેટ પહેરતા નરસિંહરાવ વચ્ચે કેટલો ફેર લાગે છે? પણ તે બાહ્ય દેખાવ પાછળનું સામ્ય જરા જોઈએ. બન્ને કવિઓનાં ભક્તહૃદયો, એમણે જુદી જુદી રીતે ઈશ્વરને પારખ્યો છતાં, એક જ ભૂમિકા ઉપર હતાં. એકે ઈશ્વરના અવતારની રાસલીલા ગાઈ, બીજાએ ઈશ્વરની પ્રકૃતિના રાસની વિવર્તલીલા ગાઈ. પણ બન્નેમાં ઊંડો ભક્તિભાવ, પોતપોતાના જમાનામાં બન્ને સુધરેલા ગણાતા નાગરો અને બન્ને ન્યાત બહાર. બન્નેનાં વેદ, ગોત્ર અને શાખા પણ એક જ. બન્નેને સંતાનના વિરહનું ઊંડું દુઃખ, પણ બન્નેમાં ઈશ્વર ઉપરની અચલ શ્રદ્ધાએ ઉપજાવેલાં વિરલ ધૈર્ય અને સહનશક્તિ. રાસલીલા નિહાળવા મશાલ ધરીને ઊભેલા નરસિંહ મહેતાએ ગાયું :

"દિવટિયો રે દિવટિયો, નરસૈંયો હરિનો દિવટિયો,
પૂરવ પ્રીત ધરી મન માંહે તો રસનાએ રસ ભરિયો.—નર૦"

તે "દિવટિયા"ને ખબર હતી કે પાંચસોએક વરસ પછી ગુજરાતમાં બીજો નરસિંહ દિવેટિયો પ્રકૃતિની લીલા ઉપર પ્રતિભાશાળી કવિત્વની મશાલ વડે ઉજ્જ્વળ પ્રકાશ નાખશે? નરસિંહ

મહેતાનું "વૈષ્ણવજન" કાવ્ય અને નરસિંહરાવનું "મંગળ મંદિર ખોલો" કાવ્ય લોકપ્રિય થયાં અને ગાંધીજીએ પણ અપનાવી ગુજરાતમાં અમર કર્યાં. પણ નરસિંહ એકલો કવિ હતો, ત્યારે નરસિંહરાવ તો ભાષાજ્ઞાન અને ભાષાશાસ્ત્રના ભંડાર અને વિવેચનના ચૂડામણિ હતા. કવિતામાં કોમળતા અને ચર્ચામાં ઉગ્રતા એ બન્ને ગુણો એમના વિશાળ અને નિખાલસ માનસમાં એકસાથે રહી શકતા હતા.

નરસિંહરાવ પછી ગુજરાતમાં નવી કવિતાનો પ્રવાહ છૂટથી વહેતો થયો. કાન્ત, કલાપી, બળવંતરાય ઠાકોર, ખબરદાર વગેરેએ ઊંચા પ્રકારનાં ઊર્મિકાવ્યોથી આપણું સાહિત્ય સમૃદ્ધ કર્યું, પણ ગુજરાતી જનતાના હૃદયને સ્પર્શનાર, ડોલન શૈલીથી ડોલાવનાર, વિચાર અને શબ્દના મધુર ને સુશ્લિષ્ટ સમન્વયથી મુગ્ધ કરનાર અને કોઈ પણ વિષયને ઉચ્ચ કોટિ ઉપર ઉપાડી લઈ તેનો રસપૂર્ણ થાળ પીરસનાર તે તો નાનાલાલ કવિ. એમની અને બળવંતરાય ઠાકોરની કાવ્યશૈલી ગુજરાતના ઊગતા કવિઓએ અપનાવી. સુંદરમ્, ઉમાશંકર જોશી, મનસુખલાલ ઝવેરી વગેરે આ યુગના કવિઓ કાવ્યસાહિત્યનો પ્રવાહ ચાલુ રાખી રહ્યા છે. નવા શબ્દોના તથા જુદી જુદી શૈલીઓના પ્રયોગો થઈ રહ્યા છે અને નવીનતાનો મોહ પણ વધતો જાય છે. કેટલેક ઠેકાણે કૃત્રિમતા પણ જણાય છે. નરસિંહરાવે ચાળીસેક વરસ પહેલાં સાહિત્યપરિષદના પ્રમુખસ્થાનેથી એમનો અભિપ્રાય દર્શાવ્યો હતો કે "ગોવર્ધનરામ, મણિલાલ, કલાપી, નાનાલાલ ઇત્યાદિની કવિતા જે હૃદયના અંતરની સાચી કવિત્વભાવની ઊર્મિઓ પ્રવૃત્ત કરતી

હતી અને કરે છે તે ઊર્મિઓ અનુકરણથી ઉતારી શકાય જ નહિ, અને તેને અભાવે તે ઊર્મિઓનો બહુ તો આભાસ પ્રગટ કરાય છે અને તેથી રચના અસત્ય અને કૃત્રિમ બને છે. પ્રાચીન સાહિત્યમાં ગમે તે ખામીઓ હશે, પરંતુ એમાં એક નગદ ગુણ એ હતો કે એ સાહિત્યની કવિતામાં ખરા દિલની ઉત્સાહવૃત્તિ, હૃદયની સાચાઈ એ ગુણો હતા અને તેથી કવિતામાં અન્ય દૂષણો છતાં સાચાઈનો રણકાર હતો. આપણા હાલના નવીન યુગમાં બહુ ઠેકાણે આ ગુણોની ઊનતા દેખાય છે.” આશા રાખીએ કે હાલના યુગની હવેની કવિતા આ દોષને પાત્ર ન બને અને કોઈનું અનુકરણ કરે કે ન કરે તોપણ આપણા સાહિત્યના પદ્યાંગની પ્રતિષ્ઠા જાળવે. કવિતાનું મૂલ્ય એના શબ્દભારમાં નહિ પણ સહેલાઈથી સમજાય એવા ઉચિત અર્થગૌરવમાં રહેલું છે.

## પંડિતયુગ :

ગોવર્ધનરામથી નાનાલાલ સુધીના સમયને કેટલાક લેખકોએ પંડિતયુગ કહ્યો છે. એનો અર્થ એમ હોય કે તે યુગની પદ્ય અને ગદ્યની કૃતિઓ વિદ્વાન કે શિક્ષિતવર્ગને જ સ્પર્શી શકી પણ આમજનતાથી એ સાહિત્ય અળગું રહ્યું, તો તેમાં કાંઈ તથ્ય નથી એમ તો નહિ કહી શકાય. પણ એ પંડિતયુગની એક અનુકરણીય વિશિષ્ટતા એ હતી કે એના સાહિત્યનું સર્જન ઊંડા અભ્યાસ અને મનનનું પરિણામ હતું. યુનિવર્સિટીનું ઉચ્ચ શિક્ષણ શરૂ થવાની સાથે જ્ઞાનમાં જે રસ ઉત્પન્ન થયો તેણે અભ્યાસને પોષણ આપ્યું અને કેટલેક અંશે તે

વિદ્વદ્‌ભોગ્ય રહ્યું, પણ સર્જનની દૃષ્ટિએ તેમાં જ તેનું ખરું મૂલ્ય હતું. સંસ્કૃતનું જ્ઞાન વધવાની સાથે ગુજરાતી ભાષાને સાંસ્કારિક બનાવવાના પ્રશંસનીય આશયથી શરૂઆતમાં સંસ્કૃત શબ્દોનો વધારે પડતો પ્રચાર થાય એને મર્યાદિત રાખવાની જરૂર તો પડે, પણ તે ઇચ્છા કેટલેક અંશે ક્ષંતવ્ય છે. દરેક ભાષાના સાહિત્યમાં આમ જ બન્યું છે. ઉચ્ચ કક્ષાના સાહિત્યે સમાજના બધા થરને સ્પર્શવું જોઈએ એ માન્યતા ભૂલભરેલી છે. ઇંગ્લૅંડ જેવો દેશ જેમાં ઉચ્ચ સાહિત્યનો ભંડાર છે ત્યાં પણ શેક્સપિયર, મિલ્ટન, ટેનિસન, બ્રાઉનિંગ વગેરેની કૃતિઓ-થી પ્રજાનો મોટો ભાગ અજાણ રહ્યો છે. એનો પ્રસાદ તો શિક્ષિતવર્ગ જ લઈ શકે છે. તેમ છતાં એમ તો ન જ કહી શકાય કે તેટલા માટે આવા મહાન સાહિત્યસર્જકોની જનતાને જરૂર નથી. દરેક સમાજમાં—સંસ્કૃતિ મેળવેલા સમાજમાં પણ—સંસ્કૃતિના થર તો રહેવાના જ. તે થરોની કક્ષાઓ ઊંચી થાય અને જુદા જુદા થરોનું અંતર જેમ બને તેમ ઓછું થાય એ તો અવશ્ય હિતકારક છે. એમાં જ દરેક પ્રજાની સંસ્કૃતિનું માપ રહેલું છે અને તેમ કરવામાં સાહિત્ય ઘણી મદદ કરી શકે તેમ છે. તદ્દન નીચેના થરને સ્પર્શે એવું સાહિત્ય પણ જો જીવનને ઊર્ધ્વગામી બનાવવામાં શક્તિમાન થાય તો ઉપલા થરોનું સાહિત્ય કુદરતી રીતે એના કરતાં વધારે ઊંચું થાય અને ઉચ્ચ કક્ષાના સાહિત્યની અસર નીચલા થરોના સાહિત્ય ઉત્પન્ન કરનારા ઉપર પણ વધારે સારી થાય. તાત્પર્ય એ છે કે જ્યાંસુધી સમાજમાં થરો હોય ત્યાંસુધી સાહિત્યમાં પણ થરો રહેવાના. ઉચ્ચતમ સાહિત્યનો સ્વાદ

લેનારો વર્ગ એવો સંસ્કાર મેળવે કે તેથી તે વર્ગમાંથી આમ જનતાને યોગ્ય સાહિત્ય ઉપજાવનાર લેખકો ઉત્પન્ન થાય. અને આ પરિણામ લાવવામાં વિદ્વદ્‌ભોગ્ય ઉચ્ચ સાહિત્યની સફળતા રહેલી છે. લોકભોગ્ય સાહિત્ય માટે પણ અભ્યાસની જરૂર તો રહેવાની જ. લોકમાનસને કેળવવા માટે સરલ ભાષામાં પણ પ્રગતિમાન વિચારો દર્શાવવા પડે અને તેને માટે પ્રચલિત પ્રશ્નોનું સામાન્ય જ્ઞાન અભ્યાસ વડે જ મળે. અત્યારે સાહિત્યનાં ઘણાંખરાં અંગોના પ્રકાશનમાં વિસ્તાર વધ્યો છે, પણ ઊંડાઈ તેમ જ ઊંચાઈ તો અભ્યાસથી જ વધશે. વનસ્પતિ-જીવનમાં નિયમ છે કે વૃક્ષનાં મૂળો જેમ જેમ ઊંડાં જાય તેમ તેમ તે ઊંચું ચડે છે. સાહિત્યજીવનમાં પણ એ જ નિયમ લાગુ પડે છે. આ પંડિતયુગ તે સર્જકયુગ હતો. તેનું એક કારણ એ હતું કે શરૂઆતના ઉચ્ચ શિક્ષણમાં નવીનતા ઉપરાંત અભ્યાસમાં રસ ઉત્પન્ન થયો હતો. ઉચ્ચ કક્ષાના અધ્યાપકોના શિક્ષણથી જ્ઞાનની જિજ્ઞાસા અને મનની એકાગ્રતા ઉત્પન્ન થઈ હતી. એ બન્ને જ્યાંસુધી રહ્યાં ત્યાંસુધી વિદ્વત્તા ટકી રહી; પણ દરેક દેશના સાહિત્યમાં બને છે તેમ સર્જનનાં પુષ્ટિકારક તત્ત્વો નબળાં પડે તે પછી પ્રત્યાઘાત આવે છે તેમ આપણે ત્યાં પણ થયું; પૂરનો ઉછાળો આવ્યા પછી પાણી પ્રસરી જાય તેમ બન્યું અને મૌલિકતા કરતાં અનુકરણની વૃત્તિ વધી. મનની શાંતિ અને એકાગ્રતા હોય ત્યારે જ સર્જક વિચારો સ્ફુરે છે. અત્યારે જીવનની ઘણી પ્રવૃત્તિઓ અને આર્થિક જીવનની મુશ્કેલીઓ એટલી બધી વધી પડી છે કે કોઈ પણ પ્રવૃત્તિ નિરાંતે ઊંડાઈ અને

બ્યાપકતાથી થઈ શકતી નથી. પહેલાં સાહિત્યકારો સાહિત્ય સૃષ્ટિમાં જ ઘણે ભાગે વિહરતા અને એમનું મન જ્ઞાન વધારવામાં જ તત્પર રહેતું; અત્યારના જીવનવિગ્રહના અને ઝડપથી બદલાતા સામાજિક પરિવર્તનના કાળમાં એ મુશ્કેલ બન્યું છે. આપણા કરતાં સંસ્કૃતિમાં ઘણી વધારે આગળ વધેલી બંગાળાની પ્રજાની પણ આ જ સ્થિતિ છે. પરંતુ જેમ બધે બને છે તેમ આપણે ત્યાં પણ સંસ્કૃતિના ચક્રની ગતિમાં નવો સર્જનકાળ આવશે એવી આશા તો જરૂર રાખી શકાય.

## સાહિત્યવિવેચન :

પંડિતયુગ વિશે વિચાર કરતા આપણે જરા આગળ વધી ગયા. અર્વાચીન ગદ્યસાહિત્ય નર્મદ અને નવલરામથી શરૂ થયું. ત્યારપછી શબ્દોનાં જોડણી, વ્યુત્પત્તિ, ઉચ્ચાર, લિપિ વગેરે અનેક વિવાદગ્રસ્ત વિષયો બહુ સારી રીતે છણાયા અને કેટલાંક વરસો સુધી તો તે સાહિત્યનાં મુખ્ય અંગ બની ગયા. વિદ્વાન ગુજરાતી સાક્ષરોએ આપણી ભાષાને શુદ્ધ બનાવી તેને અત્યારનું સ્વરૂપ આપ્યું. અર્વાચીન યુગમાં દરેક ભાષાના સાહિત્યમાં વિવેચન એ મુખ્ય સ્થાન ધરાવે છે. વિચારોની આપલે એનાથી જ થાય છે. સાહિત્યના વિદ્યાર્થીઓને એનાથી તુલનાત્મક જ્ઞાન મળે છે, પણ સાહિત્યના વિવેચક થવા માટે તો ખાસ વિશેષ અધિકારની જરૂર છે. જેણે પુષ્કળ વાંચ્યું નથી અથવા વાંચેલું પૂરું પચાવ્યું નથી, ચિંતન અને મનન વડે એની નિષ્પક્ષપાત રીતે તુલના કરી નથી, વિવિધ પ્રકારની

વિવેચન-પદ્ધતિઓનો અભ્યાસ કર્યો નથી, તેને વિવેચનમાં ઊતરવાનો અધિકાર નથી. અધિકાર વિનાનું વિવેચન તો માત્ર ટીકા જ રહે છે, અને તે કોઈ વખત અંગત સ્વરૂપની હોય તો તે ટીકા નહિ પણ નિંદા બને છે. વિશાળ વિદ્વત્તા, ઔચિત્ય-બુદ્ધિ તથા તુલનાત્મક ન્યાયબુદ્ધિ—એ વિવેચનના વિશિષ્ટ ગુણો છે. વર્તમાનપત્રો અને સામયિકોના અવલોકનકારોને પણ આ જ નિયમ લાગુ પડે છે. આપણું સાહિત્ય વધે છે તેની સાથે વિવેચન પણ વધતું જાય છે, પણ સાહિત્યને જો ઉચ્ચ કોટિ ઉપર રાખવું હોય તો વિવેચનકારોએ પોતાની જવાબદારી સમજ્યા પછી જ કલમ હાથમાં લેવી જોઈએ. વિવેચનમાં પણ સર્જન રહેલું છે અને તેથી વિવેચક માત્ર ટીકાકાર નથી, પણ વિવેચનની વસ્તુમાંથી પોતાના મૌલિક વિચારો આપે છે:

**નવલકથાઓ :**

ગદ્યસાહિત્યના વિવેચનમાં રસ લેનાર પ્રમાણમાં થોડા હોય છે, પણ લોકોને આથી વધારે રસ તો નવલકથા અને વાર્તાઓમાં જ પડે છે. પ્રાચીન યુગનાં આખ્યાનો તથા મધ્યકાલીન યુગની વાર્તાઓ અને લોકકથાઓ પછી અંગ્રેજી સાહિત્યની અસરથી આપણા કાવ્યનું સ્વરૂપ બદલાયું અને નવલકથાઓ શરૂ થઈ. બન્નેમાં કલ્પના એ મુખ્ય તત્ત્વો છે. ભાવનાશાળી ગુજરાતને કલ્પનાત્મક સાહિત્ય વધારે પસંદ પડે એ સ્વાભાવિક છે અને તેથી નવલકથાઓને સૌથી વધારે આવકાર મળ્યો અને સાંસારિક અને ઐતિહાસિક નવલકથાઓ લોકોને ખાસ પ્રિય બની.

કનૈયાલાલ મુનશીનું મૌલિક અને કલામય પાત્રસર્જન, રમણલાલ દેસાઈનું પ્રચલિત સામાજિક પ્રશ્નોનું રસપૂર્ણ સમાલોચન, ધૂમકેતુનું ઐતિહાસિક દર્શન તથા ચુનીલાલ શાહ એ સર્વેએ આધુનિક ગુજરાતના સાહિત્યજીવનને પુષ્કળ સમૃદ્ધ બનાવ્યુ છે. કનૈયાલાલ મુનશી માત્ર નવલકથાકાર નથી, નવગુજરાતના સ્વપ્નદ્રષ્ટા છે. છેલ્લાં સો વરસના યુગમાં એક છેડે ગુજરાતના ગૌરવનું ભાન કરાવનાર નર્મદ અને બીજે છેડે ગુજરાતની અસ્મિતાને મૂર્તિમંત બનાવનાર મુનશી. એકે બ્યૂગલ વગાડીને અજ્ઞાનતાની ઘોર નિદ્રામાં પડેલા ગુજરાતને જગાડ્યું; બીજાએ ઇતિહાસ અને સંસ્કૃતિનો સાદ સંભળાવી જાગ્રત થયેલા ગુજરાતને પોતાની અસ્મિતાનું ભાન કરાવ્યું.

નવલકથાઓ અને નવલિકાઓ લખવા તરફ ઊગતા લેખકો આકર્ષાય તે સ્વાભાવિક છે. તેનો ફાલ પણ ઘણો ફાલ્યો છે. રામનારાયણ પાઠકે બીજા શિષ્ટ સાહિત્ય ઉપરાંત સારી વાર્તાઓ લખી છે. ઈશ્વર પેટલીકર, પન્નાલાલ પટેલ અને કેટલાક બીજા લેખકોની નવલકથાઓ અને ટૂંકી વાર્તાઓમાં કલાવિધાન જણાય છે, પરંતુ સંખ્યાના પ્રમાણમાં ઉચ્ચ કોટિની કૃતિઓ ઓછી જણાય છે. માસિકો અને દિવાળીના અંકોમાં પ્રગટ થતી ઘણી વાર્તાઓનો પ્રકાર જોઈએ તેટલો ઊંચો નથી એવી ટીકા વારંવાર નજરે પડે છે. આ વિષયના લેખકો મનુષ્યસ્વભાવનાં નિરીક્ષણ તથા અભ્યાસ પછી પાત્ર-સર્જન કરી વાસ્તવિકતાના પાયા ઉપર કલામય ચિત્ર દોરી શકે તો તેમની કૃતિઓ ટીકાને બદલે પ્રશંસાપાત્ર જરૂર બનશે.

નાટ્યસાહિત્ય :

સાહિત્યનાં કોઈ પણ અંગને ગુજરાતમાં સૌથી વધારે ચડતીપડતી આવી હોય તો તે નાટ્યસાહિત્યને છે. પારસી નાટકમંડળીઓએ નાટકોની શરૂઆત કરીને તેની લોકપ્રિયતા વધારી. તે પછી મોરબી, વાંકાનેર, મુંબઈ ગુજરાતી, દેશી નાટક સમાજ વગેરે મંડળીઓએ કેટલાંક ઉત્તમ નાટકો આપ્યાં. પણ તે પછીથી થોડા અપવાદ સિવાય આપણાં નાટકો સાહિત્યની તેમજ કળાની દૃષ્ટિએ ઊતરવા માંડ્યાં. સિનેમા અને રંજન સંબંધી કરવેરાનો આઘાત પણ લાગ્યો, પરંતુ સદ્ભાગ્યે હવે શિક્ષિત વર્ગે નાટ્યકળા પોતાના હાથમાં લીધી છે. અવેતન નાટ્યમંડળોએ ઉચ્ચ પ્રકારનાં અભિનયકળા તથા સંવાદો સાથે નાટ્યપ્રયોગોનો લાભ જનતાને આપ્યા પછી લોકોનો રસ વધવા માંડ્યો છે. નાટકના સંવાદોમાં વિચાર, વાણી અને વિનોદ—એ ત્રણે તત્ત્વોની ચમત્કારિક અને રસમય ગૂંથણી હોય તો સંગીતના અભાવની ઊણપ પણ જણાતી નથી. હમણાં જ ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ મુંબઈ તથા ગુજરાતમાં ઊજવાઈ ગયો અને આપણા નાટ્યસાહિત્યમાં નવું જીવન આવ્યું છે.

મનોરંજન એ નાટકનું માત્ર એકલું અંગ નથી; સમાજના કૂટ પ્રશ્નોના આબેહૂબ ચિત્ર સાથે રસમય કલાવિધાન વડે હૃદયમાં ઊતરે એવું માર્ગદર્શન આપવું એમાં નાટકોની સાર્થકતા રહેલી છે. પશ્ચિમના દેશોમાં સિનેમા અને ટેલિવિઝન પછી પણ નાટકો સારી રીતે ટકી રહ્યાં છે તેનું

છે. નાટકો લખનાર, ભજવનાર અને જોનાર—એ ત્રણે વર્ગોનો ઉચ્ચ કોટિ ઉપર સુયોગ થાય તો આપણે ત્યાં પણ તેમ બની શકે છે. અવેતન નાટ્યમંડળો ગમે તેટલાં હોય પણ ધંધાદારી નાટ્યમંડળીઓ નાટ્યશાસ્ત્રના અભ્યાસવાળા કળાકારોને ઉત્તેજન આપી જનતા પાસે ઉચ્ચ નાટકો મૂકશે ત્યારે જ ગુજરાતી નાટ્યકળાનું ભાવિ ઉજ્જવળ થશે.

## હાસ્યરસનું સાહિત્ય :

હાસ્યરસનું સાહિત્ય આપણે ત્યાં થોડા સમયથી જ શરૂ થયું છે. રમણભાઈના ભદ્રંભદ્રે અને જ્યોતીન્દ્ર દવે, કનૈયાલાલ મુનશી, ધનસુખલાલ મહેતા, ચંદ્રવદન મહેતા, ગગનવિહારી મહેતા, જયેન્દ્રરાવ દુરકાળ વગેરેના લેખો તથા કેટલીક વાર્તાઓએ હાસ્યરસ સારી રીતે પીરસ્યો છે, પણ સામાન્ય સાહિત્યમાં માર્મિક વિનોદરસનો અભાવ ધ્યાન ખેંચે છે. માત્ર પ્રહસન એક વસ્તુ છે અને સાહિત્યનાં વિવિધ અંગોમાં બીજા રસની જોડે માર્મિક વિનોદ ભેળવવો એ જુદી વસ્તુ છે. આપણા સાહિત્યમાં કરુણ રસ પુષ્કળ છે, ગંભીર સાહિત્ય પણ વધ્યું છે, પરંતુ નવલકથાઓ કે નાટકોનાં પાત્રોમાં બૌદ્ધિક વિનોદના ચમત્કારવાળી કૃતિઓ બહુ ઓછી છે. માત્ર મોં મલકાવે તેવા નહિ પણ બુદ્ધિને સતેજ કરે એવા સૂક્ષ્મ હાસ્યરસની જરૂર છે. હલકો વિનોદ એ કંઈ હળવા સાહિત્યનું અંગ નથી. તેમજ માત્ર ખડખડાટ હસાવે તે કંઈ હાસ્યરસનું લક્ષણ નથી. મનમાં હસાવે એવો માર્મિક અને નિર્મળ રસ ઘણી વખત ઉત્તમ પ્રકારનો હોય છે. આપણી વિનોદવૃત્તિ ઉચ્ચ

અને સૂક્ષ્મ થશે તો જ તેનું સાહિત્ય ખીલશે. આજે આ વૃત્તિ પોષવા માટે રંજનકૃતિઓને પણ ઊંચી ચડાવવી પડશે.

### ઇતિહાસસંબંધક સંશોધન :

બીજો એક સાહિત્યવિભાગ જેમાં હજી જોઈએ તેવી પ્રગતિ થઈ નથી તે ઇતિહાસવિષયક વિવેચનાત્મક સંશોધન-વિભાગ છે. કલ્પનાત્મક સાહિત્ય તરફ આપણા સાહિત્યકારો વધારે આકર્ષાય છે એ નિઃશંક છે. એમાં બહુ અભ્યાસની જરૂર રહેતી નથી એટલે સાહિત્યકાર થવાનો એ ટૂંકો રસ્તો છે, પણ વિવેચન, સંશોધન વગેરે સંગીન વિષયોમાં અભ્યાસ અને ખંત વિના પ્રગતિ થઈ શકતી નથી. ઇતિહાસના સાહિત્યના સંશોધનમાં આપણે ત્યાં ઘણા ઓછાએ રસ લીધો છે. સદ્‌ગત દુર્ગાશંકર શાસ્ત્રી જેવા વિદ્વાનો ગણ્યાગાંઠ્યા છે અને એ વિષયમાં આપણે ઘણું કરવાનું છે. વિવેચન કરતાં પણ એમાં અભ્યાસ અને નિષ્પક્ષપાત તુલનાશક્તિની વધારે જરૂર છે. હિંદના બીજા પ્રદેશોમાં આ વિષયના સારા વિદ્વાનો છે; આપણે તો ગુજરાતના સંશોધન માટે પણ બહારના વિદ્વાનો ઉપર આધાર રાખીએ છીએ. આ વસ્તુસ્થિતિ બદલી આપણામાંથી કેટલાક લેખકો એ તરફ આકર્ષાય તે અત્યંત ઇચ્છવાયોગ્ય છે. કોઈ પણ પ્રદેશના સાહિત્યની કીર્તિ તેના 'સાક્ષરો'ની સંખ્યા ઉપર નહિ પણ વિદ્વાનોની સંખ્યા ઉપર રહેલી છે. રત્નમણિરાવ, ભોગીલાલ સાંડેસરા તથા કામદાર જેવા ઇતિહાસાત્મક વૃત્તિવાળા સાહિત્યકારોની જરૂર છે. આશા છે કે ગુજરાત વિદ્યાસભા, ગુજરાત તથા સૌરાષ્ટ્રનાં સાહિત્યસભાઓ

અને સંશોધનમંડળોના સભાસદો આ વિષયમાં વધારે ઊંડો રસ લઈ સંશોધનવૃત્તિને ઉત્તેજિત કરશે.

**પત્રકારત્વ :**

પત્રકારત્વ એ પણ હાલના સમયમાં સાહિત્યનું એક મુખ્ય અંગ છે. વર્તમાનપત્રો અને વાર્તાઓ જનતાના ઘણા મોટા ભાગનાં વાચન બન્યાં છે; અને લોકમાનસના સ્વસ્થ ઘડતરમાં વર્તમાનપત્રોના લેખોની અસર હજી પણ ઘણી વધશે. છેલ્લાં વીસેક વર્ષથી આપણાં વર્તમાનપત્રોની કક્ષા સુધરતી ગઈ છે એ આનંદની વાત છે. રવિવારની આવૃત્તિઓમાં વિવિધ વિષયોનું જ્ઞાન મળે છે, પણ હજી એ ધંધામાં દાખલ થનારાઓનું ને પત્રકારત્વની નીતિરીતિનું શિક્ષણ મળે એ જરૂરનું છે. ગુજરાત યુનિવર્સિટીએ પત્રકારત્વ માટે ડિપ્લોમા કાઢવાનો ઠરાવ કર્યો છે અને આશા છે કે થોડા વખત પછી પત્રકારત્વની સંસ્થાઓ તેને માટે વિદ્યાર્થીઓ તૈયાર કરવાનો પ્રબંધ કરશે. વર્તમાનપત્રોનું ઉપસાહિત્ય સુધરતું જાય છે, પણ હજી અંગ્રેજી પત્રોમાંથી શબ્દેશબ્દ ભાષાંતર થાય છે તેથી કેટલીક વખત આપણી ભાષા મચડાઈ જાય છે. "મને લાગે વળગે છે ત્યાંસુધી" એ અંગ્રેજીમાંથી કરેલા ભાષાંતરના વાક્યમાં તો જાણે ભૂત વળગ્યું હોય એવો ભાસ થાય છે. 'સળગતા પ્રશ્નો' એ પ્રયોગમાં પણ બધે આગ લાગી છે તેમ પ્રશ્નોમાં પણ આગ લાગી છે એમ લાગે છે. શબ્દેશબ્દનું રસહીન ભાષાંતર કરવા કરતાં આપણી પ્રચલિત ભાષામાં એનો યથોચિત ભાવ ઉતારવો એ વધારે સારું છે. વર્તમાનપત્રોના લેખકો આમ-

જનતાના સાક્ષરો છે અને એમની ભાષા તેમજ વિચારો ચલણી સિક્કાઓની માફક સમાજમાં પ્રસરી જાય છે તે જોતાં ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ માટે આપણા પત્રકારભાઈઓ હજી પણ ઘણું વધારે કરે એવી આશા રાખીશું.

## જીવનચરિત્રો :

વાચકને પ્રેરણા મળે એવાં જીવનચરિત્રો સાહિત્યનું એક મુખ્ય અંગ છે. આવાં જીવનચરિત્રો આપણે ત્યાં ઓછાં છે, જો કે કેટલીક આત્મકથાઓ સારા પ્રકારની છે. ગાંધીજીની આત્મકથા તથા નર્મદ કવિ, કનૈયાલાલ મુનશી, કાકા કાલેલકર અને ચંદ્રવદન મહેતાનાં આત્મવૃત્તાંતો આ કક્ષામાં મૂકી શકાય. તટસ્થપણે લખાયેલાં જીવનચરિત્રોની સંખ્યા વધે એમ જરૂર ઇચ્છીશું. વાસ્તવિક જીવનની જે પ્રેરણાઓ નવલકથાઓમાંથી મળી શકતી નથી તે આવાં જીવનચરિત્રોમાંથી મળી રહે છે. જીવનની સફળતા તથા નિષ્ફળતા કેવા સંજોગોમાં થાય છે તેમજ દૂરથી મોટા મનાતા માનવીઓમાં કેવી નબળાઈઓ તથા ખામીઓ રહેલી છે, તે તો તટસ્થપણે લખાયેલી જીવનકથાઓમાંથી જ જાણી શકાય.

## સામયિકો :

બાલસાહિત્યના વિષયમાં આપણે સારી પ્રગતિ કરી છે. બાળકોને જ્ઞાન સાથે ગમ્મત મળે એવાં સામયિકો સારી સંખ્યામાં છે અને ભવિષ્યના જ્ઞાનનો પાયો ઠીક બને એવી માહિતી પણ મળે છે, પણ ઉચ્ચ સાહિત્યનાં માસિકોનો ઇતિહાસ તો શોકજનક છે. શિક્ષિત ગુજરાતી વર્ગે પણ આવાં

સામયિકોને જોઈએ તેટલું ઉત્તેજન આપ્યું નથી. વસંત, સુંદરીસુબોધ, સાહિત્ય, ગુજરાત, માનસી વગેરે જેવાં સામયિકો ગ્રાહકોની ઊનતાને લીધે બંધ કરવાં પડે તે આપણી સાહિત્યવૃત્તિને શોભાસ્પદ નથી. હજી પણ સારાં સામયિકોને પણ જોઈએ તેટલો ગ્રાહકવર્ગ મળતો નથી તે ફરિયાદ સંભળાય છે. સંસ્કૃતિ, કુમાર, અખંડ આનંદ વગેરે સામયિકોને સારો સહકાર મળી રહ્યો છે એ ઘણું સંતોષકારક છે, પણ બીજાં માસિકોને પણ જનતા તરફથી સહકારની જરૂર છે. કોઈ માસિક સારું ચાલતું ન હોય તો તેમાં તેના સંચાલક કરતાં વધારે દોષ લેખકોનો અને જનતાનો છે. જો સારી કક્ષાના લેખકો મળે અને જનતા તેની ગ્રાહક થઈને ઉત્તેજન આપે તો માસિકના સંચાલકોની જવાબદારી ને ચિંતા ઘણી ઓછી થાય છે. સંચાલકોની ફરિયાદ છે કે બહુ સારા લેખો ન મળવાથી તેમને સાધારણ લેખો પણ પ્રગટ કરવા પડે છે તે ઘણે અંશે ખરી છે. કોઈ પણ દેશનાં સામયિકો વાંચ્યાથી તેના સાહિત્યની કિંમત અંકાય છે. આ દિશામાં પ્રગતિ કરવાની અવશ્ય જરૂર છે.

**સ્ત્રીસાહિત્ય :**

છેલ્લાં ત્રીસેક વરસથી ગુજરાતી સ્ત્રીઓનો વધી રહેલો મનોવિકાસ એ આપણી પ્રગતિનું શુભ ચિહ્ન છે. સ્ત્રીસાહિત્ય પણ ઠીક વિકસ્યું છે, પણ શિક્ષિત સ્ત્રીઓ જેટલી વધતી જાય છે તેના પ્રમાણમાં સ્ત્રીઓના લેખોમાં હજી વિવિધતા વધી નથી. વાર્તાઓ લખાય છે, પણ સ્ત્રીઓને રસ પડે એવા બીજા

વિષયોના લેખો ઓછા દેખાય છે. આપણી પદવીધારી સ્ત્રીઓએ લેખનકળામાં હજી જોઈએ તેટલો રસ લીધો નથી, પણ વાચનનો શોખ વધતો જાય છે એ આનંદની વાત છે. ગુજરાતી સ્ત્રીઓના માનસમાં વ્યાવહારિક બુદ્ધિ અને સમજશક્તિનું પ્રમાણ સારું છે. અત્યારે ભારતનાં રાજકીય ક્ષેત્રોમાં આપણી ગુજરાતી સ્ત્રીઓએ જવાબદારીની પદવીઓ મેળવી ગુજરાતનું ગૌરવ વધાર્યું છે. બાળક અને સ્ત્રી એ દેશનું ધન છે અને હજી પણ સાહિત્યના ક્ષેત્રમાં સ્ત્રીઓના વિષયોનું જ્ઞાન મળે તેવું ઉપયોગી સાહિત્ય સર્જાય એ જરૂરી લાગે છે. સામાજિક ક્ષેત્રમાં સ્ત્રીઓએ પોતાનું સ્થાન ગૌરવવંતું રહે તે માટે હજી ઘણું કરવાનું છે.

## પારસી-સાહિત્ય :

આજે આ સંમેલન આપણા પારસી ભાઈઓના પાટનગર નવસારીમાં ભરાય છે અને તેમાં પારસી સંસ્કૃતિનો વિભાગ રાખવામાં આવ્યો છે તે ખરેખર યોગ્ય છે. મહેરજી રાણા, દાદાભાઈ નવરોજી, જમશેદજી તાતા વગેરે અનેક નામાંકિત પારસીઓએ પોતાના વતન નવસારીનું નામ દીપાવ્યું છે. પણ આપણે માટે આજે નોંધવાલાયક હકીકત એ છે કે પારસી કોમે અને ખાસ કરીને નવસારીએ ગુજરાતને સારા સાહિત્યકારો આપ્યા છે. પારસીઓએ ગુજરાતમાં આવીને ગુજરાતી ભાષા પોતાની માતૃભાષા તરીકે સ્વીકારી અને જો કે એમનો સાહિત્યસંબંધ અવસ્તા, પહેલવી અને ફારસી સાથે હતો તોપણ ધીમે ધીમે ગુજરાતી સાહિત્યમાં પણ એમણે પ્રવેશ કર્યો.

નવસારીના દેસાઈ કુટુંબના તથા બીજા અનેક પારસી ભાઈઓએ શુદ્ધ ગુજરાતીમાં લેખન કર્યું છે. મુંબઈના "ગુજરાતી"માં વર્ષો પહેલાં "ભર કટોરા રંગ" નામના શીર્ષક તળે નવસારીના પારસી ખરસેદજી દેસાઈ "બીરબલ" ઉપનામ ધારણ કરીને દર અઠવાડિયે સરસ વિનોદયુક્ત લેખ લખતા તે કોઈ પારસી ભાઈએ લખ્યા છે એમ ખ્યાલ પણ ન આવે. આજે આપણે નવસારીના પારસી કુટુંબે સ્થાપેલી કૉલેજમાં એમના મહેમાન થયા છીએ એ પણ સુયોગ્ય છે. મુંબઈમાં પારસી ભાઈઓના સાહિત્યનું પ્રથમ ક્ષેત્ર થયું. ગુજરાતી વર્તમાનપત્રોની તેમજ ગુજરાતીમાં નાટકો ભજવવાની શરૂઆત કરવાનું માન પારસી કોમને છે. તે પછી નવલકથાઓ, નાટકો વગેરે ક્ષેત્રમાં પણ એમણે પુસ્તકો લખવાં શરૂ કર્યાં અને હજી પણ એમની એ પ્રવૃત્તિ ચાલુ છે. બહેરામજી મલબારી, ખબરદાર, કાબરાજી, સંજાણા વગેરે ઘણા લેખકો તથા કવિઓ પારસી કોમે ગુજરાતને આપ્યા છે. ખબરદાર અને સંજાણાએ જે શુદ્ધ ગુજરાતી ભાષા વાપરી છે તેનો દાખલો તો પારસી કોમે અવશ્ય લેવો જોઈએ. મુંબઈના વાતાવરણમાં અત્યાર સુધી ગુજરાતી કરતાં અંગ્રેજીમાં લખવાની ટેવ વધારે પડવાથી ત્યાંના પારસી ભાઈઓએ પ્રમાણમાં ગુજરાતી સાહિત્યનો અભ્યાસ ઓછો કર્યો છે, પણ હવે તો સ્થિતિ બદલાઈ છે. અંગ્રેજી જો કે ચાલુ રહેશે તોપણ હિંદી અને માતૃભાષા ગુજરાતીને ભવિષ્યમાં વધારે ઉત્તેજન મળશે. હવે તો એવો વખત આવશે કે સરકારી વ્યવહાર પણ હિંદીમાં ચાલશે અને ગુજરાતમાં તો ગુજરાતી ભાષામાં પણ થશે, એટલે પારસી ભાઈ-

ઓએ પણ ગુજરાતી સાથે હિંદી પણ શીખવું પડશે. આ વસ્તુ ધ્યાનમાં રાખીને અત્યારે જેને પારસી ગુજરાતી કહે છે તેને વધારે વ્યાકરણશુદ્ધ ને શિષ્ટ બનાવવી પડશે. મારા પોતાના અનુભવમાં મારા કેટલાક પારસી મિત્રો નાનપણમાં ગુજરાતી નિશાળોમાં ભણ્યા છે તેઓ શુદ્ધ ગુજરાતી બોલી અને લખી જાણે છે. પણ મુંબઈ જેવા શહેરમાં તો ગુજરાતીનો પાયો કાચો રહેવાથી અને અંગ્રેજીમાં જ શિક્ષણ શરૂ કરવાથી હાલના જમાનાના ઘણા પારસી ભાઈઓને ગુજરાતી તરફ માતૃભાષા તરીકે જે લાગણી હોવી જોઈએ તેનો અભાવ લાગે છે. કેટલાકો તો અંગ્રેજી જ પોતાની માતૃભાષા થઈ હોય એમ માને છે. હું તો ધારું છું કે પારસી કોમે હવે એમની ગુજરાતી તરફ—અને જેમ બને તેમ શુદ્ધ અને સરળ ગુજરાતી તરફ—વધારે લક્ષ આપવું એ એમના પોતાના જ હિતમાં છે. જે પારસી ભાઈઓએ દોઢ સો વરસમાં અંગ્રેજી ઉપર પુષ્કળ કાબૂ મેળવ્યો તે ધારે તો સારું ગુજરાતી બોલતાં ને લખતાં કેમ ન શીખી શકે? વધારે પડતા સંસ્કૃત શબ્દો વાપરવાનો જમાનો હવે ગયો છે અને શુદ્ધ સાથે સરળ ભાષા વધારે વખણાય છે એટલે પારસી ભાઈઓને હવે મુશ્કેલી પડે તેમ નથી. અંગ્રેજ લોકો આવ્યા તે પહેલાં જ્યારથી પારસી ભાઈઓ ગુજરાતમાં આવ્યા ત્યારથી ગુજરાતી જ બોલતા અને લખતા હતા. અલબત્ત, તેમની ભાષા ગુજરાતના જે ભાગમાં તેઓ વસ્યા ત્યાંની બોલીથી રંગાઈ ગઈ. ફારસી શબ્દોનો પણ તેમાં ઉપયોગ રહ્યો અને તેને લીધે ગુજરાતી ભાષાને પણ ફાયદો થયો. બારસો–તેરસો વરસના લાંબા

સમયમાં દોઢ સો-બસો વરસનો અંગ્રેજીનો ગાળો આવ્યો તે કંઈ બહુ મોટો ન કહેવાય. ભવિષ્યમાં અંગ્રેજી ભાષાનો અભ્યાસ અને વ્યવહારમાં વપરાશ જરૂર રહે પણ ગુજરાતીને હવે પોતાની માતૃભાષા ગણી, તેનું વાચન-લેખન વધે અને ખબરદાર જેવા કવિઓ અને પહેલાંના પારસી લેખકો ગુજરાતી ભાષાસાહિત્યમાં જે રસ લેતા તેવો રસ તેમનામાં વધે એમ તો આપણે જરૂર ઇચ્છીશું. આપણા ઇસ્લામી ભાઈઓમાંથી કેટલાકોએ ગુજરાતી સાહિત્યના વિકાસમાં રસ લીધો છે અને એ રસ ચાલુ રહે એમ ઇચ્છીશું.

**ગાંધીયુગનું સાહિત્ય :**

આપણે ઉપર જોયું કે પંડિતયુગનું સાહિત્ય સર્જનાત્મક હતું, પણ સામાન્ય જનતાને જોઈએ તેટલું તે સ્પર્શી શક્યું નહિ. લોકજીવન અને સાહિત્ય વચ્ચે અંતર તો રહ્યું જ. પણ છેલ્લાં ત્રીસેક વર્ષોથી આપણા સાહિત્યમાં જે પલટો આવ્યો છે તેનાથી આ દોષ ઘણે અંશે ઓછો થયો છે. ગાંધીજીએ આખા દેશમાં—અને ખાસ કરીને ગુજરાતના જીવનમાં—ક્રાન્તિકારી પરિવર્તન કરાવ્યું. એ પરિવર્તનથી સાહિત્યનાં ક્ષેત્રમાં પણ ઘણી અસર થઈ. ગાંધીજી અને તેમના અનુયાયીઓનાં પુસ્તકો, લેખો અને ભાષણોએ સાહિત્યનું સ્વરૂપ બદલી નાખ્યું અને પંડિતયુગની શૈલી પશ્ચાદ્‌ભૂમિમાં પડી ગઈ. સાદી તથા સરળ ભાષામાં અને લોકો સમજી શકે તેવી વિચારસરણીમાં ગાંધીજી, સરદાર વલ્લભભાઈ પટેલ, કાકા કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા, નરહરિ પરીખ વગેરેએ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું તથા જીવન અને સાહિત્ય વચ્ચેનો અંગાંગી સંબંધ

સુદૃઢ કર્યો. "નવજીવન" ને "હરિજન" પત્રોએ ગુજરાતના પત્રકારત્વને ઉચ્ચ કોટિ ઉપર ચડાવ્યું અને તેની વિશિષ્ટ લેખનશૈલી નવા સાહિત્યકારોએ અપનાવી. ગાંધીજી કવિ નહોતા, પણ એમનું જીવન જ એક મહાકાવ્ય હતું. જીવન અને સાહિત્યનો સમન્વય એમણે જીવંત સ્વરૂપમાં કરી આપ્યો. એ વિશ્વવંદ્ય વિભૂતિ ભગવાન બુદ્ધના સમયથી પચ્ચીસસો વરસ પછી દુનિયાના બીજા કોઈ ભાગમાં નહિ પણ ગુજરાતમાં જ પ્રગટ થઈ એ માત્ર અકસ્માત હતો કે કુદરતની ગહનતાનું રહસ્ય હતું તે વિચારવા જેવું છે. લગભગ હજાર વરસની ગુજરાતી સંસ્કૃતિનું પરિપક્વ ફળ એને કેમ ગણી ન શકાય? વૈષ્ણવ અને જૈન ધર્મનાં સકળાયેલાં સિદ્ધાંતો અને ભાવનાઓ ગુજરાતના જીવનમાં ઓતપ્રોત થયા પછી પરિસ્થિતિ અનુકૂળ થઈ ને તે બળવાન બન્યાં અને એક સંસ્કારી આત્મામાં મૂર્તિમંત થયાં એમ કેમ ન મનાય? શ્રીકૃષ્ણની ગીતા, વૈષ્ણવ ધર્મ અને જૈન ધર્મનાં સત્ય, અહિંસા અને સમ્યક્ભાવ—એ સર્વના સાહિત્યની ભૂમિકા ઉપર ટોલ્સટોય, રસ્કિન વગેરે પાશ્ચાત્ય ચિંતકોના સાહિત્યની અસરનું પરિણામ એમના જીવનમાં સ્પષ્ટ રીતે જણાય છે. પણ આ ભૂમિકા જો ન હોત તો માત્ર પાશ્ચાત્ય વિચારોની અસરથી ગાંધીજી જે થયા તે ન થયા હોત. ધાર્મિકતા, અહિંસાવૃત્તિ અને વ્યવહારકુશળતા—એ ત્રણે ગુણો અખિલ ભારતમાં સૌથી વધારે પ્રમાણમાં ગુજરાતમાં છે અને તેથી તેનું સબળ સ્વરૂપ ગુજરાતી સંસ્કૃતિના અદ્ભુત પરિણામરૂપે એમનામાં મૂર્તિમંત થયું એમ જો ગણીએ તો અતિશયોક્તિનો દોષ ગણાય ખરો?

## સાહિત્ય અને વેપારી માનસ :

સાહિત્ય અને જીવનના સંબંધને લગતી હવે એક જ બાબતમાં થોડુંક કહેવાની જરૂર છે. ગુજરાતના વેપારી માનસે એના સાહિત્યમાં એક અનિષ્ટ તત્ત્વ દાખલ કર્યું છે. સાહિત્ય માત્ર ધનના ઉપાર્જન માટે નહિ પણ સમાજને ઉચ્ચ પ્રકારનો માનસિક ખોરાક આપી તેનું પોષણ કરવા માટે છે તે કદી ભુલાવું ન જોઈએ. લેખન તેમજ પ્રકાશન વેપારી પદ્ધતિએ થવાના દાખલાઓ કેટલીક વખત જોવામાં આવે છે. લોકોની જેવી માંગ હોય તેવું સાહિત્ય લખવું અથવા પ્રગટ કરવું-કરાવવું તેમાં આર્થિક લાભ તો હોય, પણ સાહિત્યનું ધ્યેય તો એમાં ઘણી વખત સચવાતું નથી. એવું સાહિત્ય કોઈ દિવસ ચિરંજીવ થતું નથી. એ તો એક વિષચક્ર ઊભું કરે છે. જેમ લોકોને તેમાં વધારે રસ પડતો જાય તેમ તે વધારે નીચું થતું જવાનું વલણ વધારે છે. સાહિત્યકારને નવા વિચારો આવતા બંધ થાય છે તોય એક વખત સફળતા મેળવ્યા પછી જ્યાંસુધી ખપત રહે ત્યાંસુધી લેખન તો ચાલુ જ રહે છે. આ વિષચક્રને તો પોતાનું ઉત્તેજન બંધ કરી જનતા જ તોડી શકે. જ્યારે આપણો વાચકવર્ગ એટલી ઉચ્ચ કક્ષાએ પહોંચશે, ત્યારે જ આવું વેપારી-દૃષ્ટિબિંદુ સાહિત્યમાથી અદૃશ્ય થશે. સમાજની ઉત્ક્રાન્તિ માટે બદલાતાં મૂલ્યાંકનોનું પ્રતિબિંબ જો સાહિત્યમાં ન પડે તો તે સાહિત્ય નિર્બલ બનતું જાય છે. સાહિત્યનાં આવાં મૂલ્યાંકનો બદલવા માટે સમાજને મદદરૂપ ન થાય અને અત્યારના અનેક વાદોના વિગ્રહમાં સાહિત્ય

પ્રગતિમાન ન રહે તો સમાજ અને સાહિત્ય—બન્ને ઘસડાઈ જવાનો ભય રહે છે.

પણ આનો અર્થ એમ નથી કે સાહિત્યનાં પ્રકાશનો સસ્તાં થવાં ન જોઈએ. સાહિત્ય સમાજના બધા વર્ગોને ઉપલબ્ધ થવું જ જોઈએ અને તેથી તે માટે સારાં પુસ્તકોની સસ્તી આવૃત્તિઓ પણ જરૂર નીકળવી જોઈએ. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય આ દિશામાં ઘણું સ્તુત્ય કાર્ય કર્યા કરે છે અને ગુજરાતી સાહિત્યનો તે આમવર્ગમાં પ્રચાર કરે છે તે પ્રશંસનીય છે.

**સાહિત્યનું મૂલ્ય :**

કેટલાક લોકો એમ માને છે કે આ યુગ સાહિત્યકારોનો એટલે સાક્ષરોનો નથી, પણ વિજ્ઞાનશાસ્ત્રીઓ, અર્થશાસ્ત્રીઓ, ઉદ્યોગપતિઓ અને રાજ્યકારભારીઓનો છે. આ લોકો સાહિત્યનો સાચો અર્થ સમજતા નથી એમ કહેવું જોઈએ. માત્ર કવિતાઓ જ બનાવવી કે નવલકથાઓ તથા નાટકો જ લખવાં એમાં જ સાહિત્યક્ષેત્ર સમાઈ જાય છે. એ એક ભ્રમ છે. સાહિત્ય એટલે ઉચ્ચ વિચારોની સૃષ્ટિને વાણીની સૃષ્ટિમાં જન્મ આપી તેને સમાજજીવનમાં એકરસ કરવું એ છે. આર્થિક કે રાજકીય પ્રગતિ સાધવા માટે ગમે તે પ્રયત્નો થાય, પણ જ્યાંસુધી લોકમાનસ સંસ્કારી ન થાય ત્યાંસુધી આ પ્રયત્નોની સફળતાનો સંભવ દૂર જ રહેવાનો. સાહિત્ય વડે આપણું જીવન સુધારવો અત્યારે શેની જરૂર છે એ પ્રશ્ન વિચારવાનો રહ્યો. કૌટુંબિક ભાવના ઓછી થતી જાય છે, વ્યક્તિસ્વાતંત્ર્યને નામે સ્વૈરભાવ વધતો જાય છે, જીવનનાં મૂલ્યાંકનો વધારે

આર્થિક અને સ્વાર્થી થતાં જાય છે, માનસિક વિહ્વલતા વધતી જાય છે, જીવનની ગંભીરતાનો ખ્યાલ ઓછો થતો જાય છે અને તેની હળવી બાજુનું આકર્ષણ વધતું જાય છે, અસામાજિક વૃત્તિ પણ વધતી જાય છે—આ બધાં અનિષ્ટ તત્ત્વોનો સાહિત્યે હૃદયને સ્પર્શે એવી રીતે સચોટ સામનો કરવાનો છે.

વિકટ અને ઝડપથી બદલાતી પરિસ્થિતિમાં આપણે પછાત ન પડી જઈએ અને ગુજરાતી જીવનનાં મૂલ્યાંકનો બદલવા તથા તેને પ્રગતિને પંથે લઈ જઈ ટકાવવા માટે જે વીર્યશક્તિ જોઈએ તે પોષી શકે એવા સાહિત્યની આવશ્યકતા છે. સાહિત્ય એ માત્ર ઉલ્લાસ અને મનોરંજન માટે નથી, પણ જીવનના ઘડતર માટે છે એ દૃષ્ટિએ એનું સર્જન થવું જોઈએ. એ સર્જનનું મૂલ્ય માત્ર લોકોને ગમે તેવું લખવામાં નથી, પણ કલાવિધાન સાથે તેની મૌલિકતામાં અને ઉચ્ચ કક્ષાની મનોવૃત્તિને વેગમય બનાવવાની શક્તિમાં મુખ્યત્વે કરીને રહેલું છે. દરેક જમાનાનું સાહિત્ય તેની સંસ્કૃતિનું પ્રતિબિંબ છે, તેની માનવતાની પારાશીશી છે. ઉચ્ચ પ્રકારના આનંદ સાથે આપણને ઊર્ધ્વગામી બનાવે એનું નામ સાહિત્ય. ગુજરાતનું ગૌરવ અને એની કીર્તિ એની વ્યાવહારિક બુદ્ધિમાં માત્ર નહિ, માત્ર એની ધાર્મિક ભાવનામાં પણ નહિ, પણ એ બન્નેનો તેના વ્યક્તિગત અને સામાજિક જીવનમાં સુયોગ કરવામાં છે. આપણે વેપારઉદ્યોગમાં આગળ વધીશું પણ સંસ્કાર અને સામાજિક ભાવનામાં પાછા પડી જઈશું તો જીવનનું સમતોલન ગુમાવી બેસીશુ, અને પરિણામે, આપણી પ્રતિષ્ઠાને પણ ટકાવી રાખીશું

નહિ. આવું સમતોલન ઉપજાવવા માટે સમર્થ હોય એવા શિષ્ટ સાહિત્યનું સર્જન કરવું તે સાહિત્યકારોનો હાલના યુગમાં મુખ્ય ધર્મ છે.

## હાલના પ્રશ્નો—બોધભાષા અને પાઠ્યપુસ્તકો :

અત્યાર સુધીના ગુજરાતી સાહિત્યનું સમાજજીવનની દૃષ્ટિથી પ્રેરાયેલું વિહંગાવલોકન જરા વિસ્તૃત તો થયું, પણ એ દૃષ્ટિપાત ભવિષ્યના સાહિત્ય ને જીવન વચ્ચેના ગાઢ સંબંધો સુદૃઢ કરવાને આપણે શું શું કરવું જોઈએ તે વિચારવા માટે જ જરૂરનો હતો. એટલે હવે અત્યારે આપણી પાસે આ સંમેલને વિચારવા જેવા કયા કયા ફૂટ પ્રશ્નો છે તે તરફ વળીએ. પ્રથમ તો યુનિવર્સિટીની સ્થાપના પછી તેની સાથે ગુજરાતી સાહિત્યનો સંબંધ કેવો હોવો જોઈએ તે તપાસીએ. ઘણાં વરસથી આપણે યુનિવર્સિટીની માગણી કરી રહ્યા હતા તે હવે આપણે ત્યાં સ્થપાઈ ગઈ છે. અને તે એક નહિ, પણ બે—એક અમદાવાદમાં અને બીજી વડોદરામાં. પ્રાદેશિક યુનિવર્સિટીનું એક મુખ્ય ધ્યેય પ્રાદેશિક સંસ્કૃતિ અને વાઙ્મય લોકજીવનમાં સુદૃઢ બનાવી તેમાં પ્રગતિનો પ્રાણ પૂરવો એ હોવું જોઈએ. આ વિશે તો બે મત હોઈ શકે જ નહિ. મુખ્ય પ્રશ્ન એ શિક્ષણનું વાહન એટલે બોધભાષાનો છે. અને તે પ્રશ્ન હિંદી ભાષાને રાષ્ટ્રિય ભાષા બનાવવાના સરકારના નિર્ણય સાથે સંકળાયેલો છે. મુંબઈ જેવા સર્વદેશીય શહેરમાં અંગ્રેજી ભાષાનું સ્થાન તો હજી રહેશે, પરંતુ બીજે બધે માધ્યમિક શાળાઓમાં અંગ્રેજીનું શિક્ષણ ઓછું થવાથી તેનું સ્થાન ટકી

રહે એ મુશ્કેલ છે. વિશિષ્ટ વિજ્ઞાનના વિષયોમાં યોગ્ય પાઠ્ય પુસ્તકો હજી આપણે ત્યાં નહિ હોવાથી થોડાં વરસ સુધી તે અંગ્રેજીમાં શીખવવું પડે એ સંભવિત છે. પણ પછીથી અને બીજા વિષયો માટે તો અત્યારથી જ હિંદી અથવા માતૃભાષાને બોધભાષા રાખવી એ મત ગુજરાતમાં તો સબળ જણાય છે. શિક્ષણના નિષ્ણાતોમાં આ વિષય પુષ્કળ છણાઈ ગયો છે. માત્ર શિક્ષણની દૃષ્ટિએ માતૃભાષાને જ ઉચ્ચ શિક્ષણમાં બોધભાષા તરીકે સ્વીકારવી જોઈએ એ સિદ્ધાંત માટે કેળવણીકારોની બહુમતી જણાય છે, પણ રાષ્ટ્રિય અને વ્યાવહારિક દૃષ્ટિએ હિંદીને બોધભાષા તરીકે અપનાવવાનો આગ્રહ પણ થાય છે. એક વસ્તુ ચોક્કસ છે કે માતૃભાષાને બોધભાષા તરીકે અપનાવાય તોપણ અંગ્રેજી તથા હિંદી કૉલેજોમાં પણ ફરજિયાત વિષયો તરીકે શીખવવી જોઈએ. હાલના જમાના સુધી અંગ્રેજી ભાષા અને સાહિત્યથી આપણે એટલા બધા પરિચિત થયા છીએ કે આપણો ઘણોખરો વ્યવહાર અંગ્રેજીમાં ચાલે છે. હવે તે ભાષાના અભ્યાસની જરૂર આપણા રાજ્યકર્તાઓની ભાષા તરીકે નહિ, પણ વધારેમાં વધારે વપરાતી આંતરરાષ્ટ્રિય ભાષા તરીકે અને ખાસ કરીને તો અનેક વિષયોના ઉત્તમ સાહિત્ય ધરાવતી ભાષા તરીકે એના અભ્યાસની આવશ્યકતા તો રહેવાની જ. હિંદીની તો આપણને એના કરતાં પણ વધારે જરૂર રહેશે, કારણ કે તે હવે આપણી રાજ્યભાષા થઈ છે. અને ભવિષ્યમાં ભારતનો આંતરપ્રાદેશિક વ્યવહાર એ ભાષામાં જ થવાનો. એટલે દરેક ભારતવાસીને હિંદીના જ્ઞાનની આવશ્યકતા તો છે જ. માધ્યમિક શિક્ષણથી માંડીને ઉચ્ચ શિક્ષણ સુધી

જો એનો ફરજિયાત ભાષા તરીકે અભ્યાસ થાય તો આવું જ્ઞાન મળી રહે એમાં શંકા નથી. પણ જ્ઞાન માટે ભાષાનો અભ્યાસ એક વસ્તુ છે અને બોધભાષા તરીકે તેનો ઉપયોગ તે જુદી વસ્તુ છે. માધ્યમિક શિક્ષણમાં અંગ્રેજીનો પાયો કાચો હોય તો માતૃભાષા દ્વારા અપાતું શિક્ષણ સમજવામાં સુગમ પડે એ વાત ખરી છે, પણ ઉચ્ચ શિક્ષણને લાયક જરૂરી પાઠ્યપુસ્તકો પહેલાં તૈયાર થવાં જોઈએ એ પણ સાથે સાથે સ્વીકારવું જોઈએ. હિંદી ભાષાને બોધભાષા તરીકે સ્વીકારવા માટે વ્યાવહારિક દૃષ્ટિબિંદુથી એવી દલીલ થાય છે કે દેશની રાષ્ટ્રિય એકતા અપનાવવા ખાતર તેમજ એક યુનિવર્સિટીમાંથી બીજી યુનિવર્સિટીમાં ફેરબદલી કરવા માગતા વિદ્યાર્થીઓની સગવડ ખાતર અખિલ હિંદની જે ભાષા હોય તેને જ બોધભાષા રાખવી જોઈએ. તેમજ વિશિષ્ટ વિજ્ઞાનના વિષયોનાં પુસ્તકો પણ એક જ ભાષામાં હોવાં જોઈએ કે એથી અધ્યાપકો તેમજ વિદ્યાર્થીઓ માટે જરૂરનો આંતરપ્રાદેશિક વ્યવહાર જળવી શકાય. કેટલાક માને છે તેમ આ દલીલ વજૂદ વિનાની છે એમ તો ન કહી શકાય. એના જવાબમાં એટલું કહી શકાય કે હિંદીભાષા ફરજિયાત ભાષા તરીકે શીખવાય તો તેથી આવો આંતરપ્રાંતીય વ્યવહાર સાચવી શકાય. અને માત્ર એટલા માટે તેને બોધભાષા બનાવવાની જરૂર નથી. પણ વિદ્યાર્થી તેમજ અધ્યાપકની સગવડનો પ્રશ્ન રહે છે જ. દરેક પ્રાંત પોતાની કૉલેજોનું સઘળું ઉચ્ચ શિક્ષણ માતૃભાષામાં જ આપે તો બીજા પ્રાંતોના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોને તે તે પ્રાંતની કૉલેજોમાં સ્થાન રહે જ નહિ—સિવાય કે તેઓ તે તે પ્રાંતની માતૃભાષા

શીખી લેવા તૈયાર થાય. કેટલાક વિષયો એવા છે કે તેઓને માટે બીજા પ્રાંતોના નિષ્ણાત અધ્યાપકો મેળવવાની જરૂર પડે જ. આવા અધ્યાપકો તે તે પ્રાંતની માતૃભાષા શીખી લેવા તૈયાર ન હોય તો પોતાને ત્યાં ગમે તેવા અધ્યાપકો હોય તેનાથી ચલાવી લેવું પડે છે. ઉચ્ચ શિક્ષણ માટે નિષ્ણાત અધ્યાપકોની આપલે પણ જરૂરી છે. અને આમ ન થાય તો દરેક પ્રાંત પોતપોતાના વાડા બાંધીને રહેશે અને એને પરિણામે રાષ્ટ્રિય એકતાને બદલે પ્રાંતીય સંકુચિતતા વધવાનો ભય રહેશે. બીજી એક વસ્તુ એ છે કે અખિલ હિંદની ઉચ્ચ સરકારી નોકરીઓ માટે હિંદીનું સારું જ્ઞાન અને તેને માટે હિંદી ભાષાનાં પાઠ્ય-પુસ્તકોનો અભ્યાસ કરવો જરૂરી રહેશે. અખિલ હિંદની ઉચ્ચ નોકરીઓમાં સ્થાન મેળવવાને—અને એ સ્થાન અત્યારે ઘણું નીચું છે તેને વધારે ઊંચું કરવાની જરૂર છે—અખિલ હિંદને ધોરણે લખાયેલાં હિંદી પુસ્તકોનો અભ્યાસ કરવાનું આવશ્યક થશે. આ સર્વ કારણોથી ઉચ્ચ શિક્ષણમાં અને ખાસ કરીને અનુસ્નાતક વર્ગોમાં તો હિંદીને જ બોધભાષા રાખવી જોઈએ એવો આગ્રહ રાખવામાં આવે છે. દરેક પ્રાંતમાં બીજા પ્રાંતના વતનીઓ થોડાં વરસ માટે અથવા સ્થાયી રહે છે અને માતૃભાષાને જ બોધભાષા બનાવવાનો સિદ્ધાંત સ્વીકારાય તો તે સર્વને તે પ્રાંતની માતૃભાષા પહેલેથી શીખવી પડે અથવા તો પોતાને વતન જઈને ત્યાં શિક્ષણ લેવું પડે. આ સ્થિતિ માત્ર કાલ્પનિક નથી, પણ દરેક પ્રાંત જો માતૃભાષાનો સિદ્ધાંત સ્વીકારે તો તદ્દન સંભવિત છે. અલબત્ત, પ્રમાણમાં આવા વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી રહેશે અને એમ પણ કહી શકાય

કે થોડા વિદ્યાર્થીઓના હિતને ખાતર બીજા બધા વિદ્યાર્થીઓનું હિત શા માટે બગાડવું ? આ બધી બન્ને બાજુની મુશ્કેલીઓ તો માતૃભાષા કે હિંદી—એ બેમાંથી એકને જ બોધભાષા બનાવાય તો જ ઊભી થાય છે. જો કોઈ યુનિવર્સિટી પોતાની કૉલેજોને બન્નેમાંથી ગમે તે બોધભાષા તરીકે વાપરવા છૂટ આપે અને પરીક્ષાઓ પણ તેવી જ રીતે લે, તો આ મુશ્કેલીઓ ઘણે અંશે દૂર થાય તેમ છે. ગુજરાત યુનિવર્સિટીએ ઘણો વિચાર કર્યા પછી આવો વ્યાવહારિક તોડ કાઢ્યો છે. આને હું તોડ કહું છું, કારણ કે સિદ્ધાંતની દૃષ્ટિએ એમ કહી શકાય કે એક જ ભાષા બોલતી પ્રજાના પ્રાંતની બોધભાષા એક જ હોય અથવા તો રાષ્ટ્રભાષા એક હોય તો બોધભાષા પણ સર્વત્ર તે જ હોય. છતાં આવા મુશ્કેલીભરેલા સવાલનું છેવટનું નિરાકરણ કર્યા પહેલાં થોડા પ્રયોગોની જરૂર રહે છે. અંગ્રેજી બદલીને તરતમાં ગુજરાતી અને હિંદીમાંથી કઈ બોધભાષા દાખલ કરવી એ પ્રશ્ન ઉપર જણાવેલ કારણોથી કેટલાક ધારે છે તેટલો સહેલો નથી. વિદ્યાર્થીઓના હિતમાં શું છે તેનો નિશ્ચય તો બન્નેનો પ્રયોગ કર્યા પછી જ થઈ શકે. આ તોડનો અર્થ એટલો જ છે કે સાધારણ રીતે ઘણી કૉલેજો તો ગુજરાતીને જ બોધભાષા તરીકે અપનાવે, પરંતુ કોઈ પણ કૉલેજને હિંદીમાં પ્રયોગ કરી જોવો હોય—અને સરકારનો હિંદી માટે આગ્રહ હોવાથી સરકાર પોતાની કૉલેજોમાં તે પ્રયોગ કરી શકે છે—તો તેમ કરવાની તેમને છૂટ હોવાથી તેઓ તેમ કરી શકે છે. જે વિદ્યાર્થીઓને હિંદી મારફત શીખવું હોય તેઓ તે કૉલેજોમાં શિક્ષણ લે અને બીજા બીજી કૉલેજોમાં

રહે. અને આ છૂટ આપ્યા છતાં હિંદીમાં શીખવનારી કોઈ કૉલેજ ન મીકળે તો પછી ગુજરાતીમાં જ શિક્ષણ તેમજ પરીક્ષણ રહે. થોડાં વરસો પછી કઈ બોધભાષા વિદ્યાર્થીઓના હિતમાં છે તે જણાઈ આવશે અને તે પછી બેમાંથી એકને છેવટનો સ્વીકાર કરવો કે બન્ને ચાલુ રાખવી એ પ્રશ્નનો નિકાલ આવો પ્રયોગ કર્યા પછી વધારે સરળ થઈ પડશે પરંતુ તે દરમિયાન કૉલેજોના અધ્યાપકોએ ગુજરાતી અથવા હિંદી બોધભાષામાં શિક્ષણ આપવા સારું જે વિષયો માટે અંગ્રેજી ભાષાના સાહિત્યમાંથી ઉત્તમ જ્ઞાન મળે તેમ હોય તે પુસ્તકોનો અભ્યાસ તેમણે પોતે તો ચાલુ જ રાખવો એ તો મને અત્યંત આવશ્યક લાગે છે.

બોધભાષા ગમે તે રખાય, પણ વૈજ્ઞાનિક શિક્ષણ માટે પારિભાષિક શબ્દો બનતાં સુધી આખા દેશમાં એક જ હોય તે બહુ ઇચ્છવાયોગ્ય છે. શ્રી પોપટલાલ શાહે આવા શબ્દોનો કોશ તૈયાર કર્યો છે તેથી ગમે તે બોધભાષા આપણે રાખીએ તેમ છતાં તે કોશ તેમાં કંઈ સુધારાવધારા કરવા જરૂરી જણાય તો તેમ કર્યાથી ઉપયોગી થઈ પડશે.

હવે પાઠ્યપુસ્તકોનો પ્રશ્ન રહે છે. હિંદીમાં પાઠ્યપુસ્તકો તો ઉત્તર હિંદમાં ઘણા પ્રદેશો પ્રગટ કર્યે જાય છે અને હજી વધારે થશે; છતાં જો જરૂર જણાય તો હિંદીમાં પણ નવાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવાનો પ્રબંધ કરવો જોઈએ; તેમજ અંગ્રેજી અને હિંદીનાં ઉત્તમ કક્ષાનાં પુસ્તકોનું ગુજરાતીમાં અનુકરણ થાય તે પણ જરૂરી છે. એમાંથી જે કોઈ સારાં

હશે તેનો આપણે ઉપયોગ કરીશું. પણ ગુજરાતીમાં તો ઉત્તમ પાઠ્યપુસ્તકોની માગણી ખૂબ જ છે. આ પ્રશ્ન અત્યારે આપણા સાહિત્યનો સૌથી વધારે અગત્યનો છે. અને સાહિત્ય પરિષદ સંમેલને પણ તેનો વિચાર કરવો ઘટે છે. એક રીતે કહું તો ગુજરાતી સાહિત્ય અને સાહિત્યકારોનું ભવિષ્ય એના ઉપર રહેલું છે. ઉચ્ચ શિક્ષણના વિષયો કેવાં પુસ્તકોથી અને કેવા અધ્યાપકો પાસે વિદ્યાર્થી શીખશે એના ઉપર આપણા સાહિત્યના ઉત્કર્ષનો આધાર રહ્યો છે. શરૂઆતમાં તો ગુજરાત યુનિવર્સિટીએ આર્ટ્સ ફેકલ્ટીનાં પહેલાં બે વરસ માટે જરૂરી પાઠ્યપુસ્તકો પોતાની મારફતે લખાવી પ્રગટ કરવાનો પ્રબંધ કર્યો છે. પણ એનો અર્થ એમ નથી કે કૉલેજોમાં અભ્યાસ કરવા લાયક બધા ગ્રંથો યુનિવર્સિટી જ તૈયાર કરાવે. તે કાર્ય તો ગુજરાતી વિદ્વાનો, અધ્યાપકો અને સાહિત્યકારોએ જ કરવાનું છે. માટે આ ત્રણે વર્ગોને મારી આગ્રહપૂર્વક વિનંતિ છે કે તેમણે આ કાર્ય ઉપાડી લેવું અને શિક્ષણના વિવિધ વિષયો ઉપર અભ્યાસપૂર્ણ નમૂનેદાર ગ્રંથો પ્રગટ કરવા. ગુજરાતીને બોધભાષા બનાવવાનો ઊહાપોહ હવે પૂરો થયો છે. એ એક સિદ્ધ વસ્તુ થઈ ચૂકી છે. હવે તો તેનો બોજો સાહિત્યકારો અને અધ્યાપકો ઉપર આવી પડ્યો છે. તેની સફળતા હવે તેમના ઉપર જ આધાર રાખે છે. સાહિત્ય પરિષદ જો ધારે તો તેમાં સારી મદદ કરી શકે તેમ છે. પરિષદ તરફથી તેમજ ગુજરાત વિદ્યાસભા, ફાર્બસ ગુજરાતી સભા, ભારતીય વિદ્યાભવન, ગુજરાત અને સૌરાષ્ટ્રની સાહિત્યસભાઓ તથા બીજાં સંશોધનમંડળો તરફથી આવાં પુસ્તકો

લખાવી પ્રગટ કરવાની યોજના થાય તો તે અત્યંત આવકારપાત્ર બનશે એમાં કાંઈ શંકા નથી. એટલા માટે જ આ પરિષદસંમેલનને વિચારવાના વિષયોમાં આ પ્રશ્નને હું પહેલો મૂકું છું.

## સાહિત્યસંસ્થાઓનું સંગઠન :

સાહિત્ય પરિષદે એક અગત્યનું કાર્ય કરવાનું છે અને તે એ છે કે વિવિધ ગુજરાતી સાહિત્યસંસ્થાઓની પ્રવૃત્તિઓનું સંગઠન અને શિષ્ટ સાહિત્યને ઉત્તેજન. આપણી પરિષદનો એક હેતુ એ છે કે ગુજરાતીઓનું સાહિત્યવિષયક ઐક્ય સંરક્ષવાનાં પગલાં લેવાં. આ હેતુ પાર પાડવા માટે જુદી જુદી સાહિત્યસંસ્થાઓ અને નાનામોટા સાહિત્યકારો વચ્ચે ભ્રાતૃભાવ વધે અને ઐક્યની તીવ્ર લાગણી ઉત્પન્ન થાય એવાં પગલાં લેવાની જરૂર છે. સાહિત્યસંસ્થાઓએ સંમેલનમાં પ્રતિનિધિઓ મોકલવા એટલું જ બસ નથી, પણ આ પ્રતિનિધિઓ પરસ્પર સંપર્કમાં આવે અને પરિષદ સાહિત્યકારોની આકાંક્ષાઓનું પોષણ કરીને તેમનું પોતાના તરફ આકર્ષણ વધારે એમ થવું જોઈએ. પરિષદ તેમની પ્રવૃત્તિઓને ઉત્તેજન આપવા માટે વ્યાવહારિક સૂચનાઓ કરે તે પણ અત્યંત આવશ્યક છે. પરિષદની સ્થાયી સભા આવી સર્વ સંસ્થાઓના સંપર્કમાં રહી તેમની જરૂરિયાત પૂરી પાડવામાં પોતાનાથી જેટલી બને તેટલી મદદ આપવાનો પ્રબંધ કરે તો આ સંસ્થાઓ પરિષદને પારકી ન ગણતાં પોતાની જ સંસ્થા માની તે તરફ આકર્ષાશે. સાહિત્યની સંસ્થાઓનું જીવન એક સંયુક્ત

કુટુંબના જેવું હોવું જોઈએ. એમાં સાહિત્યધનનું ઉપાર્જન અને સંરક્ષણ નાનીમોટી સંસ્થાઓની સંયુક્ત ભાવના અને શક્તિ વડે થાય તો તે જ ધન વડે બીજું અધિક ધન ઉત્પન્ન થાય છે અને સાહિત્યજીવનની સમૃદ્ધિ વધે છે. તેમજ જેમ સંયુક્ત કુટુંબમાં મોટાઓ નાનાઓને મદદ કરે છે તેમ મોટા સાક્ષરો ઊગતા અને આગળ આવી શકે એવા સાહિત્યકારોને ઉત્તેજન આપી ઉમંગી બનાવે તો તે ખરેખર કોઈ ઉત્તમ સાહિત્યકૃતિના કરતાં પણ વધારે મૂલ્યવાન એવા સાહિત્યમાં કૌટુંબિક જીવનનું સર્જન કરી શકે. આવું સંગઠન પરિષદ કરી શકે તેમ છે. તે કેવી રીતે કરવું તે આપ સર્વ પ્રતિનિધિઓ વિચાર કરીને આ પરિષદસત્ર પાસે મૂકી શકો છો.

**સંશોધન :**

ઐતિહાસિક અને સાહિત્યની કૃતિઓનું સંશોધન એ પરિષદે ઉપાડી લઈને ચાલુ રાખવા જેવી એક પ્રવૃત્તિ છે. મેં ઉપર કહ્યું તેમ આપણે ત્યાં સંશોધનના કાર્યમાં રસ લેનારા વિદ્વાનોની ઊણપ છે. એમાં અભ્યાસની જેટલી જરૂર છે તેટલી આર્થિક સહાયની પણ જરૂર છે. પરિષદ જેવી સંસ્થા જ તે ઉપાડી શકે. જેવી રીતે દુર્ગાશંકર શાસ્ત્રીએ તૈયાર કરેલો ઐતિહાસિક લેખોનો સંગ્રહ પરિષદ તરફથી પ્રગટ કરવામાં આવ્યો છે તેવી રીતે આ ક્ષેત્રમાં કાર્ય કરતા સાહિત્યકારોને પણ ઉત્તેજન આપવાની જરૂર છે. પરિષદ અને સંશોધનમંડળો વચ્ચે પણ સહકારની જરૂર છે.

ઝવેરચંદ મેઘાણીના અવસાનથી આપણાં લોકગીત અને

લોકકથાના સાહિત્ય અને સંશોધનમાં ઘણી ખોટ પડી છે. ગુજરાતમાં અને ખાસ કરીને એના સૌરાષ્ટ્રના વિભાગમાં બીજો મેઘાણી ઉત્પન્ન થાય એની અત્યારે તો વાટ જોઈને બેઠા છીએ.

**વ્યાકરણ :**

કમળાશંકર ત્રિવેદીના બૃહદ વ્યાકરણ પછી આપણે ત્યાં સારા અદ્યતન વ્યાકરણની જરૂર છે એમ ઘણી વખત કહેવામાં આવ્યું છે, પણ હજી એ વિશે કાંઈ પ્રવૃત્તિ થઈ હોય એમ જણાતું નથી. પરિષદે એ પણ એક અગત્યનો વિષય ગણી તેનો વિચાર કરવાનો છે.

**કોશ :**

નર્મદાશંકરના કોશ પછી એક સારા પ્રમાણભૂત કોશની જરૂર ઉપર પણ ભાર મુકાય છે. ગુજરાત વિદ્યાસભાએ તથા વિદ્યાપીઠે કોશ બનાવ્યા છે. ગોંડળ નરેશ તરફથી પણ એક મોટો કોશ તૈયાર થઈ રહેલા આવ્યો છે. પણ આ સર્વને હજી જોઈએ તેટલો આવકાર મળ્યો નથી એમ મને લાગે છે. સાહિત્ય પરિષદે ગુજરાતી ભાષાના વિદ્વાનોનો સહકાર મેળવી એક પ્રમાણભૂત કોશ તૈયાર કરાવવો કે નહિ તે પણ વિચાર કરવા જેવો વિષય છે.

**લિપિ :**

પરિષદે વિચાર કરવા જેવો બીજો એક પ્રશ્ન લિપિનો છે. આ વિષય ચર્ચાઈ તો ગયો છે, પણ હવે હિંદી રાષ્ટ્રભાષા થઈ છે એટલે ફરીનો તે પાછો આગળ આવ્યો છે. કનૈયાલાલ

મુંનશીએ કરાંચીમાં પરિષદસંમેલનના પ્રમુખ તરીકે આ વિષયનો ઉલ્લેખ કરીને કહ્યું હતું કે "આપણી પાસે બે પ્રશ્નો છે: એક જે અક્ષરો દેવનાગરી સ્વરૂપમાંથી આવ્યા છે તેને પાછું અસલી સ્વરૂપ આપવું કે કેમ ? અને બીજો દેવનાગરી અક્ષરોને વધારે વૈજ્ઞાનિક કે સુઘડ સ્વરૂપ આપવું કે કેમ ? આપવું તો તે કેવું આપવું ? અને તે અત્યારે આપી શકાય તેવા સાનુકૂળ સંયોગો છે કે કેમ ?" હિંદી બોધભાષા ન થાય તોપણ રાષ્ટ્રભાષા તરીકે તેનો વ્યવહાર અખિલ હિંદમાં થશે અને અત્યારે પણ તે વધતો જાય છે. તેની લિપિ એટલે દેવનાગરી લિપિ, જે હવે કાયદા પ્રમાણે નિશ્ચિત થઈ છે, તેનું મહત્ત્વ વધ્યું છે. આથી પ્રાંતિક ભાષાની લિપિને દેવનાગરી સ્વરૂપ આપવું કે નહિ અથવા એને એવી બનાવવી કે દેવનાગરી લિપિ લખી વાંચી શકનાર પ્રાંતીય ભાષા પણ સહેલાઈથી લખી વાંચી શકે એ ઇચ્છવા યોગ્ય તો ખરું જ. દેશના જુદા જુદા ભાગોની ભાષા ગમે તો જુદી હોય, પણ લિપિ એક હોય તો આંતરવ્યવહારમાં સગવડ પડે એ નિઃશંક છે. યુરોપમાં રોમન લિપિ એવી જ રીતે વપરાય છે. આંતરરાષ્ટ્રિય દૃષ્ટિબિંદુથી રોમન લિપિ અપનાવવા માટે આપણે ત્યાં પ્રયાસ થયો હતો, પણ તેનો સ્વીકાર થયો નથી. પણ આપણા આંતરદેશીય ઐક્ય માટે એક લિપિનો સિદ્ધાંત સર્વ પ્રાંતોએ વિચાર કરવા જેવો છે. ભારતની કેટલીક બીજી લિપિઓ કરતાં ગુજરાતી લિપિમાં જો યોગ્ય ફેરફાર થાય તો દેવનાગરી લિપિ વાંચનાર તે લખી વાંચી શકે તેમ છે. અલબત્ત, કેટલાક હિંદીભાઈઓના ભાષાશાહીવાદને તાબે થઈને આ પ્રયોગ કરવાનો

નથી. અનેક સૈકાથી આપણી લિપિમાં ફેરફાર તો થતાં આવે છે. અત્યારની લિપિ લખવામાં આપણને સરળતા પડે છે. મથાળાં બાંધેલા અક્ષરો કરતાં મથાળાં વિનાના અક્ષરો સહેલાઈથી લખી શકાય છે. છતાં આપણે આપણું વ્યક્તિત્વ ને સત્ત્વ જાળવી શકાય એવી રીતે મથાળાં બાંધ્યા વિનાની દેવનાગરી લિપિ અપનાવવાનો નિર્ણય કરવો કે નહિ એ પ્રશ્ન વહેલેમોડો પણ વિચારવો પડશે.

**નભોવાણી :**

સાહિત્યનો પ્રચાર લેખન ઉપરાંત જેમ ભાષણોથી પણ થઈ શકે છે તેમ હાલના સમયમાં નભોવાણી વડે પણ તે બહુ અસરકારક રીતે થાય છે અને સમાજના બધા વર્ગોમાં પહોંચી શકે છે. એટલા માટે ગુજરાતી ગદ્ય અને પદ્યસાહિત્યને તેમાં યોગ્ય સ્થાન મળવું જોઈએ. અને તેને માટે પણ પરિષદે પગલાં લેવાં જોઈએ. મુંબઈ અને ગુજરાતમાં નભોવાણીના સરકારી ખાતાની સમિતિઓમાં ગુજરાતી ભાષાનું પ્રતિનિધિત્વ જોઈએ તેટલું નથી. તેમજ ગુજરાતમાં નભોવાણીમાં મથકોની ધ્વનિવર્ધકશક્તિ નબળી છે. સરકારના આર્થિક સંકોચને લીધે સારા કાર્યક્રમો પણ નિયોજી શકાતા નથી. ગુજરાતી સમજનારી જનતા તેમજ રેડિયોના પરવાના ધરાવનારાઓની સંખ્યાના પ્રમાણમાં ગુજરાતી કાર્યક્રમોની સંખ્યા અને વિવિધતા ઓછી છે. આ સ્થિતિ સુધારવા માટે પગલાં લેવાં એ પણ ગુજરાતી પરિષદ સંમેલનનું કર્તવ્ય છે.

**સતત પ્રવૃત્તિ :**

આ બધી પ્રવૃત્તિઓ ઉપરાંત પરિષદના બંધારણમાં એવું

જે કાર્યક્ષેત્ર નક્કી કર્યું છે તેને અનુરૂપ આપણે ઘણું કરી શકીએ. જરૂર બે ચીજની છે : આર્થિક સાધન અને માનસિક શક્તિ. આપણે કામ કરી બતાવીશું તો ગુજરાતમાં આર્થિક મદદ તો મળી રહેવાની શ્રદ્ધા જરૂર સેવી શકાય. એટલે ખરી વસ્તુ તો આપણું સંગઠિત કાર્ય છે. આપણા સાહિત્યમાં જે જે ખામીઓ જણાય તે તે આપણે દૂર કરી શકીએ છીએ—જો આપણે સાહિત્યના ઉત્કર્ષને પોષણ મળે એવું માનસ મેળવીશું તો. આવું માનસ ઉત્પન્ન કરવાને પરિષદે માત્ર સંમેલનો ભરીને જ નહિ, પણ સતત પ્રવૃત્તિ ચાલુ રાખવાની તથા પ્રચારકાર્ય માટે એક સામયિક પત્રિકા પ્રગટ કરવાની આવશ્યકતા ઉપર હું આપનું ખાસ ધ્યાન ખેંચું છું.

## ગુજરાતી સાહિત્યનો પ્રદેશ :

આ બધું વિવેચન તો ગુજરાતી સાહિત્ય વિશે થયું. પણ ગુજરાતી સાહિત્ય એટલે કયા પ્રદેશનું સાહિત્ય ? પરિષદના બંધારણમાં 'ગુજરાતી ભાષા' અને 'ગુજરાતી સાહિત્ય'નું વર્ણન આ પ્રમાણે આપ્યું છે : "કોઈ પણ સમયે ગુજરાતના કે તેના કોઈ પણ ભાગના વતનીઓ જે માતૃભાષા બોલતા હોય તેનો સમાવેશ ગુજરાતી ભાષામાં થશે અને આવી ભાષામાં લખાયેલા સાહિત્યનો સમાવેશ 'ગુજરાતી સાહિત્ય'માં થશે. એટલે કે, જે પ્રદેશને અત્યારે વિશિષ્ટ નામે 'ગુજરાત' કહેવાય છે તેટલો જ નહિ, પણ જ્યાં ગુજરાતી ભાષા બોલાતી હોય તેનો પણ ગુજરાતમાં સમાવેશ થાય છે."

આપણે સૌરાષ્ટ્ર અને કચ્છ જાણે ગુજરાતથી જુદાં હોય

એમ બોલીએ છીએ. પરંતુ ઐતિહાસિક બનાવોને લીધે વહીવટમાં જુદા પડેલા વિભાગો ભાષા એટલે સાહિત્યના દૃષ્ટિબિંદુથી જો તે વિભાગોની મૂળ ભાષા એક જ હોય તો તે સર્વે ખરી રીતે એક જ શરીરનાં અંગો છે, અને તેથી જ વિભાગોના નામો ગમે તે હોય, પણ ભાષાપરત્વે એ સર્વ ગુજરાત છે. તાત્પર્ય એ છે કે કોઈ પણ વિભાગનું વહીવટના ધોરણે જુદું નામ આપવામાં આવ્યુ હોય, પણ એની ભાષાનુ મૂળ ગુજરાતી હોય તો તે ગુજરાતનો જ વિભાગ છે. મુસલમાન અને બ્રિટિશ રાજ્યોના અમલમાં વહીવટની દૃષ્ટિએ અસલના પ્રાંતોમાં અનેક ફેરફારો થઈ ગયા. મરાઠી, તેલુગુ અને કન્નડ ભાષાઓ બોલનાર પ્રાંતોમાંથી ટુકડાઓ થઈને હૈદરાબાદનું રાજ્ય બન્યુ કન્નડ ભાષા બોલનારુ મહીસૂર એક જુદું દેશી રાજ્ય બન્યું કાનડાના પણ બે વિભાગ પડી એક મુંબઈ રાજ્યમાં અને બીજો મદ્રાસમાં ગયો. આવા અનેક દાખલાઓ આપણા તાજેતરના ઇતિહાસમાં મળી આવે છે આ રીતે છિન્નભિન્ન થયેલા પણ ભાષાનું ઐક્ય ધરાવતા પ્રાંતોની એક ભાષાના ધોરણથી પુન રચના કરવાની જરૂર આપણા દેશના નેતાઓને જણાઈ અને કોંગ્રેસે આવા પ્રાંતોની રચના માટે ઠરાવ કર્યો. આ ઠરાવનો અર્થ એ છે કે અત્યારે પ્રાંતોના ટુકડા ગમે તેવા પડેલા હોય, પણ તે ટુકડા પડ્યા તે પહેલાં ભાષાકીય ઐક્ય ધરાવતા પ્રાંતોની પુન સ્થાપના કરવી, એટલે કે અત્યારના પ્રાંતોના સીમાપ્રદેશમા, ભાષા વગેરેની બાબતમાં જે કાંઈ ફેરફારો, ટુકડા પડ્યા પછી થયા હોય તે ફેરફારની પાછળ જઈ તે પહેલાંની સ્થિતિ શી હતી તેનો નિર્ણય કરી, ફરી પાછા

તેઓને અસલના પ્રાંતોમાં દાખલ કરવા જોઈએ. આ ધોરણે કોઈ પણ પ્રાંતનો સીમાપ્રદેશ નક્કી કરવો એ કોંગ્રેસના ઠરાવમાંથી ફલિત થાય છે. આ ઠરાવને અમલમાં મૂકવાનો સમય આવશે ત્યારે ચોક્કસ પદ્ધતિસર સીમાપ્રદેશ નક્કી કરવા માટે સમિતિઓ નિમાશે. અત્યારે આપણે આવી સમિતિ નીમી ગુજરાતને જુદો પ્રાંત કરી નાખવાની માગણી કરતા નથી. એમાં તો ભાષા ઉપરાંત અનેક દૃષ્ટિબિંદુઓનો વિચાર કરવાનો આવશે. પરંતુ ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યપરત્વે ગુજરાતના કયા કયા વિભાગો છે તે તપાસી તે સર્વેને, જ્યાંસુધી સીમાસમિતિઓનો છેવટનો નિર્ણય ન આવે ત્યાંસુધી, અત્યારની સ્થિતિ અકબંધ રાખવી એવી માગણી તો આપણે અવશ્ય કરવાની છે.

આ પ્રદેશ કયો છે તે નક્કી કરવામાં કેટલાક નિયમો લાગુ પડે છે. ભાષા અને વ્યવહાર—એ બન્ને એકબીજા ઉપર આધાર રાખે છે. સીમા ઉપર આવેલા કોઈ પણ પ્રદેશની ભાષા તદ્દન શુદ્ધ હોતી નથી, પણ તે બન્ને બાજુએ આવેલા પ્રાંતોમાંથી કયા પ્રાંતની ભાષા એની મૂળ ભાષા છે તે નક્કી કરવામાં ભૂતકાળમાં એનો ઘણોખરો વ્યવહાર કયા પ્રાંત સાથે હતો તે જોવાનું છે, કારણ કે વ્યવહારથી ભાષા ઘડાય છે અને વ્યવહારમાં તે પ્રદેશની ભૌગોલિક સ્થિતિ તથા વેપારી સંબંધ ઉપર આધાર રાખે છે. તે પ્રમાણે ભાષાથી પણ કેટલેક અંશે વ્યવહાર ઘડાય છે, કારણ કે એક જ ભાષા બોલનારા લોકો વચ્ચે વ્યવહાર વધારે હોય એ દેખીતું છે. આ વિશે યુરોપના જુદા જુદા દેશો વચ્ચેના સીમાપ્રદેશ નક્કી કરવા માટે કેટલાક

આવા સિદ્ધાંતો પણ નક્કી કરાયા છે કે ભાષાની એકતા અથવા સામ્ય ઉપરાંત રસ્તાઓ, નદીઓ, નહેરો વગેરે ભૌગોલિક તથા ઐતિહાસિક પરિસ્થિતિનો સઘળો વિચાર કરીને સીમાપ્રદેશનો નિર્ણય કરવો જોઈએ કે જેથી કોઈ પણ દેશના વિકાસ માટેના કુદરતી સાધનોનો લાભ તેને મળી શકે

આબુપ્રદેશ

હવે આ નિયમો પ્રમાણે ગુજરાતનો ભાષાકીય સીમાપ્રદેશ અત્યારે ગો છે તે જોઈએ જે પ્રદેશ ગુજરાતમા જ ગણાય છે અને જેને માટે કાંઈ મતભેદ નથી તે બાદ કરતા બાકીના પ્રદેશ વિશે જ ચર્ચા કરીશુ ઉત્તરથી શરૂ કરીએ તો પાલણપુર તથા દાતાની ઉત્તરના પ્રદેશ વિશે અને ખાસ કરીને શિરોહીના પ્રદેશ વિશે હમણા ઉગ્ર મતભેદ ઉત્પન્ન થયો છે પહેલાનુ શિરોહી રાજ્ય અથવા તેનો કોઈ ભાગ ગુજરાતી ભાષા બોલતી પ્રજામા ગણાવા જોઈએ કે નહિ તે વિશે મધ્યસ્થ સરકારે ત્રણ વરસ પહેલા એવો નિર્ણય કર્યો છે કે આબુ પર્વત અને તેની આજુબાજુનો પ્રદેશ ભાષાકીય તેમજ ઐતિહાસિક, ભૌગોલિક અને વ્યાવહારિક દષ્ટિબિંદુએ ગુજરાતનો વિભાગ છે અને તેથી તેનો વહીવટ મુબઈ રાજ્યે કરવો જોઈએ આ નિર્ણય થયા પછી તે વિભાગના પડોશના રાજસ્થાન પ્રાતે ફરીને તેને રાજસ્થાન પ્રાતમા ભેળવી દેવો જોઈએ એવી માગણી કરી છે આ નિર્ણય ભલે કામચલાઉ હોય, પરતુ તેને ફેરવવા માટે સબળ કારણો જોઈએ તે કારણો બતાવવાનો બોજો રાજસ્થાનીઓ ઉપર છે તેથી હાલમા

આબુ ગુજરાતનો વિભાગ છે કે નહિ તે પ્રશ્ન નથી, પણ સઘળો વિચાર કર્યા પછી આબુને ગુજરાતના વિભાગ તરીકે ગણવાનો નિર્ણય થયો છે. તે ફેરવવાને કાંઈ સબળ કારણો છે કે નહિ તે જ ખરો પ્રશ્ન છે. છતાં લેવાયેલા નિર્ણય માટે કયાં સમર્થ કારણો છે તે આપણે અહીં સંક્ષેપમાં વિચારીએ.

દૂર ઇતિહાસમાં જવાની જરૂર નથી. ગુર્જરરાષ્ટ્ર અથવા ગુર્જરત્રા જેને કહેવામાં આવે છે તેનું સામ્રાજ્ય ઉત્તરમાં ઠેઠ મથુરા સુધી પહોંચ્યું હતું એ હકીકત તો સર્વ કોઈ જાણે છે. આચાર્ય આનંદશંકરભાઈએ એમના પરિષદના પ્રમુખ તરીકેના ભાષણમાં જેમ કહ્યું હતું તેમ "ગુર્જરભૂમિનો પ્રદેશ એક વખતે રાજસ્થાનને અંતર્ગત કરતો એ વાત, જે સ્થળે "ગુર્જરત્રા" શબ્દવાળા શિલાલેખ મળ્યા છે અને એમાં જે સ્થળોનો ઉલ્લેખ છે, તેનાથી અત્યારે સુવિદિત થઈ ચૂકી છે. અને શૌરસેની અપભ્રંશ, શૌરસેની પ્રાકૃત અને સંસ્કૃત ભાષા દ્વારા તથા રાજસ્થાન અને મથુરાની આસપાસના શૂરસેનદેશ દ્વારા હિંદીની ભૂમિ સુધી ગુજરાતીનો સંબંધ પહોંચ્યો છે. આ જોતાં બહુ દૂર સુધીના ભાગને પ્રાચીન પરિભાષામાં ગુજરાત જ ગણવો જોઈએ એ સ્પષ્ટ છે. એને આપણે 'વર્તમાન ગુજરાત' અને 'બૃહદ ગુજરાત'થી ભિન્ન પાડીને ઓળખાવવા 'મહાગુજરાત' કહી શકીએ."

કાળે કરીને આ મહાગુજરાત સંકોચાતું ગયું. રણની ભૂમિ વધતી વધતી હાલના ગુજરાતની સમીપ આવી પહોંચી અને શ્રીમાળ ઉર્ફે ભિન્નમાળ, ઝાલોર વગેરે પ્રદેશ જે હાલ

મારવાડ કહેવાય છે, તેની વસ્તી ગુજરાતમાં આવીને વસી, પણ આબુપ્રદેશનું પાટનગર ચંદ્રાવતી હતું, જેમાં પરમાર રાજાઓ રાજ્ય કરતા હતા; તે અણહીલપુર પાટણના સોલંકી વંશના રાજાઓ જે ગુર્જરેશ્વર કહેવાતા તેમના સામંતો હતા. પરમારો પછી કનોજ તરફના દેવડા ચોહાણોએ ચંદ્રાવતી લીધું અને તેઓ પણ ગુજરાતના રજપૂત રાજાઓના સામંતો જ રહ્યા. ગુજરાતના રાજા ભીમદેવ પહેલાના સમયમાં તેના મંત્રી વિમળશાહે તથા પહેલા વિશળદેવ વાઘેલાના સમયમાં બે મંત્રી ભાઈઓ—વસ્તુપાલ અને તેજપાલે આબુમાં જે જગવિખ્યાત જૈનમંદિરો બંધાવ્યા છે તે સર્વને સુવિદિત છે. પુરાણોમાં આબુનો પ્રદેશ તો ગુજરાતમાં જ હોવાનું વર્ણન મળે છે. મુસલમાન રાજ્યની શરૂઆત પછી પણ ગુજરાતના સુલતાનના હાથ તળે ગુજરાતના વિભાગ તરીકે સોળ વિભાગોનાં નામો 'મીરાંતે અહમદી'માં છે એમાં આબુ, ડુંગરપુર અને વાંસવાડાનો સમાવેશ થાય છે. તે પછી મોગલ બાદશાહે ગુજરાત જીત્યા પછી પણ એ જ સ્થિતિ કાયમ રહી. અકબરના સમયમાં ટોડરમલે નવા સૂબાઓની રચના કરી ત્યારે શિરોહીને અજમેરના સૂબા તળે મૂક્યું, પરંતુ 'મીરાંતે અહમદી'માં જણાવ્યા પ્રમાણે પછીના મોગલ રાજાના અંધાધૂંધીના સમયમાં શિરોહી પાછું ગુજરાતના સૂબા તળે આવ્યું. અને મરાઠાઓએ જ્યારે અમદાવાદ લીધું ત્યારે પણ શિરોહી, ડુંગરપુર વગેરેની ખંડણી ગુજરાતમાં જ ભરાતી. આ હકીકતોનું શિરોહી રાજ્યના વતની સુવિખ્યાત પંડિત ગૌરીશંકર ઓઝાએ પણ તેમના રજપૂતાનાના ઇતિહાસમાં સમર્થન કર્યું છે. એક

નોંધવા લાયક હકીકત એ છે કે, ઔરંગઝેબ જેવા ઝનૂની બાદશાહે ગિરનાર અને આબુના પર્વતોની સનદ અમદાવાદના નગરશેઠ અને જૈનોના મુખી શેઠ શાંતિદાસ ઝવેરીને આપી. તે સનદમાં એમ પણ ફરમાન હતું કે કોઈ પણ રાજા અગર અમલદારોએ આ બક્ષિસની વિરુદ્ધમાં વર્તન ચલાવવું નહિ અને દર વરસે નવી સનદ પણ માગવી નહિ. આમ છતાં મોગલ રાજ્યની પડતી પછી જાત્રા માટે જૈનોના હક્કો રહ્યા, પણ આબુનો કબજો શિરોહીદરબારે લઈ લીધો. આ સ્થિતિ બ્રિટિશ અમલ સુધી ચાલી. દરમિયાનમાં શિરોહીની પ્રજાનો વ્યવહાર તો ગુજરાત સાથે જ રહ્યો. જોધપુર રાજ્યનું વર્ચસ શિરોહી ઉપર જ્યારથી જોધપુરના રાજા મોગલો તરફથી ગુજરાતના સૂબા હતા ત્યારથી જ હતું. અને બન્ને રાજાઓ રાઠોડ હોવાથી બન્ને વચ્ચે સગપણનો સંબંધ પણ હતો. ક્રમે ક્રમે શિરોહીના રાજાઓનો પ્રદેશ પણ ટૂંકો થતો ગયો. અત્યાર સુધી રાજસ્થાન કે રજપૂતાના જેવો પ્રદેશ જ ન હતો. મારવાડ, મેવાડ, મેવાત, માળવા, મત્સ્યપ્રદેશ વગેરે પ્રદેશોમાં રજપૂત રાજાઓનું રાજ્ય હતું; પણ જ્યારથી કર્નલ ટૉડ તે પ્રદેશના રેસિડંટ તરીકે આવ્યો ત્યારથી રજપૂતાનાનાં રાજ્યોનું નસીબ ફરવા લાગ્યું. કર્નલ ટૉડ રજપૂત રિયાસતોનો બેહદ પ્રશંસક હતો. એનું સ્વપ્ન આ રાજ્યોને રાજસ્થાન નામનો પ્રદેશ સ્થાપી તેમાં સંગઠન કરવાનું હતું. આબુના પર્વતની અંગ્રેજોને પહેલાં જાણ પણ ન હતી, પણ કર્નલ ટૉડ પશ્ચિમ હિંદના પ્રવાસમાં પોતાને આબુનો સંશોધક માની ત્યાંની શીતળ આબોહવાથી મુગ્ધ થઈ, તેને પોતાના સ્વપ્ના પ્રમાણે રજ-

પૂતાનામાં ભેળવી દેવાની યોજના શરૂ કરી, પરંતુ તે સમયે શિરોહી, વાંસવાડા, ડુંગરપુર વગેરે ગુજરાતની સરહદ ઉપરનાં તમામ રાજ્યો ગુજરાતનો જ ભાગ ગણાતાં. કર્નલ વૉકર બ્રિટિશ સરકારના પ્રતિનિધિ તરીકે વડોદરામા રેસિડંટ તરીકે હતા અને અને ૧૮૦૩મા એના મદદનીશે મુંબઈ સરકારને કરેલા રિપોર્ટ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ગુજરાતના બ્રિટિશ અમલદારો શિરોહી, વાંસવાડા, ડુંગરપુર, ઝાબુઆ, અલીરાજપુર વગેરે દેશી રાજ્યોના વિભાગોને ગુજરાતની અને એને લીધે મુંબઈ સરકારની સત્તા તળે જ ગણતા હતા, પણ પછીથી રાજસ્થાનના પોલિટિકલ અમલદારો ફાવ્યા અને શિરોહીનો વહીવટ રજપૂતાના એજન્સી તળે મુકાયો. બ્રિટિશ અમલદારો હિંદુસ્તાનની શીતળ ટેકરીઓને તેમનું સ્વર્ગ માનતા હતા, રજપૂતાનાના રણની ગરમ હવામાંથી બચવા માટે તેમને આવી એક શીતળ ટેકરી જોઈતી હતી. આબુ જેવું સુંદર સ્થાન રજપૂતાનામાં બીજે કોઈ ઠેકાણે ન હતું. રજપૂતાનાની લશ્કરી ટુકડીઓ માટે આરામની જગ્યા બીજે ક્યાય નહોતી, એટલે છેવટે આબુની ખાતર શિરોહીને પણ રજપૂતાના એજન્સીમા ભેળવવામા તેઓ સફળ થયા અને શિરોહીના રાજાને આબુપર્વતનો સારામાં સારો ભાગ લશ્કરી વપરાશ માટે સોંપી દેવાની ફરજ પાડી. તે પછી તો રજપૂતાનાના રાજાઓની કોઠીઓ આવી અને આબુ રજપૂતાનાનું ક્રીડાંગણ બન્યુ, ગુજરાત બિચારું બેસી રહ્યું! કવીશ્વર દલપતરામે "દીઠો આજ આબુ ગિરિરાજ એવો" એ કવિતા સભળાવી ત્યારે કોઈને એમ થયુ કે આ આબુ તો આપણો હતો અને કોઈ

દિવસ પાછો મળશે ખરો ? યુરોપિયન અમલદારોને આબુ રાજસ્થાનમાં રહે કે ગુજરાતને પાછું મળે એની શી પરવા હતી ?

આવી રીતે આબુ શિરોહીમાં અને ત્યાંથી રજપૂતાનામાં ગયો એ એક માત્ર ઐતિહાસિક અકસ્માત જ હતો; કર્નલ ટોડના પક્ષપાતનું પરિણામ હતું. ગુજરાતનો ભાગ રજપૂતા-નામાં ભેળવી દેવાની યોજના કૃત્રિમ હતી, પણ નૈસર્ગિક નિયમો તો કૃત્રિમ અંતરાયોનો બંધ તોડીને પણ બહાર નીકળે છે. વહીવટી ફેરફારને પરિણામે આબુ રાજસ્થાનમાં ગયાથી રાજસ્થાનીઓની સંખ્યા વધી; આબુરોડ સ્ટેશન અને આબુ ઉપર રાજસ્થાનના પરચૂરણ વેપારીઓ આવી વસ્યા. રાજ્યકારભારની ભાષા રાજસ્થાનની થઈ, પણ આબુપ્રદેશના જનસમાજનાં સંસ્કૃતિ અને સંબંધ તો ગુજરાતી ભાષા બોલતી પ્રજા સાથે જ વધારે રહ્યાં. એનું મુખ્ય કારણ તો ભાષા અને વ્યવહાર. સેંકડો વરસના ગાઢ સંબંધો માત્ર એક સૈકાના કૃત્રિમ ફેરફારથી કેમ બદલાય ? દરેક સીમાપ્રદેશની ભાષા મિશ્રિત તો હોય જ, પણ શિરોહી પ્રદેશની ભાષા તો મૂળ ગુજરાતી ઉપર મારવાડીનો રંગ, અને નહિ કે મારવાડી ભાષા ઉપર ગુજરાતીની અસર. ત્રણેક વરસ પહેલાં શિરોહી રાજ્યના વારસની તપાસસમિતિના પ્રમુખ તરીકે મને ત્યાંની ભાષામાં લખાયેલા કેટલાક દસ્તાવેજો જોવાનો પ્રસંગ મળ્યો હતો. રાજસ્થાની ભાષા નહિ જાણતો હોવા છતાં મને તેનો અર્થ સારી પેઠે સમજાતો હતો. આપણી જૂની ગુજરાતીમાં મારવાડી શબ્દો મળી-ભળી ગયા હોય એમ જ લાગતું હતું. વિભક્તિઓ, પ્રત્યયો વગેરે વ્યાકરણનાં અંગો આપણાં જેવાં જ જણાતાં

હતાં. મુખ્ય ફેર એ હતો કે આપણે ત્યાંની જૂની ગુજરાતી હતી તેના જેવી તે જણાતી હતી; લિપિ પણ તેવી જ હતી. ગ્રિયર્સન, ટૅસિટોરી, ડૉ. સુનીતિકુમાર ચેટરજી વગેરે ભાષાની ઉત્પત્તિના પંડિતોનો અભિપ્રાય એવો છે કે, ગુજરાત અને અત્યારના પશ્ચિમદક્ષિણ રાજસ્થાનની ભાષા મૂળે એક જ છે. શિરોહીની ભાષા તે શિરોહીગુજરાતી છે તેનો મને પ્રત્યક્ષ અનુભવ થયો.

સરકારી ગેઝેટિયરો તો આબુને રાજસ્થાનમાં ભેળવ્યા પછીથી લખાયાં એટલે એમાં આબુ ગુજરાતનો વિભાગ છે એવા ઉલ્લેખની આપણે આશા રાખીએ નહિ; તેમ છતાં તેમાં પણ આબુ ગુજરાતમાં હોવાની કબૂલાત આવે છે. મુંબઈ ઇલાકાના સરકારી ગેઝેટિયરના નવમા ગ્રંથનો પ્રથમ ભાગ, જે ગુજરાતની વસ્તી વિશે છે, તેમાં ભૌગોલિક તથા ભાષાની દૃષ્ટિએ આબુપર્વતથી દમણ સુધી ગુજરાતની સીમા જણાવી છે (પૃષ્ઠ VIII–૮) તથા ઉત્તર ગુજરાતની હદ આબુપર્વતથી મહી નદી સુધીની જણાવી છે; અને તે આબુપર્વતને બાદ કરીને નહિ, પણ આબુ સુધ્ધાં. આબુ અને ગુજરાતનાં બીજાં યાત્રાનાં સ્થળો સાથે તેને ઉત્તર ગુજરાતમાં મૂકયો છે (પૃષ્ઠ IX–૯/૫૪૩,૫૪૯). તે ઉપરાંત સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે જૈન ધર્મનાં અખિલ હિંદમાં વિખ્યાત એવાં દહેરાં આબુ, શત્રુંજય અને ગિરનારના ત્રણ પર્વતો ઉપર ઉત્તર ગુજરાતમાં આવેલાં છે (પૃષ્ઠ ૫૫૦). સત્ય હકીકત કોઈ દિવસ ઢાંકી રહે ખરી ?

પણ આટલેથી વાત પૂરી થતી નથી. પોતાની ભાષાને

પરભાષાનો ગમે તેટલો ઓપ લાગ્યો હોય, પણ માતૃભાષા તરફનો પ્રેમ તેથી કાંઈ જાય ? શિરોહી અને ખાસ કરીને તેના દક્ષિણના આબુપ્રદેશનાં સ્થળોમાંથી સાહિત્યના શોખીનો જોધપુર કે અજમેર નહિ, પણ ગુજરાત કે મુંબઈમાં આવી ગુજરાતી ભાષા અને સાહિત્યની સેવા કરે, એમાં શું આશ્ચર્ય છે ? આબુની તળેટીના હાથળ ગામના વતની ગોકુળભાઈ ભટ્ટ મુંબઈ આવી ગુજરાતી સાહિત્યની સેવા કરે, ત્યાંના ઉપનગરની સાહિત્ય-સભાના મંત્રી થઈ અંધેરીમાં ભરાયેલા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના પણ કાર્યવાહક મંત્રી થાય, એમાં કાંઈ આશ્ચર્ય છે ? શિરોહી રાજ્યના વતની પ્રખ્યાત પુરાતત્ત્વવિદ મહામહોપાધ્યાય ગૌરીશંકર ઓઝા નડિયાદમાં ભરાયેલી સાહિત્ય પરિષદના ઇતિહાસવિભાગના પ્રમુખ થઈ ગુજરાતીમાં ભાષણ આપે અને તે ભાષણમાં પોતાની માતૃભૂમિ–ગુજરાત–નાં આબુનાં મંદિરોની કળાનાં વખાણ કરે, એમાં પણ કાંઈ આશ્ચર્ય છે ? શિરોહીના વતની વકીલ ભીમાશંકર શર્મા આજથી પંદરેક વરસ ઉપર ત્યાંની જનતામાં જાગૃતિ લાવવા માટે ગુજરાતી ભાષામાં 'શિરોહી સંદેશ' નામનું વર્તમાન-પત્ર પ્રગટ કરે, તથા શિરોહીના કવિ 'આનંદી' ગુજરાતી ભાષામાં 'એ અર્બુદના લાડકવાયા' નામનું કાવ્ય રચે એમાં પણ કાંઈ આશ્ચર્ય છે ? લગભગ પંચોતેર વરસ પહેલાંથી હમણાં સુધી ત્યાંની ગુજરાતી બોલતી પ્રજા સાથે સંપર્ક ચાલુ રાખવા માટે શિરોહીના દીવાનો ગુજરાતીઓ હોય, એમાં પણ શું આશ્ચર્ય છે ? આશ્ચર્ય માત્ર એટલું જ છે કે આટલી સ્પષ્ટ હકીકતો હોવા છતાં ભાષાની દૃષ્ટિએ પણ આબુનો પ્રદેશ

રાજસ્થાનમાં છે એવું ઠોકી બેસાડવાના પ્રયત્નો થાય છે. એનો ઘણો ખરો આધાર તો જ્યારથી આબુને રજપૂતાનામાં જોડવામાં આવ્યું ત્યારથી ત્યાંથી જે લોકો આવ્યા તેમની ભાષા ઉપરથી જે ફેરફારો થયા તેના ઉપર જ રાખવામાં આવે છે. આપણે ઉપર જોયું તેમ હજી દસ-પંદર વરસ પહેલાં શિરોહીના વતનીઓ માટે ગુજરાતી વર્તમાનપત્રો કાઢવાં પડતાં અને હજી પણ ગુજરાતી વર્તમાનપત્રો મોટી સંખ્યામાં આબુપ્રદેશમાં જાય છે. કચ્છી બોલી શુદ્ધ ગુજરાતી ભાષાથી જુદી જ લાગે છે, પણ એથી કોઈએ એમ કહ્યું કે કચ્છ ભાષા પરત્વે ગુજરાતમાં નથી? આબુનું પણ તેમ જ છે. ખરી રીતે આબુ ગુજરાતનો ભાગ છે કે નહિ તેનો નિર્ણય તેને કૃત્રિમ રીતે રજપૂતાનામાં જોડયું તેની પહેલાં શી સ્થિતિ હતી તે ઉપરથી કરવાનો છે. શિરોહીની પ્રજાએ સંમેલન ભરીને ગુજરાતમાં જોડાવાનો ઠરાવ કર્યો તે ઉપરથી સરદાર વલ્લભભાઈએ સઘળી તપાસ કરીને આખું શિરોહી રાજ્ય નહિ તો આબુનો પ્રદેશ ગુજરાતને પાછો આપવો જોઈએ એમ ઠરાવ્યું. તે ઠરાવ મધ્યસ્થ સરકારે માન્ય રાખ્યો અને તેટલા માટે આબુને મુંબઈ સરકારના વહીવટ તળે મૂકયો. ભલે તે કામચલાઉ ગણાય, છતાં તેને ફેરવવાનાં સબળ કારણો તો હજી આપણે જાણવાનાં જ રહ્યાં. ભાષા, વ્યવહાર, ભૌગોલિક સ્થિતિ—એ દરેક દૃષ્ટિબિંદુથી પણ આપણી મજબૂત માગણી અત્યારે તો એક રાજકીય જાળમાં સપડાઈ ગઈ છે, એ જ કમનસીબી છે. આપણે કોઈનું કાંઈ લઈ લેવા માગતા નથી; જે સૈકાથી આપણું હતું, જેને આપણી પાસેથી ખૂંચવી લેવામાં આવ્યું હતું, પણ જે આપણને પાછું મળ્યું

છે, તેને ફરીથી આપણાથી છૂટું ન જ પાડવું જોઈએ એટલું જ કહી આપણે માત્ર ન્યાય માગીએ છીએ.

### ડુંગરપુર, વાંસવાડાનો પ્રદેશ :

હવે ઉત્તરમાંથી પૂર્વ તરફ વળીએ. ડુંગરપુર, વાંસવાડા, ઝાબુઆ તથા તેની આજુબાજુનો પ્રદેશ પણ ગુજરાતમાં જ હતો. પછીથી જેમ શિરોહીને પશ્ચિમ રાજસ્થાનમાં નાખ્યું તેમ આ પ્રદેશને પૂર્વ રાજસ્થાનમાં ભેળવી દીધો. મહી નદીની બન્ને બાજુએ આવેલો આ પ્રદેશ ઐતિહાસિક, ભૌગોલિક તેમજ વ્યાવહારિક અને ભાષાકીય દૃષ્ટિએ ગુજરાતનો જ છે એમાં કાંઈ શક નથી. એને પણ કૃત્રિમ રીતે જુદો પાડવામાં આવ્યો છે, છતાં એના સાંસ્કૃતિક સંબંધો તો હજી પણ ગુજરાત જ સાથે છે.

### ડાંગપ્રદેશ :

હવે પૂર્વમાંથી નીચે ઊતરતાં ખાનદેશનો પ્રદેશ આવે છે અને પૂર્વ–દક્ષિણે ડાંગ આવે છે. ખાનદેશનો પશ્ચિમ ભાગ અને ડાંગ—બન્ને એક વખત બાગલાણ નામના મુલકના વિભાગો હતા. પશ્ચિમ ખાનદેશમાં નંદરબાર, કુકુરમુંડા વગેરે ઠેકાણે ગુજરાતી ભાષા જ બોલાતી હતી. પ્રેમાનંદ કવિ ઘણું ખરું નંદરબાર અને તેની આસપાસના પ્રદેશમાં રહી આખ્યાનો કરતા હતા, એ આપણે સર્વે જાણીએ છીએ. અત્યારે પણ આ પ્રદેશમાં ગુજરાતી બોલનારાઓની સંખ્યા ઘણી છે. ઠેઠ મોગલોના સમય સુધી ડાંગ સુધ્ધાં અને ઠેઠ માહીમ સુધીનો પ્રદેશ ગુજરાતના સુલતાનોના હાથમાં હતો, પરંતુ મરાઠા

રાજ્યના સમય પછી કેટલાક ભાગો ગુજરાતની હકૂમતમાંથી ગયા. ખાનદેશનો પશ્ચિમ ભાગ વહીવટની દૃષ્ટિએ ગુજરાતમાંથી ગયો, પણ સાંસ્કૃતિક દૃષ્ટિએ હજી એ ગુજરાતનો જ ભાગ છે ન દરબારના પ્રદેશમાં આજે પણ વેપાર ગુજરાતીઓના હાથમાં છે અને ગુજરાતી સાહિત્ય પણ ત્યાં વંચાય છે; પણ અત્યારે તો મુખ્ય પ્રશ્ન ડાંગનો ઊભો થયો છે. ડાંગ તો હજી હમણાં સુધી બ્રિટિશ રાજ્યના વહીવટમાં પણ ગુજરાતના સંકલિત ભાગ તરીકે ગણાતું એ અમલના દંડકારણ્યનો ભાગ ગણાય છે ત્યાંના ભીલ રાજાઓ ગુજરાતના હાથ તળે હતા એ તો ઇતિહાસસિદ્ધ હકીકત છે. મરાઠી રાજ્યના સમયમાં પણ ડાંગનો ભાગ ગાયકવાડની હકૂમત તળે હતો, કારણ કે તે ગુજરાતમાં જ હતું બ્રિટિશ અમલની શરૂઆતમાં ડાંગના ભીલોનાં બંડો સતત ચાલુ રહ્યા. કેટલાંક વરસ પછી ડાંગના પોલિટિકલ એજંટ તરીકે ખાનદેશના કલેક્ટર તળે તે મૂકવામાં આવ્યું હતું, પણ રસ્તાઓ, લેવડદેવડ વગેરે બધો વ્યવહાર ગુજરાત સાથે હોવાથી ત્યારપછી તેનો વહીવટ સુરતના કલેક્ટરને સોંપાયો હતો ત્યાર પછીથી અત્યાર સુધી તે ગુજરાતની એજંસી તરીકે જ રહ્યું. આ કૃત્રિમ નહિ, પણ કુદરતી રચના હતી, કારણ કે ડાંગના સંબંધ અને વેપાર કુદરતે જ ગુજરાત સાથે રાખ્યા હતા. એની પૂર્વ તરફ ટેકરીઓ છે, પણ પશ્ચિમ તરફ પૂર્ણા, અંબિકા, ઔરંગા, પાર, દમણગંગા વગેરે નદીઓ ડાંગમાંથી નીકળી ગુજરાત તરફ વહી દરિયામાં મળે છે. આ ભૌગોલિક સ્થિતિને લીધે તેનો સંબંધ પહેલેથી જ ગુજરાત સાથે હોય એ તદ્દન સ્વાભાવિક છે. મહારાષ્ટ્ર તરફ

ઊંચી ઊંચી ટેકરીઓ હોવાથી ભૂતકાળમાં તેની સાથે વાહન-વ્યવહાર, લેવડદેવડ મુશ્કેલ હતાં; ત્યારે રસ્તાઓ અને નદીઓ મારફત પશ્ચિમ અને ઉત્તર તરફનો વેપારધંધો સીધો ને સહેલો હતો.

પણ આ બધાં કારણો કરતાં પણ ડાંગની ગુજરાત સાથે એકતાનું મુખ્ય કારણ તો ત્યાંની ભાષા છે. ડાંગની ભાષાને ખાનદેશી બોલીનો એક પ્રકાર ગણતા પ્રખ્યાત ભાષાશાસ્ત્રી ગ્રિયર્સનનો એવો અભિપ્રાય છે કે ખાનદેશી ભાષા મરાઠીમાંથી ઉત્પન્ન થઈ નથી, પણ તેની અંતર્ગત વ્યાકરણીય રચના ગુજરાતી અને રાજસ્થાની ભાષાને ઘણી વધારે મળતી આવે છે. આ માત્ર તર્ક નથી, પણ આપણા અનુભવની વાત છે. એ તો જેમણે ડાંગની લિપિ, બોલી વગેરેનો શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ કર્યો છે તેમજ જેમનો ડાંગની સાથે વ્યવહાર છે તે સર્વેને સ્પષ્ટ રીતે જણાય છે. જેવો ગ્રિયર્સનનો નિષ્પક્ષપાત અભિપ્રાય છે તેવો જ અભિપ્રાય રેવરંડ સી. થોમ્સને સને ૧૮૭૫માં બહાર પાડેલા ભીલી વ્યાકરણમાં જણાય છે. મુંબઈ ગેઝેટિયરના બારમા પુસ્તકમાં પણ તેના યુરોપિયન લેખકે જણાવ્યું છે કે, ડાંગના વતનીઓ ગુજરાતી, હિંદી અને મરાઠી મિશ્રણથી બનેલી ભાષામાં બોલતા, પણ તેમાં ગુજરાતીનું પ્રમાણ વધુ હતું. સને ૧૮૭૨ના ડાંગના એક ભીલ રાજાએ કરી આપેલો દસ્તાવેજ અત્યારે દક્ષિણ ગુજરાતમાં જે પ્રકારની ભાષા બોલાય છે તેમાં જ લખાયેલો છે. આ વિશે મારે અહીં વિસ્તારથી વિવેચન કરવાની જરૂર નથી, કારણ કે ગુજરાત સાહિત્ય સભાએ ડાંગની ભાષા માટે નીમેલી

સમિતિએ ત્યાં જઈ સઘળી માહિતી મેળવીને જે પ્રકાશન કર્યું છે તે એટલું બધું સર્વગ્રાહી અને અભ્યાસપૂર્ણ છે કે, તે વાંચ્યા પછી ડાંગનો પ્રદેશ ભૌગોલિક, વ્યાવહારિક, ભાષા વિષયક વગેરે અનેક દષ્ટિબિંદુઓથી ગુજરાતનો જ ભાગ છે એમ કોઈ નિષ્પક્ષપાત વાચકને પણ જણાયા વિના રહે નહિ. તેમાં પણ આપણા ભાષાશાસ્ત્રી ડૉ. ટી. એન. દવેએ ડાંગની ભાષાનું વ્યાકરણની દષ્ટિએ પૃથક્કરણ કરીને સિદ્ધ કરી આપ્યું છે કે ડાંગની ભાષા દક્ષિણ ગુજરાતની ભાષાને જ મળતી છે. એ ઉપરાંત, ગુજરાત સંશોધન મંડળ તરફથી પ્રગટ થયેલી "મહાગુજરાતની ભાષાકીય સીમાઓ", શ્રી કનૈયાલાલ મુનશીએ પ્રગટ કરેલું "ભાષાકીય પ્રાંતો અને મુંબઈનું ભવિષ્ય", ગુજરાત સીમાપરિષદનો અહેવાલ—એ બધાં ડાંગના વિષય ઉપર પુષ્કળ પ્રકાશ નાખે છે. આપણી દલીલો એ પ્રકાશનોમાં એટલી તો સબળ રીતે દર્શાવવામાં આવી છે કે એનાથી વધારે કહેવાનું કાંઈ રહેતું જ નથી અને એનાથી વિરુદ્ધ શું કહી શકાય તે સમજાતું પણ નથી. થોડા વખતથી ડાંગની વસ્તીને ગુજરાતી શિક્ષણ માટે જે અંતરાયો પડ્યા છે તે સત્વર દૂર થાય અને ડાંગની પ્રજાનો ગુજરાત સાથેનો સર્વકાલનો સઘળો સંબંધ પૂર્વવત્ કાયમ રહે એમ માત્ર આપણે જ નહિ પણ આખુંય ગુજરાત આશા રાખે છે.

પૂર્વ–દક્ષિણમાંથી દક્ષિણ તરફ ઊતરતાં ગુજરાતની સીમા દમણગંગા સુધી છે એમ કહેવાય છે, પરંતુ તેની દક્ષિણે પણ લગભગ સોપારા સુધી ગુજરાતી ભાષાનું પ્રમાણ વધારે અંશે છે એમ કહીએ તો તેમાં લેશમાત્ર અતિશયોક્તિ નથી.

થાણુા જિલ્લાને પહેલાં મુંબઈ ઇલાકાના મધ્ય વિભાગમાં નહિ પણ ઉત્તર વિભાગમાં મૂકયો હતો તેમાં પણ આ એક કારણ હોવું જોઈએ. જે કોંકણપટ્ટી કહેવાય છે તે ઉત્તરમાં સુરત પાસેથી શરૂ થતી અને તે પટ્ટીનો લગભગ મુંબઈ સુધીનો ભાગ ગુજરાતમાં જ હતો. સંજાણુમાં પારસીઓ ઊતર્યા ત્યારથી તેમની ભાષા બીજી કોઈ નહિ પણ ગુજરાતી થઈ એ પણ સૂચક વસ્તુ છે.

ગુજરાતની પશ્ચિમ દિશાએ તો સમુદ્ર જ આવેલો છે, એટલે એમાં તો હજી સુધી કોઈએ કાંઈ દાવો કર્યો નથી. આ પ્રમાણે આપણા સીમાપ્રદેશની સ્થિતિ છે. આપણે તો તેને મુખ્યત્વે કરીને ભાષા ને સાહિત્યના દૃષ્ટિબિંદુથી તપાસવાની છે. પરંતુ એને બીજાં દૃષ્ટિબિંદુઓથી પણ છૂટું પાડી શકાય તેમ નથી. સમગ્ર દૃષ્ટિબિંદુથી જોતાં પણ ગુજરાત અને તેની સંસ્કૃતિ અત્યારે વહીવટી ધોરણે જે ગુજરાતમાં ગણાય છે તેના કરતાં પણ વધારે વિસ્તૃત પ્રદેશમાં છે. એનું સાહિત્ય પણ અત્યારે ગુજરાતની બહાર ગણાતા પ્રદેશોના લોકો પોતાના સાહિત્ય તરીકે જ વાંચે છે. ગુર્જરદેશ સંકોચાતો સંકોચાતો અત્યારે પાતળો થઈ ગયો છે. ગુજરાત વેપારમાં ગમે એટલું પહોંચેલું હોય, પણ સ્વભાવે નરમ, ભોળું અને ઉદાર દિલનું છે. એનો લાભ લેવાયો છે અને હજી પણ લેવાતો જાય છે. ગુજરાતને હમણાં ને હમણાં જ જુદો ભાષાકીય પ્રાંત બનાવવો જોઈએ એવી માગણી આપણે કરતા નથી. અત્યારે જે કંઈ સ્થિતિ છે તેમાં ફેરફાર કરવો નહિ એટલું જ આપણે ભારપૂર્વક કહીએ છીએ. આગળ ઉપર જ્યારે સીમાસમિતિઓ

નિમાય ત્યારે તેનો છેવટનો નિર્ણય થઈ શકશે. પરંતુ તે પહેલાંથી જ જ્યારે ગુજરાતના શરીરના ટુકડા કરવાની વાતો ચાલે છે ત્યારે તો માત્ર તેના પ્રદેશની સીમાનો જ નહિ પરંતુ તેની સહનશક્તિની સીમાનો સવાલ પણ ઊભો થાય છે.

સોએક વરસ પહેલાં ગુજરાતના ગૌરવ માટે ગર્વ ધરાવનાર આપણા પ્રથમ રાષ્ટ્રભક્ત કવિ નર્મદના હૃદયમાંથી ઉદ્‌ગાર નીકળ્યા હતા :

"કોની કોની છે ગુજરાત ?"

એણે જે ઉત્તર આપ્યો એમાં હવે આટલું ઉમેરવાનો વખત આવ્યો છે :

" પૂર્વજ જેના ગુર્જર ભૂમિના, સીમાપ્રદેશે જઈને વસ્યા,
રંગ છો લાગ્યો પરભાષાનો, રીતરિવાજે ગુર્જર રહ્યા,
તેની તેની છે ગુજરાત,
પછી પડયા ગમે તે ભાગ,
તોપણ ગણાય સૌ ગુજરાત,
એવી અખંડ રહો અમ માત !"




## ૩ : વિજ્ઞાનમાંથી પ્રજ્ઞાન

વિજ્ઞાનમાંથી પ્રજ્ઞાન—એ વિષય ઉપર વિવેચન કરતાં પહેલાં વિજ્ઞાનનો ખરો અર્થ સમજવાની જરૂર છે. કોઈ પણ વિષયને જાણવો તેને આપણે સાધારણ રીતે જ્ઞાન કહીએ છીએ. પણ આવી માહિતી તો અનેક પ્રકારની હોય—ઉપર ઉપરની હોય, ઊંડી હોય અથવા તે વિષયના દરેક પાસાની તથા બીજા વિષયો સાથે તેના સંબંધથી વિશાળ પણ હોય. સૃષ્ટિના વિભાગો જેટલા વિસ્તૃત છે તેટલા જ્ઞાનના વિભાગો પણ વિશાળ છે. એટલે કુદરતના કોઈ પણ વિષયનું વિશિષ્ટ જ્ઞાન એ વિજ્ઞાન. સામાન્ય રીતે પદાર્થસૃષ્ટિના જ્ઞાનને આપણે વિજ્ઞાન કહીએ છીએ, પરંતુ તે ખરું નથી. તે સૃષ્ટિ ઉપરાંત વનસ્પતિસૃષ્ટિ, પ્રાણીસૃષ્ટિ અને મનુષ્યસૃષ્ટિ—એ સર્વેના વિવિધ વિભાગોના જુદા જુદા વાડાઓ બાંધીને જે જ્ઞાન મેળવીએ એ વિજ્ઞાન છે. આવી રીતે જડમાં જડ વસ્તુઓના વિભાગોથી માંડીને મનુષ્યનાં મન અને જીવનના આવિર્ભાવો વિશેનું જ્ઞાન એ વિજ્ઞાનમાં સમાઈ જાય છે. પરંતુ એ જ્ઞાન ગમે તેટલું ઊંડું હોય પણ તે પૃથક્ પૃથક્ જ રહે છે. દરેક વિજ્ઞાનને એક જુદો વાડો માની લઈને તેનો અભ્યાસ કરીએ છીએ. ખરી રીતે આ વાડાઓ કૃત્રિમ છે. જેમ જેમ વિજ્ઞાન વધતું જાય છે તેમ તેમ સૃષ્ટિનો કોઈ વિભાગ બીજા વિભાગોથી અસંબદ્ધ નથી, પરંતુ એ સર્વેમાં

એકસૂત્રતા રહેલી છે એનું ભાન થાય છે. સમગ્ર વિભાગોનું સંકલિત એટલે સમન્વિત સંબંધમાંથી જે ઉચ્ચ જ્ઞાન મળે તે તત્ત્વજ્ઞાન છે. એ મેળવ્યા પછી વિજ્ઞાનો ઉપર જુદો જ પ્રકાશ પડે છે. કોઈ વસ્તુ એક જ સંકુચિત દૃષ્ટિબિંદુ વડે જોયાથી જે સ્વરૂપમાં જણાય તે જ વસ્તુ આવા સમન્વિત જ્ઞાનના દૃષ્ટિબિંદુ વડે જોયાથી જુદા જ સ્વરૂપમાં જણાય છે.

જમીન ઉપરથી કોઈ પર્વતના શિખર ઉપર પહોંચવું હોય તો પહેલાં તો તેની તળેટીની જમીન જોઈએ છીએ. ધીમે ધીમે ઉપર ચડીએ ત્યારે તળેટીની આસપાસની જમીનો, નદીઓ, તળાવો વગેરે એકસાથે જોતાં તળેટીની જમીન દૃશ્યના એક વિભાગ તરીકે જુદા સ્વરૂપમાં દેખાય છે. જેમ ઊંચે ચડીએ તેમ દૃશ્ય વધારે વિસ્તૃત થતું જાય છે અને છેવટે જ્યારે શિખર ઉપર પહોંચીએ ત્યારે સમગ્ર દૃશ્ય એક સાથે જોવાથી દૃષ્ટિમર્યાદામાં દેખાતાં સર્વે વિભાગોની એકતાનું દર્શન થાય છે. તેવી રીતે પદાર્થસૃષ્ટિનાં વિજ્ઞાનોના નિયમો અને સિદ્ધાંતો જાણ્યા પછી ત્યાંથી માંડીને મનુષ્યસૃષ્ટિનાં ઉચ્ચતમ વિજ્ઞાનોનું પૃથક્ પૃથક્ પણ ઊંડું જ્ઞાન મેળવ્યા પછી વિજ્ઞાનોના અંતઃસંબંધનું જ્ઞાન વિજ્ઞાનની સંકુચિત પદ્ધતિમાંથી બહાર નીકળી સમગ્ર દૃષ્ટિએ જ મળે છે. આ સત્ય તો આપણા પૂર્વજોને હજારો વરસ પહેલાં સમજાયું હતું. ભગવદ્ગીતાના અઢારમા અધ્યાયનાં વીસથી બાવીસમા શ્લોકોમાં સાત્ત્વિક, રાજસિક અને તામસિક જ્ઞાનનો જે ફેર બતાવ્યો છે તે આ જ દૃષ્ટિબિંદુનો છે. કોઈ પણ વસ્તુનું અસંબદ્ધ, ઉપરછલ્લું જ્ઞાન એ તામસિક જ્ઞાન; સૃષ્ટિના વિભાગોનું પૃથક્ પૃથક્ જ્ઞાન એટલે

વિજ્ઞાન તે રાજસિક જ્ઞાન, અને વિભક્ત જણાતા વિભાગો ખરી રીતે એક જ ભાવ એટલે આત્મા વડે સંકળાયેલા છે એવું સમન્વિત જ્ઞાન એ તત્ત્વજ્ઞાન એટલે સાત્ત્વિક જ્ઞાન.

જે પુરાણા સમયે આ સત્ય સમજાયું હતું ત્યારે વિજ્ઞાન તો બાળક હતું. એના સંશોધન માટેનાં યંત્રો પણ અત્યારના વિપુલ વિકાસના પ્રમાણમાં રમકડાં જેવાં હતાં. તે પછી તો બે-ત્રણ હજાર વરસોનાં નિરીક્ષણ અને પ્રયોગો વડે પ્રગતિમાન થયેલાં વિજ્ઞાનોએ મનુષ્યના જીવનમાં અદ્‌ભુત પરિવર્તન કરી નાખ્યું અને માનવીએ કુદરત ઉપર પ્રભુતા મેળવી છે એવો ગર્વ પણ ઉત્પન્ન થયો. વિજ્ઞાનના દરેક પ્રદેશમાં ઊંડા જવામાં એ પ્રદેશ જાણે જુદી જ સૃષ્ટિ હોય એવો ભ્રમ ઉત્પન્ન થયો અને વૈજ્ઞાનિક પદ્ધતિ સિવાય કોઈ પણ પ્રકારનું સત્ય જાણી શકાય જ નહિ એવું પૂર્વગ્રહી માનસ ઉત્પન્ન થયું. આવા રાજસિક જ્ઞાનના ધોધના અવાજમાં સાત્ત્વિક જ્ઞાનનો અવાજ નબળો પડી ગયો અને છેવટે જડવાદ અને તેમાંથી ઉત્પન્ન થયેલો નાસ્તિકવાદ વૈજ્ઞાનિકોના જ્ઞાનની પરિસીમા બન્યો. તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓ પણ વિજ્ઞાનથી વિમુખ બની પોતાના વાડાઓ બાંધી અવાસ્તવિક ચિંતનના કિલ્લામાં ભરાઈ બેઠા. ધાર્મિક પ્રદેશમાં પણ એની ઘણી અસર થવા પામી. વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન એ બન્ને વિરોધી વિષયો છે અને એ બન્ને વચ્ચે સુમેળ સાધી શકાય જ નહિ એ વિચારસરણીથી તે બન્ને વચ્ચેનું અંતર વધતું ગયું, પરંતુ છેવટે તો એ અંતર વિજ્ઞાનના વિકાસથી જ ઓછું થતું ગયું અને સદ્‌ભાગ્યે વિજ્ઞાનમાંથી જ મનુષ્યજાતિને ખરા તત્ત્વજ્ઞાન અને પ્રજ્ઞાનનો માર્ગ મળી ગયો

છે. ગીતાના સાત્ત્વિક જ્ઞાનનું જે સનાતન સત્ય સૈકાઓથી ભુલાઈ ગયુ હતું તે હવે નવા સ્વરૂપમાં ઉચ્ચ જ્ઞાન બન્યુ છે એ મનુષ્યજાતિના ઉત્કર્ષ માટે એક શુભ ચિહ્ન છે.

આ છે આપણા આજના વિષયનું રેખાચિત્ર. હવે તેમાં રંગ પૂરીશું. પ્રાચીન મનુષ્ય એટલે કુદરતને ખોળે રમતું બાળક. એનામા પૃથક્કરણથી મળતા અનુભવનો સંચય નથી, પરંતુ એને બદલે નૈસર્ગિક પ્રેરણાથી મળેલા ગર્ભિત જ્ઞાન અને નિરીક્ષણથી મળતા અનુભવ ઉપર મનન વડે પ્રાચીન તત્ત્વચિંતકો એક પ્રકારની સમન્વિત દૃષ્ટિ સાધવી શકયા. વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન વચ્ચેનો ભેદ હજી એમના મનમાં ઊતર્યો ન હતો. અનુભવની વિવિધતા અને વિશેષતા જેમ વધતી ગઈ તેમ જ્ઞાનના પ્રદેશના વાડાઓ બંધાતા ગયા. પ્રકૃતિના ટુકડા કરી એના જુદા જુદા વિભાગોનો પ્રયોગશાળાઓમાં અભ્યાસ કરવા માટે એમની પાસે સાધનો પણ ઓછાં હતાં. છતાં જે કાંઈ વિજ્ઞાન તેઓ મેળવી શકયા તેને પોતાના મગજની મનનશાળામાં ઉચ્ચ જ્ઞાનના એક અંગ તરીકે ગણી સમગ્ર સૃષ્ટિદર્શન ઉત્પન્ન કર્યું. પ્રાચીન ભારતમાં વિજ્ઞાનની પ્રગતિ ન હતી એમ તો કોઈ કહી શકે નહિ. આયુર્વેદ, વનસ્પતિશાસ્ત્ર, અંકગણિત, બીજગણિત, ખગોળશાસ્ત્ર વગેરે બૌદ્ધિક વિજ્ઞાનોમાં તો એટલું ઊંડું સંશોધન થયુ હતું કે આરબ અને ગ્રીક પ્રજાઓએ તે વિજ્ઞાનનો અભ્યાસ કરી તેને પશ્ચિમના દેશોમાં ફેલાવ્યુ અને ઘણેખરે અંશે તે હજી સુધી ટકી રહ્યું છે. પરંતુ યાંત્રિક વિજ્ઞાનની પ્રવૃત્તિમાં પૂર્વના દેશો કરતાં

પશ્ચિમના દેશો પાછળથી ઘણા આગળ વધ્યા તેને લીધે આપણે વિજ્ઞાનમાં પછાત રહ્યા છીએ એવી માન્યતા ઉત્પન્ન થઈ.

અત્યારે તો પશ્ચિમે પ્રકૃતિ ઉપર જીત મેળવી પરમાણુને પણ પરાજય આપ્યો છે એમ માનીએ છીએ ત્યારે આપણું પુરાણું વિજ્ઞાન બાલિશ પણ લાગે છે; પરંતુ એ વિજય મેળવવામાં પ્રકૃતિનું જે સમન્વિત દર્શન ઘણા સૈકાઓથી ખોઈ બેઠા હતા તેને આપણે ફરી પાછું મેળવવાનો સમય આવ્યો છે. બાહ્ય સૃષ્ટિનાં રહસ્યો ઉકેલવામાં અંતઃસૃષ્ટિનું મહત્ત્વ પશ્ચાદ્‌ભૂમિકામાં ખસી ગયું અને તે બાહ્ય સૃષ્ટિનું માત્ર પ્રતિબિંબ છે એમ માની લઈ તેને ગૌણ સ્થાન મળ્યું. આપણા કેટલાક તત્ત્વજ્ઞાનીઓએ અંતઃસૃષ્ટિ ઉપર વધારે પડતો ભાર મૂકી બાહ્ય સૃષ્ટિને મિથ્યાના અર્થમાં માયા તરીકે તેની ખોટી રીતે અવગણના કરી, ત્યારે કેટલાક વૈજ્ઞાનિકોએ અંતર્જ્ઞાનને વિજ્ઞાનની પદ્ધતિએ જાણી શકાય નહિ તેથી તે માત્ર કાલ્પનિક માન્યતા છે એમ માની લીધું. આ બન્ને માન્યતાઓ ભૂલભરેલી છે. ખરી રીતે વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન વચ્ચે વિરોધ હોઈ શકે જ નહિ. ખોટા દૃષ્ટિબિંદુથી જોતાં વિરોધનો આભાસ થાય છે. એ બન્નેની જ્ઞાન મેળવવાની પદ્ધતિ જુદી છે એ સમજ્યા પછી વિરોધ રહેતો નથી. વિજ્ઞાનોને તો માત્ર બાહ્ય જગતના કોઈ એક જ વિષયનું જ જ્ઞાન મેળવવાનું છે. તત્ત્વજ્ઞાનને બાહ્ય જગતના જ્ઞાનમાંથી અંતઃસૃષ્ટિનું જ્ઞાન પણ મેળવવાનું છે. અતીન્દ્રિય પ્રદેશ ઇન્દ્રિયોથી જોઈ શકાતો નથી. બન્નેનાં જ્ઞાનનાં સાધનો જુદાં છે, પરંતુ કુદરતમાં એકસૂત્રતા રહેલી જ છે એટલે ખરું તત્ત્વજ્ઞાન રાજસિક અને સાત્ત્વિક જ્ઞાનના વિરો-

નહિ પણ તેઓના સમન્વયમાં રહેલું છે. ઉપનિષદમાં કહ્યું છે તે પ્રમાણે જ્ઞાનમાં પણ સાપેક્ષતા (relativity) રહેલી છે. બાહ્યસૃષ્ટિ એટલે વિજ્ઞાનમાં સત્ય તો છે જ, પણ બ્રહ્મજ્ઞાન એટલે અખિલ સૃષ્ટિનું તત્ત્વજ્ઞાન એ "सत्यस्य सत्यम्" એટલે સત્યનું પણ સત્ય છે. વિજ્ઞાનનાં સત્યો એટલે સગુણ બ્રહ્મનું સત્ય જોયા પછી, નિર્ગુણ બ્રહ્મનો એ માત્ર ક્ષણે ક્ષણે પલટાતો આવિર્ભાવ છે, અને તેને લીધે અનિત્ય છે એમ સમજાયાથી તેના ઉપર જુદો જ પ્રકાશ પડે છે. માયા એ કેવળ મિથ્યા કે અસત્ નથી પણ અનિવર્ચનીય છે. જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓથી તે સત્ તેમજ અસત્ જણાય છે. અનિત્ય છે માટે નિત્ય બ્રહ્મની સાથે સરખાવતાં અસત્ છે, પણ સઘળી અનિત્ય વસ્તુઓની સૃષ્ટિમાં તેઓના પરસ્પરના સંબંધમાં તો તે સત્ છે. આ પ્રમાણે આપણા તત્ત્વજ્ઞાનમાં વિજ્ઞાનને પણ યોગ્ય સ્થાન છે.

હવે બીજી સંસ્કૃતિઓમાં વિજ્ઞાનનું સ્થાન જોઈએ. આપણા તત્ત્વજ્ઞાન પછી બીજું મોટું તત્ત્વજ્ઞાન પ્રાચીન ગ્રીસ દેશમાં ઉત્પન્ન થયું. પ્રાચીન ભારત અને પ્રાચીન ગ્રીસનાં માનસ તેમની ભૌગોલિક સ્થિતિને લીધે જુદા જુદા વાતાવરણમાં ઉત્પન્ન થયાં હતાં. આત્માનું અસ્તિત્વ અને પુનર્જન્મની માન્યતાઓ તો બન્નેમાં હતાં, પરંતુ વેદાંતના અદ્વૈતવાદ સુધી ગ્રીસ પહોંચ્યુ ન હતું. અનેક સ્વતંત્ર દેવો અને દેવીઓની આરાધનામાં જ તે અટકી ગયુ હતું. પરિણામે, તત્ત્વજ્ઞાનની ટોચ ઉપર પહોંચ્યા વિના જીવનના વ્યાવહારિક ઉચ્ચ જ્ઞાનના વિકાસ તરફ એનું વલણ પહેલેથી ગયુ. વિજ્ઞાન ઉપર પણ ભાર મુકાયો. એરિસ્ટોટલ માત્ર તત્ત્વજ્ઞાની ન હતો; એણે

પદાર્થ તેમજ મનોવિજ્ઞાનની ભૂમિકા ઉપર તત્ત્વજ્ઞાનની રચના કરી. આર્કિમિડિસ, હિપોક્રેટિસ વગેરે સંશોધકોએ વિજ્ઞાનનો વિસ્તાર કર્યો. પ્લેટોએ અંતઃસૃષ્ટિને મહત્ત્વ આપી બુદ્ધિવાદના પાયા ઉપર યુરોપમાં પહેલી વખત આદર્શવાદનો પ્રચાર કર્યો. ગ્રીસની પડતી પછી એલેક્ઝાંડ્રિયામાં ગ્રીસની સંસ્કૃતિનો વૈજ્ઞાનિક વિકાસ ચાલુ રહ્યો અને રોમનું સામ્રાજ્ય આવ્યું ત્યારે ગ્રીસની સંસ્કૃતિના પાયા ઉપર જ રોમન સંસ્કૃતિ રચાઈ. ધીમે ધીમે આખા યુરોપમાં તેનો પ્રસાર થયો. આ સંસ્કૃતિ મનુષ્યજીવનનાં આધ્યાત્મિક રહસ્યોની સમસ્યાઓ ઉકેલવા કરતાં વ્યક્તિ અને સમાજના સંબંધો સુદૃઢ કરવા તરફ વધારે ઢળી. સમાજશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર વગેરે વિદ્યાઓનો આધ્યાત્મિક ભૂમિકા ઉપર નહિ પણ મનુષ્યસ્વભાવ અને સામાજિક તથા રાજકીય સંગઠનના પાયા ઉપર વિકાસ થયો અને તેમાં વિજ્ઞાનને સ્વાભાવિક રીતે મોટું સ્થાન મળ્યું. તે પછી આખા યુરોપનું માનસ આ સંસ્કૃતિથી રંગાઈ ગયું અને પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય વિચારસરણીના ક્ષેત્રોનું અંતર વધતું ગયું. યુરોપમાં વિજ્ઞાનનું સંશોધન જીવનનાં વ્યાવહારિક સુખ અને સગવડ માટે થયું, જ્યારે આપણે ત્યાં સર્વે પ્રકારના જ્ઞાનનો ઉદ્દેશ મુખ્યત્વે આત્માની ઉન્નતિના સાધન તરીકે ગણાયો હોઈ વિજ્ઞાનનો ઉપયોગ આર્થિક જીવનની સમૃદ્ધિ માટે ભૂતકાળમાં ઓછો થયો છે.

આમ છતાં યુરોપમાં વિજ્ઞાનની પ્રવૃત્તિ હજારેક વરસ સુધી એકસરખી થઈ શકી નહિ. ખ્રિસ્તી ધર્મના ફેલાવા પછી બાઇબલ ઉપર રચાયેલી ધાર્મિક માન્યતાઓ ધર્મગુરુઓના વર્ચસને

લીધે એટલી બળવાન હતી કે તેમની વિરુદ્ધનાં વૈજ્ઞાનિક સંશોધનોની અવગણના અને પજવણી પણ થઈ. કોપરનિકસ, ગેલિલિયો વગેરે વૈજ્ઞાનિકોએ જે સંશોધન કર્યું તે ધાર્મિક માન્યતાઓની વિરુદ્ધ હોવાથી તેમને ઘણું સહન કરવું પડ્યું. પણ સત્યનો તો છેવટે વિજય જ હોય છે. મધ્યયુગના પાદરીઓના પાશમાંથી યુરોપ છૂટ્યું તે પછી સંશોધનનો વિસ્તાર વધ્યે ગયો, યંત્રયુગનો ઉદ્ભવ થયો અને નવાં યંત્રો વડે સંશોધનોની જે પરંપરા થઈ તેનાથી જ્ઞાન અને જીવન બન્ને બદલાઈ ગયાં. કુદરતનાં બળો જેમની પ્રાચીન સમયમાં ઘણા દેશોમાં દેવો અને દેવીઓ તરીકે પૂજા અને આરાધના થતી તે પ્રયોગશાળાઓનાં યંત્રોમાં મનુષ્યના વર્ચસ તળે આવ્યાં અને પૃથક્કરણ તથા નિરીક્ષણ વડે તેઓની ક્રિયાઓનો અભ્યાસ શરૂ થયો. વિજ્ઞાન અને જૂની ધાર્મિક માન્યતાઓનું અંતર વધતું ગયું અને વૈજ્ઞાનિક પદ્ધતિ વડે જે જ્ઞાન મળે તે જ સાચું એમ માનનારાઓની સંખ્યા વધતી ગઈ. તત્ત્વજ્ઞાનીઓમાં પણ ઉપયોગવાદ, સુખવાદ અને આદર્શવાદના પક્ષો ઉપર પણ આ પદ્ધતિની અસર થઈ. મનોવિજ્ઞાનનો અભ્યાસ પણ આત્માના પાયા ઉપર નહિ પરંતુ મનના બાહ્ય સ્વરૂપ ઉપર સંકુચિત થયો. ન્યૂટનના ગુરુત્વાકર્ષણના બળની શોધ, ફેરેડેની વિદ્યુત્શક્તિની શોધ, લોહચુંબક શક્તિની શોધ—આ સર્વે શક્તિઓના સંશોધનથી પ્રકૃતિમાં નૈસર્ગિક બળ રહેલું છે અને એ બળનાં રૂપાંતરો આપણે આપણા ઉપયોગ માટે કરી શકીએ છીએ એમ સાબિત થયું. તે પછી વનસ્પતિ અને પ્રાણીસૃષ્ટિનાં ક્ષેત્રોમાં ડાર્વિન વગેરે સંશોધકોએ અથાગ શ્રમ લઈને પ્રયોગો કરી

ઉત્ક્રાંતિવાદ વહેતો મૂકયો. આ મત પ્રમાણે અસંખ્ય પ્રાણી-જાતિઓમાં પરસ્પર સંહારક શક્તિ એઓના સ્વભાવમાં જ રહેલી છે, પરંતુ જીવનની સર્વે કક્ષાઓમાં આત્મસંરક્ષણની નૈસર્ગિક વૃત્તિ પણ એટલી બળવાન હોય છે કે તેને લીધે જીવન ટકાવવા માટે સતત વિગ્રહ ચાલ્યા જ કરે છે અને છેવટે જે જાતિ પરિસ્થિતિના વાતાવરણને અનુકૂળ થઈને રહેવાની શક્તિ ધરાવે છે તે ટકી રહે છે. છતાં તે પણ કાળને લાંબે ગાળે વિનાશ પામે છે. આવી રીતે નીચામાં નીચી પ્રાણી-જાતિમાંથી મનુષ્યજાતિ ઉત્પન્ન થઈ છે અને હજી તે પણ પ્રાણી જ હોઈ સતત વિગ્રહના નિયમને તાબે છે. આવા વિગ્રહમાં ટકી રહેવાની શક્તિના ઉપયોગથી શરીરના અવયવો પણ તેવી જ રીતે બંધાય છે. મનુષ્યના સૌથી વધારે બુદ્ધિશક્તિ ધરાવનારા મગજનો વિકાસ આવી રીતે થયો હોવાથી તે અત્યારે સર્વોચ્ચ પ્રાણી બન્યું છે, જો કે મનનો વિકાસ પણ શરીરની ઉત્ક્રાંતિથી જ સતેજ થાય છે.

આ મતથી આખું મનુષ્યવિજ્ઞાન ફરી ગયું. આમાં આત્માને કાંઈ સ્થાન ન હતું. પ્રાણીના ગુણો ઉપર જ આ ઉત્ક્રાંતિવાદની આખી ઇમારત રચાઈ હતી. મનુષ્યજાતિની ઉત્પત્તિ એ કુદરતી ક્રિયાઓનું એક આકસ્મિક પરિણામ છે, અંતિમ ધ્યેય જેવું કશું નથી, એ જાતિ પણ નાશ પામશે અને સતત વિગ્રહના ક્રમમાં એની પછી નવી જાતિ પણ ઉત્પન્ન થશે. આ ઉત્ક્રાંતિવાદ તરફ ઘણા વૈજ્ઞાનિકો વળ્યા. હક્સલી અને હર્બર્ટ સ્પેન્સરે એના પાયા ઉપર મનુષ્યવિજ્ઞાનો પણ રચ્યાં. મનુષ્યનું મન એના મગજના બંધારણ વડે જ બંધાય છે અને

સ્વતંત્ર એવી આત્મશક્તિ જેવું કાંઈ છે જ નહિ એ વૈજ્ઞાનિક સિદ્ધાંત તરીકે મનાયુ. આદર્શવાદી તત્ત્વજ્ઞાનીઓએ આ વાદનો વિરોધ કર્યો. ધર્મગુરુઓએ એને અધર્મવાદ ગણ્યો. પચાસ-પોણો સો વરસો સુધી તો એનું જોર રહ્યા પછી એ વાદનો પરાજય આદર્શવાદીઓને હાથે નહિ પણ વૈજ્ઞાનિકોને હાથે જ થયો. વનસ્પતિજીવન અને પ્રાણીજીવનના પ્રદેશોનું જ્ઞાન જેમ જેમ ઊંડું ગયુ તેમ તેમ વૈજ્ઞાનિકોને જણાયું કે જીવનની ઉત્ક્રાંતિ પ્રકૃતિની અંધ ગતિ ઉપર નહિ પણ તેમાં રહેલી ગૂઢ શક્તિના સ્વબળથી થતા આવિર્ભાવો ઉપર આધાર રાખે છે. ઉત્ક્રાંતિ તે પ્રકૃતિની ઉત્ક્રાંતિ નહિ પણ તેને પોતાના શરીર તરીકે વાપરીને એમાં રહેલી શક્તિની ઉત્ક્રાંતિ છે. જેમ નદીનાં પાણી તેના પ્રવાહમાં રહેલી શક્તિ વડે ભેખડોમાં માર્ગ કાઢી આગળ વધે છે અને ભેખડાથી નદીની ગતિનો માર્ગ બંધાતો નથી પણ તેના પ્રવાહની શક્તિથી ભેખડો બંધાય છે, તેમ શરીરના અવયવોની ઉત્ક્રાંતિથી ચેતનનું અસ્તિત્વ ઉત્પન્ન થતું નથી પરંતુ ચેતનના પ્રવાહની શક્તિથી મગજ વગેરે અવયવો બંધાય છે એ મત તરફ વૈજ્ઞાનિકો વળવા લાગ્યા. જગદીશચંદ્ર બોઝના પ્રયોગોથી જણાયુ કે વનસ્પતિમાં પણ નીચી કક્ષાની તંતુરચનામાં એક પ્રકારનું ચેતન જણાય છે. દરેક પ્રાણીના શરીર–બંધારણમાં રહેલા અસંખ્ય અતિસૂક્ષ્મ કોશ-સમૂહો (cells)માં જીન (gene) અને ક્રોમોસોમ(chromosome) નામના પદાર્થો વડે ચેતન ઉચ્ચતર સ્વરૂપોમાં આગળ વધે છે અને વંશપરંપરાગત ગુણો વારસામાં ઊતરે છે. તે પછી તો આત્માના અસ્તિત્વનો પણ સ્વીકાર થયો અને જીવમાં રહેલો

આત્મા શરીરના નાશ પછી પણ એનું વ્યક્તિત્વ સાચવીને શરીરથી છૂટો પડે છે એ માન્યતા ઉપર વિજ્ઞાન પણ આપણને લઈ જાય છે એ મત ઓલિવર લોજ, રેલે, જિન્સ, એડિંગ્ટન વગેરે વૈજ્ઞાનિકોએ પ્રતિપાદન કર્યો. પ્રકૃતિ કરતાં તેમાં રહેલી શક્તિને વધારે મહત્ત્વ અપાયું અને ચેતનના ઊર્ધ્વ વિકાસના અંગાંગીસંબંધ ધરાવતા બાહ્ય દર્શનમાં ઉત્ક્રાંતિવાદનું પરિવર્તન થયું.

હજી પણ વિજ્ઞાન આગળ વધ્યું. આઇન્સ્ટાઇનનો સાપેક્ષવાદ અને પરમાણુના સફળ વિચ્છેદનથી તેના અતિ સૂક્ષ્મ તત્ત્વોના બંધારણમાં જ રહેલી શાશ્વત ગતિનું સંશોધન— એનાથી ઘણી વૈજ્ઞાનિક સત્યો તરીકે ગણાતી માન્યતાઓ ખોટી ઠરી. સાપેક્ષવાદથી ગુરુત્વાકર્ષણ, દિક્, કાળ વગેરેને લગતા અનેક ખ્યાલો ખોટા ઠર્યા. સૌથી વધારે મહત્ત્વનું પરિવર્તન તો પ્રકૃતિના સ્વરૂપમાં જ થયું. પ્રકૃતિ (matter) અને શક્તિ (energy) એક જ છે એટલે પ્રકૃતિના કોઈ એક સ્થૂળ એકમનું શક્તિમાં અને શક્તિનું પ્રકૃતિમાં રૂપાંતર થાય છે અને તેથી પ્રકૃતિ જેવી સ્વયંભૂ અને સ્વતંત્ર વસ્તુ જ નથી—Matter is crystallised energy—એ સાબિત થયું. પરમાણુના વિચ્છેદનથી આ મતને સમર્થન મળ્યું. દરેક જડ વસ્તુ પરમાણુઓની બનેલી છે. આ પરમાણુઓ એટલાં સૂક્ષ્મ હોય છે કે એક ટાંકણીના મથાળા ઉપર એક કરોડ પરમાણુઓ રહી શકે. દરેક પરમાણુની અંદરના મધ્ય ભાગ (nucleus)ની આસપાસ વિદ્યુત્કણો (electrons) સૂર્યની આસપાસ જેમ ગ્રહો ફરે છે તેમ ફર્યા કરે છે. આ મધ્ય ભાગના કણોમાં કેટલાક પ્રોટ્-

દ્રવ્યવાળા હોય તે protons કહેવાય છે અને બીજાને neutronsનું નામ આપ્યું છે. આ સૂર્યમંડળ જેવી રચના જ્યારે બહુ જ પ્રબળ યંત્ર વડે તૂટે છે ત્યારે તેમાંથી ચારે બાજુ જે શક્તિ પ્રસરે છે તેનાથી પુષ્કળ દૂરની જગ્યાઓ સુધી radio-active ગરમી પહોંચી સર્વ વસ્તુઓનો વિનાશ થાય છે. આ ભયંકર સત્ય તો હવે આપણે સર્વે જાણીએ છીએ, પણ આધુનિક વિજ્ઞાનના એક જાણીતા લેખક—રિચાર્ડ ગ્રેગોરી, જેઓ વિજ્ઞાનના મુખ્ય મુખપત્ર " Nature "ના ઘણા સમય સુધી અધિપતિ હતા, તેમના " Gods and Man " નામના પુસ્તકમાંથી એમના વિચારો જાણ્યા પછી વધારે સારો ખ્યાલ આવશે. તેઓ લખે છે :

" Just as human powers and actions can be resolved into body and spirit, so the physical constitution of the universe consists of matter and energy of atom and radiation–convertible one into the other. ......The atoms of substances of the earth are constituted like those on the Sun and the same principle of equivalence of matter and energy holds good for them. It is refreshing to the mind and hopeful for intellectual progress to know that science and philosophy are finding closer contacts than were cncouraged in Victorian days... ...Studies of the atom and of the universe have made metaphysics an essential part of physical theory and philosophic speculations have suggested

and assisted profitable lines of enquiry in practical fields...... What was formerly purely metaphysical speculation has thus become a principle of natural philosophy. ......During the past fifty years the scope of scientific thought has been greatly extended. Mechanical principles are still usefully employed *to describe natural srructures and processes, but* not to explain them. The membrane between the exact and the descriptive sciences—between philosophy and science—has been dissolved, and a sounder and more philosophic view of mechanism in Nature is now taken. This change has been brought about by modern work, and conceptions in the field of physical science and biological thought have been profoundly affected by it.

If mechanism is understood, not as the explanation of the natural forces and events but as description of them in simple language,. physics, chemistry and biology are reduced to the same terms. For the understanding of the forms and movements of living things, the mind may construct different pictures from these which seem to represent conditions in inorganic Nature, but in both fields it must be remembered that they represent purely conceptual inventions. Scientific knowledge has advanced *through such conceptions; and so* long as the limitations inherent in them are

accepted, they may be used to explore the machinery of life and of the universe.

The urge to discover and disclose the ways of working of things in the world upon which the mankind finds itself is just as natural and noble as that which seeks spiritual communion with their origin. It leads beyond the field of sensory experience into the realm of the spirit, which as moral realism is vital in every religion. While however, the purpose of science is to press forward to the discovery of new truths, that of religion is to protect and maintain belief in the origin and end of natural processes. Both are founded upon instinctive elements in human nature, but with different standards of value by which to measure progress...... In the sense of this ascending scale we might speak of 'higher' and 'lower' forms of religion. This involves however, the assumption, which may or may not be justifiable, that monotheism does really represent the higher form of belief, of which man has yet shown himself capable. This would be in accord with Western philosophy, which seeks to formulate a single principle or influence as basic in the universe–the Absolute–to be worshipped as a Supreme Being or reduced by science to a single physical force like that which binds the atoms of all substances together...

...Though Science is unable to provide any positive evidence for survival of personality after death, it must acknowledge, that belief in such survival can be an effective factor in human development."

આ લાંબો ફકરો ટાંકવાનું ખાસ કારણ એ છે કે પરમાણુવિચ્છેદન અને સાપેક્ષવાદ સ્થપાયા પછીનું વિજ્ઞાન, જેના ઉપર આ વૈજ્ઞાનિક નિષ્ણાતોનો મત બંધાયો છે, તે અને આપણા પુરાણા તત્ત્વજ્ઞાન વચ્ચેનું અંતર કેટલું ઓછું થયું છે તે કોઈ પણ વિજ્ઞાનના અભ્યાસીને જણાશે. પ્રકૃતિ અને શક્તિ એ તાત્ત્વિક રીતે એક જ છે અને મૂળ શક્તિ પ્રકૃતિનાં જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરે છે તથા તે શક્તિ જ નિત્ય છે, બાકી બધું અનિત્ય છે, એ ત્યારથી વૈજ્ઞાનિકોએ સ્વીકાર્યું ત્યારથી તો વિજ્ઞાન આપણા વેદાંતના દ્વાર સમીપ આવીને ઊભું છે.

જે શક્તિ પરમાણુઓનાં તત્ત્વોમાં શાશ્વત ગતિરૂપે રહેલી છે તે જ શક્તિ ઠેઠ મનુષ્યનાં અંગોની ક્રિયાઓમાં આત્મારૂપે રહેલી છે અને સકળ વિશ્વમાં પરમાત્માના સ્વરૂપે રહેલી છે એ મત ઉપર વિજ્ઞાન ધીમે ધીમે આવતું જાય છે. જડ વસ્તુઓના પરમાણુઓની ગતિ અને મનની ક્રિયાઓની ગતિ ક્યાંથી અને કેવી રીતે આવી એ પ્રશ્નનો ઉત્તર આપવાને મનુષ્યબુદ્ધિ અશક્ત હોય તોપણ એ શક્તિ સકળ વિશ્વમાં વિવિધ રૂપે દેખાય છે અને એનું જ્ઞાન મેળવનાર આપણે મનુષ્યો પણ એને અધીન છીએ એ મત સામે વિજ્ઞાનનો વિરોધ પણ હવે ઓછો થતો જાય છે. વૈજ્ઞાનિકોએ જે સેંકડો

શોધખોળોના સંશોધન વડે જાણ્યું તેની ઝાંખી આપણા પ્રાચીન ઋષિઓને હજારો વરસ પહેલાં નિરીક્ષણ અને ચિંતન વડે થઈ હતી. એનાં બે ઉદાહરણો લઈએ :

ईशावास्यमिद सर्वं यत् किंच जगत्यां जगत् ।

–ઈશોપનિષદ

આ જગત(દુનિયા)માં જે જે વસ્તુ જગત (ગતિમાન) છે તે સર્વેમાં ઈશનો આવાસ છે.

यदिदं किंच जगत्सर्वं प्राण एजति निःसृतम् ।

–કઠોપનિષદ : ૬–૨

એનો સાર એ છે કે આ સઘળું જગત પ્રાણ વડે એમાંથી નીકળે છે અને એમાં એજત્ (vibrate) થાય છે.

જડ વસ્તુઓમાંથી ક્રમે ક્રમે જીવન કેવી રીતે પેદા થાય છે તે હજી આપણે જાણી શકયા નથી. અમુક રાસાયણિક દ્રવ્યોને ભેગાં કરી તેમાં વિદ્યુતનો ચમકારો આપ્યા પછી ચેતનમય જીવન ઉત્પન્ન કરવાના અખતરા વૈજ્ઞાનિકો કરી રહ્યા છે; અને તેઓ આશા રાખે છે કે તેમાં અમને એક દિવસ સફળતા મળશે. પણ ખરી રીતે આ પ્રયોગો સૃષ્ટિમાં ચેતનની એકસૂત્રતા ઉપર રહેલી શ્રદ્ધાને લીધે જ થાય છે. વનસ્પતિ-જીવન અને પ્રાણી-જીવન વચ્ચેની પાળ બંધાઈ રહી છે. જડ વસ્તુઓના પરમાણુઓ અને ચેતન જગતના કોશો (cells'ના બંધારણમાં જે સામ્ય જણાયું છે, તેનાથી આ શ્રદ્ધા બળવાન થતી જાય છે. બન્નેમાં જુદા જુદા પ્રકારનાં chain reaction છે. બન્નેમાં રૂપાંતર છે. પરમાણુનાં તત્ત્વો તેમજ કોશનાં તત્ત્વોમાં

જે nucleus રહેલું છે તે બન્નેમાં પ્રોટિન એટલે નાઈટ્રોજનનું દ્રવ્ય જણાયું છે. કોશોનાં nucleusમાં protoplasm, genes અને chromosomes ચેતનના ગુણવાહકો છે, પણ બન્નેમાં એક જ ઉચ્ચગામી ઉત્ક્રાંતિની મૂળ શક્તિ રહેલી છે.

આ મૂળ શક્તિ એટલે શું ? એ પ્રશ્ન તો વિજ્ઞાનનાં સંશોધનોનો સ્વીકાર કર્યા પછી પણ ઊભો રહે છે. વિજ્ઞાન એને energy કહે છે. તેનું વર્ણન કરવામાં એના ઉપર પુરુષના ગુણોનું આરોપણ કરે છે. "કુદરતની પસંદગી" "કુદરત નિયમ પ્રમાણે ચાલે છે" "કુદરત આમ કરે છે"—એવી રીતે કહીને તેની ક્રિયાઓમાં બુદ્ધિ રહેલી છે એનો સ્વીકાર કરે છે, પણ ત્યાંથી વિજ્ઞાનને અટકવું પડે છે. એના પ્રદેશની સીમા ત્યાં પૂરી થાય છે. વૈજ્ઞાનિકની જ્ઞાન મેળવવાની પદ્ધતિ એને આગળ લઈ જઈ શકતી નથી. અત્યારે ઉત્ક્રાંતિની ટોચ ઉપર આવી રહેલું પ્રાણી એટલે મનુષ્ય જે પ્રકારની બુદ્ધિનો ઉચ્ચતમ ગુણ ધરાવે છે, તે બુદ્ધિ વડે વૈજ્ઞાનિક પદ્ધતિએ કુદરતની ક્રિયાઓમાં પણ બુદ્ધિ જુએ છે, પરંતુ પોતાની જ બુદ્ધિશક્તિ પરિમિત હોવાને લીધે એનાથી વધારે જોઈ શકતો નથી તેથી બુદ્ધિવાદ (Rationalism) એ વિજ્ઞાનની સીમા મનાય છે. પણ મનુષ્યમાં બુદ્ધિ ઉપરાંત એના કરતાં વધારે ઊંચી કોઈ શક્તિ છે કે નહિ એ પ્રશ્ન વૈજ્ઞાનિક ઉકેલી ન શકે, પણ તત્ત્વચિંતક સામે તો તે રહે છે. બુદ્ધિને પાશ્ચાત્ય મનોવિજ્ઞાનમાં તર્કશક્તિ (reason) અને આપણા મનની સૌથી મોટી શક્તિ માનવામાં આવે છે. આપણા તત્ત્વજ્ઞાનમાં એ સત્ અને અસત્ તથા સારું અને ખરાબ એ બે વચ્ચે વિવેક કરવાની

શક્તિના અર્થમાં વપરાઈ છે. પણ એ બે વચ્ચે મુખ્ય ફેર એ છે કે આપણે બુદ્ધિને ઊંચામાં ઊંચી શક્તિ નહિ પણ મનનું એક અંગ ગણ્યું છે. સૌથી ઊંચી શક્તિ આત્માને ગણી છે. ભગવદ્‌ગીતામાં કહ્યું છે તેમ બાહ્ય વસ્તુઓથી ઇંદ્રિયો પર છે, ઇંદ્રિયોથી મન પર છે, મનથી બુદ્ધિ પર છે અને બુદ્ધિથી "સઃ" પર છે. આ "સઃ" તે આત્મા. આત્માનું અસ્તિત્વ તો હવે ઘણા વૈજ્ઞાનિકો પણ સ્વીકારે છે. આ અસ્તિત્વ જો હોય તો એનું કાર્ય શું છે? એ પ્રશ્ન ઉપર જેટલું આપણે ચિંતન કર્યું છે તેટલું કોઈ પ્રજાએ કર્યું નથી. "હું" એટલે કોણ? માત્ર શરીર, મન અને બુદ્ધિ કે આ ત્રણેનું નિયમન કરનાર એઓનાથી પર એવી શક્તિ? કઠોપનિષદમાં આ સંબંધ એક ઉપમા વડે સમજાવ્યો છે: "શરીર એ રથ છે અને આત્મા જે એનો ધણી છે તે રથમાં રહીને એનું સંચાલન કરે છે. એની દેખરેખ નીચે સારથિ તરીકે બુદ્ધિ રથ ચલાવે છે, મન તે લગામ છે, ઇંદ્રિયો રથના અશ્વો છે અને ઇંદ્રિય-ભોગ્ય વસ્તુઓ એ રથના માર્ગો છે."

સૌથી પર એવા આત્માનું જ્ઞાન આપણને માત્ર ઇંદ્રિયો વડે કે માત્ર તર્કશાસ્ત્રથી મળતું નથી, મનના વિશાળ અર્થમાં બુદ્ધિનો પણ એમાં સમાવેશ થાય છે. મન અને બુદ્ધિ સૂક્ષ્મ શરીરના ભાગો તરીકે એકબીજા ઉપર અસર કરે છે, પણ તેઓના ઉપર આત્માનો પ્રકાશ હોય તો જ તેઓનું કાર્ય થઈ શકે છે, આત્માના ખરા સ્વરૂપનું સંપૂર્ણ જ્ઞાન મેળવવાને આપણે અશક્ત છીએ; છતાં આપણાં શરીર અને મન ઉપર તેની અસરથી જે કાંઈ આત્મજ્ઞાન આપણે મેળવી શકીએ

તેમાં વૈજ્ઞાનિક પદ્ધતિ કામમાં આવી શકે નહિ. જ્ઞાતા અને જ્ઞેય વચ્ચેનો સંબંધ તે વિજ્ઞાનનો નહિ પણ તત્ત્વજ્ઞાનનો વિષય છે. જ્ઞાતાનું ખરું સ્વરૂપ આપણે ચોક્કસપણે જાણી ન શકીએ; પણ એનો અર્થ એ નથી કે તેને લીધે વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન વચ્ચે વિરોધ છે. મનોવિજ્ઞાન પોતે જ આપણને જ્ઞાતાના અસ્તિત્વ તરફ લઈ જતું હોય તો જ્ઞાતા અને તેનું જ્ઞાન વિજ્ઞાનથી પણ આપણને વધારે ઊંચી કક્ષા ઉપર લઈ જાય છે. એ વિરોધ નહિ પણ આરોહ છે.

ઉપરની ચર્ચામાં આપણે જોયું તેમ જે એક જ મહાન શક્તિ આપણે વિજ્ઞાન વડે બાહ્ય સૃષ્ટિમાં જોઈ તે જ શક્તિનું ઉચ્ચ સ્વરૂપ આપણા શરીરની અંતઃસૃષ્ટિમાં આત્મા તરીકે છે એ સત્યની શોધમાં વિજ્ઞાન પોતે જ સહાયરૂપ બને છે. અને સંતોષની વાત એ છે કે જેમ જેમ વિજ્ઞાનનું સંશોધન વધારે ઊંડું અને વિસ્તૃત થાય છે તેમ તેમ આ સત્યને વધારે સમર્થન મળતું જાય છે. ઉત્ક્રાંતિવાદ અને પરમાણુના વિચ્છેદનથી આપણે બે પાઠ શીખવાના છે: પ્રાણી-જીવનની ઊર્ધ્વગામી ઉત્ક્રાંતિની સીડીમાં મનુષ્ય સૌથી ઊંચે છે, પરંતુ તે હજી સીડી ઉપર જ છે. નીચી પ્રાણીજાતિઓમાંથી ઉચ્ચ જાતિઓનું પરિવર્તન થતાં કુદરતની ઘણી જ ધીમી ગતિમાં લાખો વરસો નીકળી જાય છે; પણ વિજ્ઞાનથી એ તો સિદ્ધ થતું જાય છે કે જીવાત્માની હજી પણ વધારે ઉચ્ચ ગતિનો સંભવ એ વિજ્ઞાને સ્થાપેલા ઉત્ક્રાંતિવાદની ઇમારત ઉપર એક કળશરૂપ છે.

ઉત્ક્રાંતિના ક્રમમાં મનુષ્યની બુદ્ધિ હજી ઘણી વધારે વિકસિત થશે એમ માનવાને સબળ કારણો છે, પણ એ તો

જ્યારે એના જીવનમાં મનુષ્યત્વના ગુણો દૃઢ થતા જશે અને ઇંદ્રિયભોગ્ય વસ્તુઓ ઉપરથી પરવશતા ઓછી થશે ત્યારે. મનુષ્યનાં મન અને શરીરના બંધારણનો ઇતિહાસ જોશો તો જણાશે કે નીચાં પ્રાણીમાંથી મનુષ્યની ઉત્ક્રાંતિના ક્રમમાં જેમ જેમ ઇંદ્રિયોની શક્તિ ઓછી થતી ગઈ તેમ તેમ ભગજ એટલે બુદ્ધિશક્તિ વધતી ગઈ. કીડીની ઘ્રાણશક્તિ, શ્વાનની ઘ્રાણ તેમજ શ્રવણશક્તિ, ગીધની ચક્ષુશક્તિ—એમ અનેક પ્રાણીઓની ઇંદ્રિયો મનુષ્યના કરતાં વધારે શક્તિ ધરાવે છે. કદાચ એક વખત એવો પણ આવશે કે મનુષ્યના શરીરનું સ્વરૂપ પણ બદલાશે અને તેની સાથે બુદ્ધિનો એટલો વિકાસ થશે કે તેના જ્ઞાનનો પ્રદેશ હાલના કરતાં ઘણો વિશાળ બનશે; પણ તે તો મનુષ્યત્વના વિશિષ્ટ ગુણો એના જીવનમાં જડાઈ જશે ત્યારે જ.

અનેક પ્રચંડ પ્રાણીઓની જાતિઓ ભૂતકાળમાં ભૂંસાઈ ગઈ, પણ તે પોતાની સ્વેચ્છાથી નહિ પણ કુદરતના નિયમોમાં રહેલા જીવનવિગ્રહથી—જ્યારે મનુષ્યજાતિ વિજ્ઞાન વડે કુદરતનાં બળોને પોતાની સામે જ સ્વેચ્છાથી વાપરીને પોતાની જાતિનો પણ વિનાશ કરી શકે છે. પુરાણો પુરુષ અત્યારનાં હથિયારો અને યંત્રો શોધવાની શક્તિ મેળવી શક્યો ન હતો; એણે તો જે જોયું અને અનુભવ્યું એના ઉપર ચિંતન અને મનન કરી પોતાની અંતઃસૃષ્ટિનાં ચક્ષુઓ વડે બાહ્ય સૃષ્ટિનું પણ દર્શન કર્યું: વિશ્વમાં રહેલી એકતા વિજ્ઞાન વડે નહિ પણ આત્મજ્ઞાન વડે જોઈ. હવે વિજ્ઞાન તેનું સમર્થન કરતું આગળ વધે છે. સર્વોચ્ચ શક્તિ જેને વિજ્ઞાનની પરિભાષામાં Energy કહીએ કે

તત્ત્વજ્ઞાનની પરિભાષામાં બ્રહ્મ (Absolute) કહીએ કે ધર્મની પરિભાષામાં પરમાત્મા કે ઈશ્વર કહીએ—એ એક જ છે અને તે अणोरणीयान्, महतो महीयान् (microcosm and macrocosm) એ બન્ને સ્વરૂપે વિશ્વમાં જોઈએ છીએ. ભગવદ્‌ગીતાના દસમા અધ્યાયમાં microcosm એટલે અંતરાત્માના રૂપમાં અને અગિયારમા અધ્યાયમાં macrocosm એટલે વિરાટ અથવા વિશ્વદર્શન-રૂપે કરેલું એનું વર્ણન અત્યારે બંધબેસતું નથી જણાતું ?

પૃથ્વીના વિજ્ઞાનમાંથી પર જવા માટે ખગોળવિદ્યાનું વિજ્ઞાન વિશેષ મહત્ત્વ ધરાવે છે. તેનાથી વિશ્વની અનંતતાનું તેમજ મનુષ્યની અલ્પતાનું ભાન થાય છે. આપણી ઇંદ્રિયોની શક્તિ ત્યાં પૂરી પહોંચી શકતી નથી, પણ એટલું તો જાણી શકયા છીએ કે વિશ્વની દરેક વસ્તુમાં—પરમાણુઓનાં તત્ત્વોથી માંડીને આકાશમાં અતિશય દૂર રહેલા તારામંડળના કણોમાં પણ—અંદર તથા બહાર શાશ્વત ગતિ રહેલી છે. પૃથ્વી ઉપર દેખાતી વસ્તુઓ વચ્ચે દિક્ અને કાળનો ખ્યાલ આવે છે તે ખગોળવિદ્યાથી મળતા અનંતતાના ભાવથી ફેરવવો પડે છે. વિજ્ઞાનની મર્યાદા સ્પષ્ટ રીતે સાબિત થાય છે અને સાપેક્ષ ભાવમાંથી નિરપેક્ષ ભાવની અતીન્દ્રિય પ્રતીતિ થાય છે. બ્રહ્માંડમાં એક નાના ટપકા જેવા ગોળા ઉપર કાળની અનંત ગતિમાં માનવજાતિ હજી હમણાં જ ઉત્પન્ન થઈ છે. વિશ્વના ચક્રની ભમરડા જેવી ફરતી કંપન ગતિમાં માનવ પોતે જ ભરાઈ રહેલો છે, છતાં પોતાની અંતઃસૃષ્ટિમાં જે કાંઈ અનુભવ મળે છે તે ઉપર શ્રદ્ધા રાખીને બાહ્યસૃષ્ટિ અને પોતાને

જીવનની સમસ્યાઓ ઉકેલવા પ્રયત્ન કરે છે—એ વિજ્ઞાનમાંથી તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં જવાનો અનિવાર્ય પ્રયાસ છે.

આવી રીતે વિજ્ઞાન આપણને તત્ત્વજ્ઞાનમાં લઈ જાય છે, પરંતુ મનુષ્યને એના મનુષ્યત્વનો એટલે એના વિશિષ્ટ ગુણોનો વિકાસ કરવો હોય, તો એકલું તત્ત્વજ્ઞાન પૂરતું નથી. માત્ર બુદ્ધિ વડે તત્ત્વજ્ઞાન મેળવવાથી મનુષ્યત્વ પ્રાપ્ત થઈ શકતું નથી. તે ઉપરાંત ભાવના અને સંકલ્પશક્તિ એ પણ એટલા જ જરૂરી માનુષિક ગુણો છે. જ્યાંસુધી તત્ત્વજ્ઞાન મગજમાં જ રહે છે ત્યાં સુધી તે માત્ર મનની સપાટી ઉપર તરે છે. ઘણા જ્ઞાની પુરુષોના જીવનમાં તેમનાં જ્ઞાન અને વર્તન વચ્ચે વિરોધ દેખાય છે તેનું કારણ એ જ છે કે એમણે જ્ઞાન પચાવ્યુ હોતું નથી. એ જ્યારે ભાવનાથી ભીનું થઈ હૃદયમાં ઊંડું ઊતરે ત્યારે તે પાકું અને તેની સાથે બળવાન બને છે, અને આ બળ આવતાંની સાથે સંકલ્પશક્તિ એટલે કાર્યશક્તિ પણ બળવાન થાય છે. જ્ઞાન, ભક્તિ અને કર્મ—એ ત્રણેનો સમન્વય એટલે યોગ થાય ત્યારે જ તે એક બીજા ઉપર અસર કરી સંગઠિત બને છે. માત્ર તત્ત્વજ્ઞાનથી ચારિત્ર્યનું ઘડતર થતું નથી, માત્ર ભાવનાથી જીવનનુ માર્ગદર્શન મળતું નથી, માત્ર સંકલ્પશક્તિથી સત–અસતનો વિવેક થઈ શકતો નથી, આ સત્ય તો આપણને ભગવદ્ગીતામાંથી બહુ સરસ રીતે મળે છે. કોઈ સત્ય આપણે જાણ્યું તેથી તેનું જ્ઞાન મળી ગયુ એમ ન કહેવાય એના ઉપર સારી પેઠે ચિંતન કર્યાથી તેમાં એવું બળ આવે છે કે ઇચ્છાશક્તિ સતેજ થાય છે અને અમુક કાર્ય કરવું કે ન કરવું જોઈએ એનો સંકલ્પ થઈ શકે છે.

આ કારણથી ગીતામાં જ્ઞાની કરતાં યોગીને વધારે ઊંચી કક્ષા ઉપર મૂક્યો છે. જ્ઞાનીમાં જ્ઞાન છે ત્યારે યોગીમાં પ્રકૃષ્ટ જ્ઞાન એટલે પ્રજ્ઞાન છે. માત્ર લૂખા તત્ત્વજ્ઞાન કરતાં વિજ્ઞાનમાંથી જેણે આવું સમન્વિત પ્રજ્ઞાન મેળવ્યું હોય તે પુરુષ વધારે ઉત્કૃષ્ટ છે, કારણ કે બુદ્ધિ ઉપરાંત મનોવિજ્ઞાનથી મેળવેલા ભાવના અને સંકલ્પશક્તિના જ્ઞાન વડે એની પ્રજ્ઞાશક્તિ પ્રબળ બને છે. વિજ્ઞાન વડે મેળવેલા કુદરતના નિયમોના જ્ઞાન વડે આ નિયમોના નિયામકનું સ્વરૂપ તાત્ત્વિક રીતે સમજાય છે અને આ પ્રમાણે ખરો વૈજ્ઞાનિક વધારે સારો ધર્મિષ્ઠ પણ થઈ શકે છે. એક જ ભાવથી પરોવાયેલું "अविभक्तं विभक्तेषु" એ સાત્ત્વિક જ્ઞાન તેના મનમાં દૃઢ થયેલું હોય છે.

હવે આપણે આ સઘળી ચર્ચાનો સાર જોઈએ. આધુનિક યુગ વિજ્ઞાનયુગ છે. છેલ્લાં પચાસેક વરસમાં એમાં જે ક્રાંતિકારી સંશોધનો થયાં છે તેનાથી જીવનનાં મૂલ્યાંકનો પણ બદલાઈ ગયાં છે. આ સંશોધનનો ઉપયોગ બેવડો થયો છે—વ્યાવહારિક જીવનમાં અને સૃષ્ટિનાં રહસ્યોનું જ્ઞાન મેળવવામાં. વિજ્ઞાનની શોધખોળથી મળેલાં સાધનો વડે જીવનમાં સુખ, સગવડ અને આનંદ ઉપરાંત વૈભવ અને વિલાસ પણ વધ્યાં છે, પરંતુ મનુષ્યજાતિ પોતે જ જોખમમાં આવી ગઈ છે. અણુબૉમ્બ અને હાઈડ્રોજન બૉમ્બ જો ભવિષ્યના યુદ્ધમાં વપરાય તો માનવજાતિનો પણ કોઈ દિવસ વિનાશ થશે એમ હમણાં જ દુનિયાના અગ્રગણ્ય વૈજ્ઞાનિકોએ જાહેર કર્યું છે. આઇન્સ્ટાઇન મરતાં મરતાં પણ કહી ગયો કે 'અણુબૉમ્બ તૈયાર કરવા માટે મેં અમેરિકન સરકારને સંમતિ આપી -

મારા જીવનની મોટામાં મોટી ભૂલ હતી.' પણ ગરીબ બિચારા વૈજ્ઞાનિકોનું સત્તાધીશો અને રાજ્યકારભારીઓ પાસે કાંઈ ચાલતું નથી. બન્ને સબળ પક્ષો અણુબૉમ્બ વધારે ને વધારે ઉત્પન્ન કરતા જાય તો યુદ્ધનો ભય ઓછો થાય એમ માનવું એ એક મોટો ભ્રમ છે. મનુષ્યસ્વભાવમાંથી પ્રાણી-જીવનની હિંસક વૃત્તિ જ્યાંસુધી ગઈ નથી ત્યાંસુધી સામુદાયિક સંહારનો ભય પણ ઝઝૂમી રહે છે. પરમાણુના વિચ્છેદનનું પરિણામ મનુષ્યજાતિના ઉચ્છેદનમાં ન આવે તે હાલની તેમજ ભવિષ્યની પ્રજાઓએ અવશ્ય જોવાનું રહેશે. મહારાજ્યો આવાં સંહારક શસ્ત્રો વધારતાં જાય છે અને જ્યારે પ્રજામત એની સામે પ્રબળ થતો જણાય છે ત્યારે ભેગાં મળી એ શસ્ત્રો યુદ્ધમાં ન વાપરવાની એક-બીજા પાસે બાંહેધરી માગવા એકઠાં થાય છે. હમણાં જ જીનીવામાં ચાર મહારાજ્યોના વડા પ્રધાનોએ ભવિષ્યના યુદ્ધમાં અણુબૉમ્બ ન વાપરવો જોઈએ અને નિઃશસ્ત્રીકરણ માટે સત્વર પગલાં લેવાં જોઈએ એવી ઇચ્છા બતાવી છે, પરંતુ સામુદાયિક જીવનની વિરોધી વિચારસરણીઓ એટલી બળવાન બની છે કે તેમને એક-બીજામાં વિશ્વાસ નથી. પોતપોતાની વિચારસરણીનું પ્રચારકાર્ય બંધ કરી મતમતાંતરની સહિષ્ણુતા કેળવાય તો આ અવિશ્વાસનું વાતાવરણ દૂર થઈ શકે. આપણા દેશમાં તો આવી સહિષ્ણુતા હજારો વરસથી આપણે બતાવતા આવ્યા છીએ. વિજ્ઞાનના હિંસક ઉપયોગની પ્રવૃત્તિઓને બદલે ઠેઠ ઋગ્વેદના કાળથી વિશ્વ-શાંતિના મંત્રો આપણે જપ્યા કરીએ છીએ. અત્યારે પણ આપણા વડા પ્રધાન શ્રી. જવાહરલાલ નેહરુ દુનિયામાં શાંતિ સ્થાપવા

માટે તનતોડ મહેનત કરી રહ્યા છે અને જગતની નજર આ માટે આપણા દેશ ઉપર વધારે ઠરતી જાય છે. પણ હજી તો આપણે ઘણું વિજ્ઞાન મેળવવાનું બાકી છે. મનુષ્ય અને ઈશ્વર વચ્ચેના સંબંધ વિશે આપણે ત્યાં ઘણું ચિંતન થયું છે અને તે જ તાત્ત્વિક ભૂમિકા ઉપર મનુષ્ય અને મનુષ્ય વચ્ચેના સંબંધનું પણ થયું છે. પણ મનુષ્ય અને મનુષ્ય વચ્ચેના પલટાતા સામાજિક અને વ્યાવહારિક જીવનમાં—ખાસ કરીને સામાજિક ભાવના, સંગઠન અને સંઘશક્તિનું વિજ્ઞાન શીખી હજી આપણે હાલના જમાનાને યોગ્ય રીતે તે અપનાવી શક્યા નથી; અને એટલા પૂરતું આપણું તત્ત્વજ્ઞાન પણ કાચું રહ્યું છે. એ શીખી જ્યારે આપણે વધારે પ્રતિષ્ઠા મેળવીશું ત્યારે સમગ્ર જગતને હક્કપૂર્વક એમ પૂછી શકીશું કે તમારે કયો માર્ગ પસંદ કરવો છે—વિજ્ઞાનમાંથી વિનાશ કે વિજ્ઞાનમાંથી પ્રજ્ઞાન.

## ૪ : અ. ભા. પ્રાચ્યવિદ્યા પરિષદ સત્તરમું અધિવેશન, અમદાવાદ, ૧૯૫૩

### સ્વાગતસમિતિના અધ્યક્ષ સ્થાનેથી આપેલું ભાષણ

[ તા૦ ૩૦ : ૧૦ : ૧૯૫૩ ]

શ્રી પ્રમુખસાહેબ, શ્રી માવલંકર સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

અખિલ ભારત પ્રાચ્યવિદ્યા પરિષદના સત્તરમા અધિવેશન-પ્રસંગે પ્રતિનિધિઓ તેમજ પ્રેક્ષકો તરીકે અહીં એકત્રિત થયેલા પૂર્વના સમસ્ત વિદ્વાન તેમજ અગ્રગણ્ય પંડિતોનું હાર્દિક સ્વાગત કરતાં મને ઘણો આનંદ થાય છે. ૧૯૩૩ માં વડોદરામાં અખિલ ભારત પ્રાચ્યવિદ્યા પરિષદનું સાતમું અધિવેશન ભરાયુ હતું તે પછીથી ગુજરાતમાં આ પરિષદનું આ બીજું અધિવેશન મળે છે. ગુજરાત યુનિવર્સિટી અને ગુજરાત વિદ્યાસભાના નિમંત્રણથી ગુજરાતના પાટનગરમાં વીસ વર્ષના ગાળા પછી આ અધિવેશન મળે છે. ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિ તરીકે તેમજ સ્વાગતસમિતિના અધ્યક્ષ તરીકે અમારા આ શહેરમાં પધારેલા આપ સર્વનું સ્વાગત કરવાનું કર્તવ્ય બજાવતાં મને ઘણો હર્ષ થાય છે.

અમારા પાંચ સો વર્ષ પુરાણા શહેરને ભારતનાં અતિપ્રાચીન નગરોમાંના એક તરીકે ગણાવાનો વિશેષાધિકાર તો પ્રાપ્ત નથી થતો, પણ વિનમ્રતાથી એટલો તો દાવો ન કરી શકાય કે ઈ.સ. ૧૪૧૧ માં સાબરમતી નદીને કાંઠે આવેલા પ્રાચીન કર્ણાવતી-નગર પાસે એની સ્થાપના થઈ ત્યારથી તે લગભગ ૨૦૦ વર્ષ સુધીના કાળ દરમિયાન એનો એકધારો વિકાસ થતો રહ્યો હતો અને સર ટૉમસ રો જેવા પરદેશી મુલાકાતીઓએ એને એના વિસ્તારની દૃષ્ટિએ લંડન સાથે સરખાવ્યું હતું અને મહાન ઇતિહાસકાર ફિરસ્તાએ એને એક અત્યંત સુંદર શહેર તરીકે ઓળખાવ્યું હતું. એ વેળા આ શહેર સો ઉપરાંત ઉપનગરો ધરાવતું હતું અને સંખ્યાબંધ બગીચાઓ તેમજ વિનોદવિહારનાં સ્થળો વડે સમૃદ્ધ હતું. એની આ મહત્તા એ ગુજરાતનું પાટનગર હોવાને લીધે માત્ર આભારી નહોતી, પણ એના સાહસિક અને ઉદ્યમી નાગરિકોએ એને ભારતભરમાં બીજા કોઈ પણ શહેરની સરખામણીમાં સ્પર્ધામાં એક અને અદ્વિતીય વ્યાપાર અને ઉત્પાદનનું મહાકેન્દ્ર બનાવી દીધું હતું એ હકીકતને પણ આભારી છે. એની આબાદી રૂ, રેશમ અને સુવર્ણ—એ ત્રણ દ્રવ્યોના ઝીણા તાર ઉપર અવલંબી રહી હતી. પોતાના કસબમાં ખૂબ ખૂબ જાણકાર કારીગરો આ ત્રણ વસ્તુઓના ઝીણાં ઝીણા તારને વણીને તરેહતરેહનાં ભાતીગળ સુંદર વસ્ત્ર બનાવતા હતા અને એની દેશના તમામ ભાગોમાંથી જ નહિ પરંતુ પરદેશમાંથી પણ માગણી થતી હતી. પણ કોઈ એક શહેર ગમે એટલું મોટું હોય તોયે એનું ભાવિ હમેશાં એની રાજકીય ચડતી-પડતી ઉપર એવી રીતે આધાર રાખતું હોય છે કે એને વિશે ભાગ્યેજ

નિશ્ચિતતાથી કહી શકાય. અને અમદાવાદને પણ મુસ્લિમ શાસન દરમિયાન સમૃદ્ધિને શિખરે પહોંચ્યા બાદ ચડતી-પડતીના વારા-ફેરા અનુભવવા પડ્યા હતા. મોગલ શહેનશાહોના પતને અમદાવાદનું પણ પતન કર્યું હતું. ૧૮ મી સદી અને અમુક અંશે ૧૯ મી સદીઓએ ભારતનાં પ્રાચીન રાજ્યો અને સંસ્કૃતિઓનો સર્વનાશ નિહાળ્યો તે કાળ પણ આ મહાનગરીના કરુણ વિનાશનો સાક્ષી બની રહ્યો હતો. હકીકતમાં તો ગુજરાતની ધરતી ઉપર મુસ્લિમ, બ્રિટિશ, પેશ્વા, અને ગાયકવાડ—આ ચાર સત્તાઓનાં સૈન્યો વચ્ચે સતત થતી રહેતી ઝપાઝપીઓ જ એના પાટનગરના સર્વવિનાશ માટે જવાબદાર છે. કિંતુ એનો સુષુપ્ત આત્મા એના ભગ્નાવશેષો તળે પણ ટકી રહ્યો હતો. છેલ્લા એક શતક દરમિયાન આધુનિક અમદાવાદ નગર એની ધૂળ અને ભસ્મમાંથી એક નવે જ સ્વરૂપે ઉદ્‌ભવ્યું અને એની સંખ્યાબંધ મિલો અને કારખાનાંનાં યંત્રોના ધબકારથી એનું હૃદય ઔદ્યોગિક પ્રગતિ અને સમૃદ્ધિના નૂતન પ્રાણથી ધબકવા માંડ્યું. આ સમૃદ્ધ સ્થિતિ ઘણે અંશે ગુજરાતના કાપડ ઉદ્યોગના અગ્રણી શેઠ રણછોડલાલના કુટુંબને તેમજ એમના વંશજોએ આ શહેરના કલ્યાણ અર્થે ઉદારતાથી અર્પણ કર્યું છે તેમને આભારી છે. કેવળ આ શહેરની કાપડની મિલો અને એનાં વેપારી બજારોથી જે કોઈ પરિચિત છે તેને એના સાચા જીવન વિશે કશી જ ખબર ન હોય. આ શહેરની આકસ્મિક મુલાકાતે આવી ચડનાર આગંતુકો એના બાહ્ય દર્શન ઉપરથી જ પોતાનો અભિપ્રાય બાંધે છે. ગુજરાતની સાહિત્યિક અને ધાર્મિક સંસ્કૃતિનાં વિશિષ્ટ ગુણ-લક્ષણોએ સૈકાથી વિવિધ અને પરસ્પરવિરોધી ગણાય એવાં પણ

તત્ત્વો દ્વારા એના જીવનને ઘાટ આપ્યો છે તે ઉપરઉપરથી નિરીક્ષણ કરનારના ધ્યાન બહાર રહી જાય છે. હિંદુ તેમજ મુસ્લિમ શાસન હેઠળ આ પ્રદેશમાં કલા અને સાહિત્યે વાણિજ્ય અને ઉદ્યોગની સાથોસાથ જ પ્રગતિ સાધી છે.

આ હકીકત પિછાણવા માટે આપણે એના ભૂતકાળમાં ડોકિયું કરવું પડશે. ઐતિહાસિક કાળમાં સૌરાષ્ટ્ર સહિત ગુજરાતમાં સાંસ્કારિક પ્રવૃત્તિઓના વિકાસની સર્વ પ્રથમ પ્રતીતિ પાંચમી સદીથી આઠમી સદીના અંતકાળ સુધી વલભીપુરમાં રાજ્ય કરી ગયેલા મૈત્રકોના યુગમાં સાંપડે છે: ભારતમાં આ કાળ દરમિયાન બ્રાહ્મણ, જૈન અને બુદ્ધ—આ ત્રણે મુખ્ય ધાર્મિક સંપ્રદાયો વલભીપુરની આસપાસ વિદ્યાનાં સમૃદ્ધ કેન્દ્રો ધરાવતા હતા. સંખ્યાબંધ આચાર્યો, મુનિઓ તેમજ બૌદ્ધ ભિખ્ખુઓએ આ ત્રણ ધાર્મિક સંપ્રદાયોને અનુલક્ષતી ફિલસૂફીનું શિક્ષણ આપવા માટે શાળાઓ ખોલી હતી. વિન્સેન્ટ સ્મિથ એના "અર્લી હિસ્ટરી ઑફ ઇંડિયા" નામના ઇતિહાસગ્રંથમાં જણાવે છે: "હ્યુએનસંગનો લઘુવય સમકાલીન ઇત્સિંગ આપણને જણાવે છે કે પોતાના સમયમાં દક્ષિણ બિહારમાં નાલંદા અને પશ્ચિમમાં વલભી—આ બે સ્થળો ભારતમાં એવાં હતાં. તેઓ ચીનમાં આવેલ શિક્ષણનાં અત્યંત વિખ્યાત કેન્દ્રો સાથે તુલના કરવાને પાત્ર ગણી શકાય. આ શિક્ષણકેન્દ્રોમાં સંખ્યાબંધ જ્ઞાનપિપાસુ વિદ્યાર્થીઓ વારંવાર આવતા અને બુદ્ધના જીવનદર્શન અંગે થતાં પ્રવચનો બબ્બે-ત્રણ ત્રણ વર્ષ સુધી હાજરી આપીને સાંભળતા. આ સાંસ્કારિક પ્રવૃત્તિઓનું સૌથી નોંધપાત્ર લક્ષણ એ હતું કે એ બધી જ પ્રવૃત્તિઓ તે સમયના રાજાઓના આશ્રય હેઠળ

થતી. રાજાઓ સહિષ્ણુતાની ભાવનાથી પોતાનું કર્તવ્ય બજાવતા. આ સહિષ્ણુતા એ અને તે પછીની સદીઓ દરમિયાન સમસ્ત ગુજરાતમાં તેમની એક નોંધવાયોગ્ય લાક્ષણિકતા બની રહી છે. ભારતના જુદા જુદા ભાગોમાંથી જૈન પંડિતોએ પોતાના પવિત્ર મૂળ પાઠયોની ઝીણવટભરી તુલના કરવા માટે તેમજ પ્રમાણભૂત જૈન નીતિનિયમના કાનૂનો આલેખવા માટે અહીં વલભીપુરમાં જ પોતાની બીજી અને ત્રીજી પરિષદો ભરી હતી. વેદોનું અધ્યયન પણ ઘણુંખરું આરંભકાળના વલભી-રાજાઓના આશ્રયે થતું હતું. વડનગર અને અન્ય સ્થળોએથી આવતા વિદ્વાન બ્રાહ્મણોને આ રાજાઓ નાણાંની સહાય આપતા. રાજાઓ પોતે તો શૈવધર્મી હતા, છતાં તેમણે બ્રાહ્મણસંપ્રદાય અને જૈન સંપ્રદાયને એકસરખો આશ્રય આપ્યો હતો.

આરબોએ વલભીપુર લૂંટ્યું તે પહેલાંના સમયથી પંજાબથી ધસી આવેલા ગુર્જરોએ આબુપર્વતની પશ્ચિમે લગભગ ૫૦ માઈલ પર આવેલા શ્રીમાળ ખાતે પોતાનું પાટનગર સ્થાપ્યું હતું. એ કાળે શ્રીમાળ એ મહાગુજરાતના એક ભાગમાં હતું. શ્રીમાળ તે કાળે એક ઘણું મોટું શહેર હતું. એને ૮૪ તો દરવાજા હતા, ૧૦૦૦ જેટલી બ્રહ્મશાળાઓ હતી અને ૪૦૦૦ જેટલા મઠ હતા. અહીં પણ વલભીપુરની માફક જ એ ત્રણ ધાર્મિક સંપ્રદાયો સાથે સાથે જ વિકાસ પામ્યા. આ ગુર્જરોએ આઠમી સદીથી અગિયારમી સદીના આરંભકાળ સુધી અહીં રાજ્ય કર્યું. અત્યારે જે પ્રદેશ રાજસ્થાન અથવા રાજપૂતાના તરીકે ઓળખાય છે તે એ કાળે ગુર્જરરાષ્ટ્રનો ભાગ હતો અને એની સીમા એક કાળે ઉત્તરમાં મથુરાની હદ સુધી વિસ્તરતી

હતી. સંસ્કૃતના મહાકવિ માઘનું કુટુંબ, જ્યોતિષશાસ્ત્રી બ્રહ્મગુપ્ત, જૈન તત્ત્વદર્શનના મહાન પ્રસારક હરિભદ્રસૂરિ, મહાન કવિ અને ટીકાકાર રાજશેખર, જેણે કાવ્યકલા અંગે કાવ્યમીમાંસા નામનો ગ્રંથ લખ્યો હતો તેમજ સંસ્કૃતમાં કેટલાંક નાટકો પણ લખ્યાં હતાં તે, તથા બીજા કેટલાક સુવિખ્યાત જૈન પંડિતો—આ સહુ શ્રીમાળમાં જ વસતા હતા. વલભીપુરની જેમ શ્રીમાળ પણ પરદેશીઓના આક્રમણનો ભોગ થઈ પડયું ને એનું પતન થયું. અને અતિમહા સંખ્યામાં બ્રાહ્મણો, જૈનો તેમજ રાજપૂતો હિજરત કરી જઈ ગુજરાતમાં દક્ષિણ તરફ જઈને વસ્યા હતા. તે કાળે ચાવડા વંશ હેઠળ અને તે પછીથી ચૌલુકય અથવા સોલંકી વંશ હેઠળ એનું પાટનગર અણહિલવાડ સ્થપાયું હતું. આ સ્થળાંતરોને કારણે ગુજરાતની સમૃદ્ધિ એટલી બધી વધી ગઈ હતી કે એમ કહેવાતું કે શ્રીમાળની શ્રીએ–લક્ષ્મીએ પોતાનું નિવાસસ્થાન બદલીને પાટણ રાખ્યું છે. ગુજરાતે પોતાનો હાલનો આકાર ધારણ કરવાનું તે કાળે શરૂ કર્યું હતું, જો કે તે કાળે તો એ અત્યારના કરતાં અતિશય વિશાળ હતું. આબુપર્વતની તળેટી પાસે આવેલી પ્રાચીન નગરી ચંદ્રાવતી તેમજ એની પાસે પાસે આવેલા પ્રદેશો પરમારવંશના રાજ્યઅમલ હેઠળ હતાં. પરમારો ગુજરાતના રાજાઓના જાગીરદારો હતા. તે કાળે ગુજરાત મહાભાગ્યશાળી હતું કે ગુજરાતને ત્રણ રાજાઓ એવા સાંપડયા હતા કે જેમણે તમામ દિશાઓમાં પોતાના પ્રદેશોને વિસ્તાર્યા, એટલું જ નહિ, પણ કલા, વિદ્યા અને ધર્મ—આ ત્રણને પોતાનો સક્રિય આશ્રય આપીને ગુજરાતના સાંસ્કૃતિક જીવનનું મજબૂત પાયા ઉપર ચણતર કર્યું.

મૂળરાજ, સિદ્ધરાજ અને કુમારપાળ—આ ત્રણે મધ્યકાલીન ગુજરાતના સુવર્ણયુગના સ્રષ્ટા હતા. એ સુવર્ણયુગ તે પછીની એકત્વ પામેલી અને વિશાળ સંસ્કૃતિ ઉપર પોતાના ચિરંતન સંસ્કાર મૂકી ગયો છે. મૂળરાજે જેમને ગુજરાતમાં આવીને વસવાનું નિમંત્રણ આપ્યું હતું તે ભારતના ઈશાન પ્રદેશના શ્રોત્રીય બ્રાહ્મણોએ અને શ્રીમાળ ખાતેના ઓસવાળો, પ્રાગ્વાટ જૈનો તેમજ બ્રાહ્મણો અને જૈનોએ ગુજરાતમાં પોતાનો સ્થાયી વસવાટ કર્યો. જેમણે વેપાર અને વાણિજ્ય અપનાવ્યાં તે લોકોએ પોતાની પ્રવૃત્તિઓ સમુદ્રોની પણ પેલે પાર વિસ્તારી. સાહસવૃત્તિ ધરાવતા તેમના પૂર્વજો પોતાની સામગ્રીઓના વિનિમય અર્થે છેક જાવા અને કામ્બોજ સુધીના દૂરદૂરના પ્રદેશો સુધી જવાને પ્રેરાયા હતા અને કેટલાકોએ તો ત્યાં પોતાનો હમેશનો વસવાટ પણ કર્યો હતો.

પણ ગુજરાતનો કીર્તિવૈભવ કેવળ વેપાર અને ઉદ્યોગપૂરતો જ મર્યાદિત રહ્યો નહોતો. હકીકતમાં જોઈએ તો બહુ જ આરંભકાળથી જે વિશાલતા ભૂમિની હતી અને આ બધાં સૈકાં દરમિયાન પણ જેનું એ ને એ જ સ્વરૂપ જળવાઈ રહ્યું છે એ સંસ્કૃતિના અપૂર્વતાના ગુણમાંથી ઉદ્ભવેલ છે. સંસ્કૃતિની આ લાક્ષણિકતાનું મુખ્ય કારણ એક એ હકીકતમાં રહ્યું છે કે એની સાહિત્યિક અને સાંસ્કારિક પ્રવૃત્તિઓ દેશના બીજા બધા ભાગોમાં બન્યુ છે તેમ કેવળ બ્રાહ્મણોપૂરતી જ મર્યાદિત નહોતી રહી. અને તેટલા જ કારણસર ગુજરાતમાં બ્રાહ્મણ–બ્રાહ્મણેતર એવી સમસ્યા કોઈ દિવસ નથી ઉદ્ભવી. આ વસ્તુસ્થિતિ માટેનો ઘણો યશ જૈન કોમને ફાળે જવો જોઈએ. એ કોમે કેવળ વેપા-

રીઓ જ નથી જન્માવ્યા, પણ વેપારીઓ ઉપરાંત કારભારીય દક્ષતા ધરાવતી વ્યક્તિઓ, યોદ્ધાઓ તેમજ સાહિત્યના પંડિતો પણ નિપજાવ્યા છે. સખ્યાબંધ જૈન મુનિઓએ પોતાનું જીવન કેવળ પોતાના ધર્મના સિદ્ધાંતોનું સ્પષ્ટીકરણ કરવા પાછળ જ નહિ પણ વ્યાકરણ, ચરિત્રાલેખન અને ઇતિહાસપ્રવાસ લખવા પાછળ પણ ગાળ્યું હતું. તેમણે પોતાના લેખ કેવળ પ્રાકૃતમાં જ નહિ પણ સંસ્કૃત ભાષામાં પણ લખ્યા છે. એ સહુમાં અત્યંત આગળ તરી આવે એવી તેજસ્વી વ્યક્તિ તે વિખ્યાત કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય હતા. એ પોતાની અનેકદેશીય પ્રતિભા વડે ભાષાશાસ્ત્ર, કાવ્ય, વ્યાકરણ અને છંદઃશાસ્ત્ર—એમ વિવિધ ક્ષેત્રોમાં અગ્રગણ્ય બની રહ્યા હતા. એમને કલિકાલ-સર્વજ્ઞનું જે બિરુદ પ્રાપ્ત થયું હતું તે સંપૂર્ણતાથી યથાર્થ છે. સાહિત્ય અને ધર્મના ક્ષેત્રમાં અર્પણ કરનારાઓ માટે રાજ્યાશ્રય પ્રાપ્ત કરાવી આપવામાં તેમણે મુખ્ય ભાગ ભજવ્યો છે. સિદ્ધરાજ અને કુમારપાળ—બંનેએ બ્રાહ્મણો અને જૈનોને એટલી હદ સુધી રાજ્યાશ્રય આપ્યો હતો કે તેમણે ખરેખર શૈવધર્મનું પ્રતિપાદન કર્યું હતું કે જૈનધર્મનું કર્યું હતું એ વસ્તુ હજી આજે પણ વિવાદાસ્પદ રહી ગઈ છે. આ રાજ્યાશ્રયે સાહિત્ય તેમજ કલા—બંને ક્ષેત્રોમાં ભરતી આણી હતી.

પ્રાધ્યાપક શ્રી રસિકલાલ છો. પરીખ 'કાવ્યાનુશાસન'ની પ્રસ્તાવનામાં નોંધે છે: "તર્ક સાહિત્ય અને લક્ષણ—તર્કશાસ્ત્ર ખંડનમંડનની કળા, સાહિત્ય અને કાવ્યકળા, વ્યાકરણ ભાષાનું તત્ત્વજ્ઞાન—આ બધા જ વિષયો અણહિલપુર નાગરિકોની અસર તળે આવ્યા હતા. આ વિષયોમાં

પુણતા પ્રાપ્ત કરી હોય તેમને રાજાના દરબારમાં તેમજ પંડિતોની સભાઓમાં જવાનો પરવાનો મળી જતો. વિદ્વાનું, જાહેર વાદવિવાદ સભાઓનુ અને સાહિત્યના વિવેચનનું તેમ સાહિત્ય સર્જનનું વાતાવરણ તે કાળનુ બહુ જ સૂચક લક્ષણ હતું; અને અણહિલપુરની રાજકીય સત્તા જેમ જેમ વ્યાપક બનતી ગઈ તેમ તેમ આ લક્ષણ વધારે ને વધારે દઢ થતું ગયું.

જન પંડિતોની વાઙ્મય પ્રતિભાનાં સુફલ હજી આજે પણ પાટણ, ખંભાત, અમદાવાદ, વડોદરા અને દૂરસુદૂર આવેલા જેસલમેર ખાતે જુદા જુદા અનેક ભંડારોનાં ભોંયરાંમાં સુરક્ષિત રહ્યાં છે. એ ભોંયરાંમાં સંખ્યાબંધ ગ્રંથો અને હસ્તલિખિત ગ્રંથો સંઘરી રાખવામાં આવ્યા છે અને એમાંના ઘણા હજી પણ પંડિતોનાં સંશોધનની વાટ જોઈ રહ્યા છે. મધ્યકાલીન ગુજરાતનું ખરેખરું ધન હજી પણ એ ભંડારોમાં ગુપ્ત પડેલું રહ્યું છે અને આધુનિક કાળમાં હમણાંના વિદ્વાનોનો રસ પોતાની શોધખોળની પ્રવૃત્તિઓમાં ઠીક ઠીક પ્રમાણમાં જાગ્યો છે તેમ છતાં પણ સહાયક બનવા માટે તેમનું કાર્ય સિદ્ધ થવામાં ઘણા મારા પ્રમાણમાં આર્થિક મદદ તેમજ વિદ્વાન સંસ્થાઓના સહકારની જરૂર રહેશે. આ અધિવેશનની સાથોસાથ યોજવામાં આવેલા પ્રદર્શનની અંદર આ સાહિત્યધનમાંથી થોડુંક એકત્રિત કરીને રજૂ કરવામાં આવ્યુ છે એ જોવાની આપ સહુને તક મળી રહેશે. અને મને આશા છે કે આપણી પ્રાચીન સંસ્કૃતિનું જ્ઞાન વિસ્તારવા માટે, એને વ્યાપક બનાવવા માટે આ ભંડારોમાં જે મહામોટું સાહિત્ય સંઘરાયેલું પડયું છે તેનો થોડોક ખ્યાલ આપને જરૂર આવશે. જૈન ભંડારો અને દેરાસરો જાળવી રાખવાનો સુયશ ગુજરાતના

મુસ્લિમ રાજાઓ અને ખુદ મોગલ શહેનશાહો ઉપર પણ જૈન કોમના આગેવાનોનો જે પ્રભાવ હતો અને તેમની જે દીર્ઘદૃષ્ટિ હતી તેને આભારી છે. અમદાવાદના નગરશેઠ કુટુંબની, આદ્યપુરુષ શેઠ શાંતિદાસ ઝવેરીની શહેનશાહ ઔરંગઝેબ ઉપર સારા પ્રમાણમાં લાગવાગ પહોંચતી હતી. એ મહાન મૂર્તિભંજક શહેનશાહે જૈન કોમઅર્થે શેઠ શાંતિદાસને જૈન દેવાલયોવાળી શત્રુંજયનાં શૃંગો, ગિરનાર અને આબુપર્વત ઉપરની એક એક ટેકરી બક્ષિસ આપતું એક ફરમાન પ્રગટ કર્યું હતું અને એમાં તમામ લોકોને એવી ચેતવણી આપી હતી કે શેઠ શાંતિદાસને પાલીતાણા ગામ તેમજ જે ત્રણ શિખરો આપ્યાં છે તેને અંગે કોઈએ પણ કોઈ પણ જાતનો અવરોધ નાખવો નહિ તેમજ પેદા કરવો નહિ અને જો કોઈ પણ શખ્સ એ ગામ તેમજ ત્રણ શિખરો વિશે કોઈ પણ જાતનો દાવો કરશે તો તે પ્રજાના તેમજ પાકપરવરદિગારના રોષને અને શાપને પાત્ર થશે. દેરાસરોનો શાંતિપૂર્વક ઉપયોગ કરવા દેવામાં ન આવે તો ઇશ્વરનો શાપ ઉતારનાર ઔરંગઝેબ જેવા મૂર્તિભંજક શહેનશાહ પાસેથી આ દેરાસરો માટે રક્ષણનું અભયવચન મેળવવું એ શું કોઈ જેવીતેવી સિદ્ધિ છે ?

જૈન સાહિત્યની વિદ્વત્તાભરી જ્ઞાનપરંપરાની સાથોસાથ બ્રાહ્મણધર્મના શૈવ અને શાક્ત સંપ્રદાયોને પણ ગુજરાતના રાજાઓએ ઉદારતાભરી બક્ષિસો વડે–દાન વડે ને વાજબી રીતે આશ્રય આપ્યો હતો. એક વસ્તુ નોંધવા જેવી છે કે ગિરનાર, આબુ અને પાવાગઢની ટેકરીઓ ઉપર જૈન તીર્થંકરોનાં અને બ્રાહ્મણધર્મનાં દેવ-દેવીઓનાં દેરાં બહુ જ પાસે પાસે અને

એકસાથે બાંધવામાં આવ્યાં છે. અંબાજીની ભક્તિ જૈનો અને હિંદુઓ બન્ને સમાન દૃષ્ટિથી કરે છે. આધુનિક ગુજરાતમાંથી બૌદ્ધ ધર્મ લુપ્ત થયો છે, પણ આ બે કોમો તો પરસ્પર સાથે રહેતી આવી છે, એટલું જ નહિ, પણ પરસ્પરના સમાજજીવન ઉપર એક-બીજાના પ્રત્યાઘાત પણ પડે છે. ગુજરાતના હિંદુઓનાં શુદ્ધ શાકાહારીપણું અને અહિંસાની ભાવના દૃઢમૂળ થયેલાં જોવામાં આવે છે. હિંદુ જીવનપદ્ધતિ ઉપર જૈનધર્મના પડેલા પ્રત્યાઘાતનું આ એક પરિણામ છે. આ સંયુક્ત સંસ્કૃતિનું લક્ષણ આપણા એક અગ્રગણ્ય ગુજરાતી પંડિત ડૉ. ભોગીલાલ સાંડેસરારચિત "લિટરરી સર્કલ ઑફ મહાઅમાત્ય વસ્તુપાલ" નામના ગ્રંથમાંથી ટાંકું તો વધારે યોગ્ય લેખાશે. એ ગ્રંથ નોંધે છે: "એ દિવસોમાં ગુજરાતની પંડિતસંસ્કૃતિ એવી અખંડિત હતી કે એમાં બ્રાહ્મણધર્મના અને જૈનધર્મના પંડિતોની અંદર પ્રશંસાપાત્ર સાંસ્કૃતિક સહકાર હતો. આપણને માલૂમ પડે છે કે રાજદ્વારમાં બેસતો પુરોહિત સોમેશ્વર જૈન-દેરાસરની પ્રશસ્તિઓ લખે છે અને બાલચંદ્ર જેવો જૈન સાધુ ભાગવત પુરાણ જેવા બ્રાહ્મણધર્મના મહાન ગ્રંથમાંથી સાહિત્યિક સામગ્રી ઉછીની લે છે. વળી આપણે એ પણ જોઈએ છીએ કે અમરચંદ્ર નામનો એક જૈન સાધુ સમગ્ર મહાભારતને શ્લોકોમાં સારબદ્ધ કરે છે અને એકે એક અધ્યાય આરંભે વ્યાસની સ્તુતિ કરે છે. પતંજલિ અને બીજાઓએ જેનો નિર્દેશ કર્યો છે તે શ્રમણો અને બ્રાહ્મણો વચ્ચેનું વૈમનસ્ય ગુજરાતમાંથી જાણે લુપ્ત થઈ ગયું છે. સાહિત્યની બાબતોમાં આ બિનસાંપ્રદાયિક દૃષ્ટિબિંદુ કંઈ આકસ્મિક નહોતું આવ્યું, કિંતુ

સમકાલીન જીવનમાં પ્રશંસાપાત્ર લેખી શકાય એવી સહિષ્ણુતાની અને આપલેની જે ભાવના પ્રવર્તતી હતી તેમાંથી આ દૃષ્ટિબિંદુ આવ્યું છે. આ સમકાલીન જીવનનાં લગભગ તમામ પાસાં આગામી પ્રકરણોમાં દર્શાવવામાં આવ્યાં છે તે પ્રમાણે વસ્તુપાલ જેવી મહાન વ્યક્તિમાં પ્રતિનિધિત્વ પામ્યાં છે. વિશેષમાં એ એમ પણ દર્શાવે છે કે જૈન ધર્મ અને સંસ્કૃતિ જેનો એક અંતર્ગત ભાગ બની રહ્યો છે તે હિંદુ સંસ્કૃતિ એક હતી, અને ગુજરાતનો સમગ્ર મધ્યકાલીન ઇતિહાસ જે ચિત્ર રજૂ કરે છે એમાં આપણને બ્રાહ્મણધર્મ અને જૈનધર્મના પ્રવાહોનું નોંધપાત્ર કહી શકાય એવું એકીકરણ જોવા મળે છે. એ એકીકરણ સારાયે પ્રાંતના સાંસ્કૃતિક જીવન ઉપર એક ન ભૂંસાય એવી છાપ મૂકી ગયું છે."

પ્રાચીન અને મધ્યકાલીન ગુજરાતમાં સંસ્કૃત સાહિત્યનું જે ખેડાણ થયું છે તેનું સંક્ષિપ્ત આલેખન અહીં અપ્રસ્તુત નહિ ગણાય. "શિશુપાલવધ"ના સુપ્રસિદ્ધ કર્તા મહાકવિ માઘ શ્રીમાળના નિવાસી હતા તેનો નિર્દેશ હું અગાઉ કરી ચૂક્યો છું. સાતમી સદીમાં જૈન પંડિત ધનેશ્વરસૂરિએ પોતાની સુપ્રસિદ્ધ કૃતિ "શત્રુંજયમાહાત્મ્ય" લખી હતી. પણ એ સદીનો સૌથી મહાનમાં મહાન ગ્રંથ વલભીપુરના કવિ ભટ્ટિનો છે, જેણે 'ભટ્ટિકાવ્ય' તરીકે જાણીતું મહાકાવ્ય લખ્યું છે. એ મહાકાવ્યમાં રાવણવધની વાર્તામાં પાણિનિના વ્યાકરણ પ્રમાણેનાં ઉદાહરણ ગૂંથી લેવામાં આવ્યાં છે. અગિયારમી સદીમાં વડનગરના ઉવટ નામના બ્રાહ્મણે "પ્રાતિશાખ્ય સૂત્રો" અને "વાજસનેયી સંહિતા" ઉપર ટીકાઓ લખી છે અને એ જ શહેરના (વડનગરના) એક ધા દ્વિવેદ નામના

બ્રાહ્મણે "નીતિમંજરી" નામનો ગ્રંથ લખ્યો છે. તે પછી આવે છે મહાન હેમચન્દ્રાચાર્ય, જેનો નિર્દેશ હું ઉપર કરી ગયો છું. એમના સમકાલીન વાગ્ભટે, હેમચંદ્રાચાર્યના "કાવ્યાનુશાસન"ના ધોરણે "વાગ્ભટાલંકાર" નામનો અલંકારવિષયક એક ગ્રંથ લખ્યો છે. એ બન્ને ગ્રંથ ઉપર મમ્મટના 'કાવ્યપ્રકાશ'નો પ્રભાવ છે. હેમચંદ્રાચાર્યે જે નવા સાક્ષરજીવનનો સંચાર કર્યો તેણે તેરમી સદીમાં સંખ્યાબંધ નવા કવિઓ અને પંડિતોને જન્મ આપ્યો. એમાં સૌથી મોટામાં મોટો વિખ્યાત કવિ વડનગરનો નાગર બ્રાહ્મણ સોમેશ્વરદેવ છે. અંગત હકીકત જણાવવા માટે મને ક્ષમા આપવામાં આવે તો હું એટલું કહું કે તેઓ મારા કુટુંબના એક પૂર્વજ તરીકે પ્રતિષ્ઠિત છે; સુપ્રસિદ્ધ જૈન પ્રધાન વસ્તુપાળના તેઓ એક ગાઢ મિત્ર હતા; અને એમણે "ગુર્જરેશ્વર-પુરોહિત" એવું બિરુદ પ્રાપ્ત કર્યું હતું: એમનાં બે કાવ્યો "કીર્તિકૌમુદી અને "સુરથોત્સવ"—બન્ને કાવ્યકલાનાં સૌંદર્ય અને શોભાથી તથા ખાસ કરીને ગુર્જરરાજલક્ષ્મી વિશેની એમની હૂબહૂ વિભાવનાથી ભરપૂર છે. વડનગર પાસેના એક શહેરનો નાનાક પંડિત, જે પણ એક નાગર બ્રાહ્મણ હતો તે, એક બીજો સંસ્કૃત પંડિત અને કવિ હતો. અમરચંદ્રસૂરિ અને મલ્લીસેનસૂરિ—એ પણ આ સદીમાં સંસ્કૃતના આગેવાન જૈન પંડિતો હતા. ચૌદમી સદીમાં મેરુતુંગાચાર્યે પોતાનો "પ્રબંધચિંતામણિ" ગ્રંથ લખ્યો હતો એ ગ્રંથને હજી પણ એક પ્રમાણભૂત ઐતિહાસિક બૃહન્નિબંધ તરીકે ગણવામાં આવે છે. સત્તરમી અને અઢારમી સદીમાં બીજા કવિઓમાં દેવવિમલગણિ, હીરવિજયજી અને આચાર્ય

યશોવિજયજીએ જુદા જુદા વિષયો પરત્વે સંસ્કૃતમાં ગ્રંથો લખ્યા છે.

ભારતના મોટા ભાગના પ્રાંતોની માફક ગુજરાતે ચૌદમી સદીમાં પોતાની સ્વાધીનતા ગુમાવી અને મુસ્લિમ શાસન હેઠળ એ મુકાઈ ગયું. કોઇને કદાચ એમ લાગશે કે તે કાળથી એનું ગૌરવ ઓસરવા માંડયું હશે; પણ નોંધવા જેવું છે કે એ ગૌરવ ટકી રહ્યું, એટલું જ નહિ, પણ હિંદુ અને મુસ્લિમ ધર્મોની એકીકૃત સંસ્કૃતિમાં એણે એક નવું જ કલાત્મક અભિવ્યક્તિનું સ્વરૂપ ધારણ કર્યું. મુસ્લિમોએ ગુજરાત જીતી લીધું હતું તેમ છતાં એનો આત્મા અકબંધ રહ્યો હતો અને મુસ્લિમ સંસ્કૃતિનાં સારાં તત્ત્વો પોતાનામાં સમાવિષ્ટ કરી લેવામાં આવ્યાં છે. ગુજરાતનું પાટનગર પાટણથી નવા અમદાવાદ શહેરમાં ખસેડવામાં આવ્યું એ પછીની ત્રણ સદીનો કાળ શાંતિ અને સમૃદ્ધિનો હતો, જેમાં કેવળ વિદ્યા જ સમૃદ્ધ નહોતી થઈ પણ કલાયે અસાધારણ હદે સમૃદ્ધ થઈ હતી. શરૂઆતથી જ અમદાવાદમાં નવાં ધાર્મિક અને બિનસાંપ્રદાયિક મકાનો એવી રીતે બંધાવા માંડયાં, જેમાં હિંદુ અને સારસેનિક ઢબની સ્થાપત્યકલાનું એકરસયુક્ત એકીકરણ જોવામાં આવે છે અને જેમાં મુસ્લિમ સ્થાપત્યકલાની બાહ્ય રોનકની પાછળ હિંદુ સંસ્કારતત્ત્વ જળવાઈ રહ્યું છે.

હિંદુ રાજાઓના કાળમાં આબુપર્વત ઉપરનાં દેલવાડાનાં મંદિરોની અને મોઢેરાના સૂર્યમંદિરની વિસ્મયકારક શિલ્પકૃતિઓમાં પથ્થર અને આરસપહાણ ઉપરની શિલ્પકળા ઉત્કૃષ્ટતાને શિખરે પહોંચી હતી. પ્રોફેસર નીલકંઠ શાસ્ત્રી એમના "હિંદના

ઇતિહાસ"માં કહે છે : "મહંમદ ગઝનવીના હુમલાઓને પરિણામે ઉત્પન્ન થયેલાં અવ્યવસ્થા અને નાસભાગમાંથી સ્વસ્થતા ઝડપથી પાછી આવી ગઈ અને બીજી સહસ્રાબ્દીનાં પહેલાં બે શતકોમાં તો સોલંકીઓના સુસ્થિર રાજકાલમાં અને પરદેશો સાથેના વેપારમાં વધુ શાંતિ અને ભૌતિક અભ્યુદય પશ્ચિમ હિંદે પ્રત્યક્ષ કર્યાં અને ગુજરાત અને એના પડોશના પ્રદેશોમાં ધાર્મિક સ્થાપત્યની શૈલીનાં નોંધવાયોગ્ય સર્જન થયાં. આ વખતનાં સારામાં સારાં બાંધકામો ઉપર પ્રકૃતિ અને મનુષ્યે કાળો કેર વર્તાવ્યો છે, છતાં જે કાંઈ બચી રહેવા પામ્યું છે તે સોલંકીયુગનાં મંદિરોની વિશિષ્ટ લાક્ષણિકતાનાં સ્વરૂપ અને ધ્યેયનાં બાહ્ય સૌંદર્યો અને આંતર સંવેદનોની પૂરતી સાક્ષી પૂરે છે. અને તે દેવાલયો તેમના નિર્માણકૌશલ અને સાંસ્કારિક ગુણવત્તા માટે વિશ્વવિખ્યાત છે. એ બાંધકામો જૈનો અને હિંદુઓ—બન્નેનાં છે; અને તેરમા શતકના આરંભમાં વસ્તુપાલ અને તેજપાલ નામના બે ઇતિહાસપ્રસિદ્ધ ભાઈઓએ–જેઓ હિંદના સંસ્કારપ્રેરકો કહેવાય છે, તેઓએ–તેમની સત્તા અને સમૃદ્ધિઓનો ગુજરાતની કલાઓને ઉત્તેજવામાં સદુપયોગ કર્યો. સોલંકી યુગનાં મંદિરો આમ છતાં એકંદરે કોઈ એક નાના સમૂહના માણસોનું માત્ર સર્જન નહોતું, પણ એક સમસ્ત જ્ઞાતિ મળીને તેની પ્રત્યેક વ્યક્તિ પોતપોતાની શક્તિઓ અનુસાર આ બાંધકામોમાં અંગત ને વ્યાપક રસ લઈને પ્રેરાઈ હતી એ આ વખતના ઐતિહાસિક લેખો ઉપરથી સ્પષ્ટ થાય છે; અને શિલાવટ યા સલાટ તરીકે ઓળખાતા જે ધંધાદારી કુશળ કડિયા-કારીગરો પોતાની પાઠ્યપોથીઓમાંના નિયમો અનુસાર કાર્ય

કરતા હતા, તેમણે રાજીખુશીથી તેઓની પરંપરાગત રૂઢિઓ મુસ્લિમ રાજ્ય થતાં ત્યજી દીધી ને મંદિરો મૂકીને મસ્જિદોમાં એમણે એમની કલાકારીગરીનો ઉપયોગ કર્યો. ”

આ પ્રમાણે પ્રતીત થશે કે મુસ્લિમ રાજ્યમાં જે કારીગરોને મસ્જિદો અને મકબરાઓ બાંધવામાં કામે લગાડવામાં આવ્યા તેઓમાંના ઘણાખરા હિંદુ હતા; અને તેમણે જ સ્થાપત્યની જે એક નવી સળંગ શૈલી ઉત્પન્ન કરી છે તે એટલી તો શ્રેષ્ઠ અને સુકોમળ છે કે એની કલાશ્રેષ્ઠતા ઉપર બ્રિગ્ઝ અને બર્જેસ, ફર્ગ્યુસન અને માર્શલ આશ્ચર્યમુગ્ધ થઈ આનંદ દર્શાવી ગયા છે. આમાંનાં કેટલાંક કલારત્નો તમે આ શહેરમાં જોઈ શકો છો—દૃષ્ટાંત તરીકે, લાલ દરવાજાની બારીઓ, રાણી રૂપમતી અને સિપ્રિની મસ્જિદો, ગોમતીપુરનો ધ્રૂજતો મકબરો, કાંકરિયા-સરોવર, શાહઆલમનો રોજો, દાદા હરિની વાવ, અને વળી શહેરના જુદા જુદા ભાગોની પરબંડીઓ. કળાની આ શૈલી, બહારની અસર છતાં, મૂળની કળાને સુરક્ષિત એકલીનતામાં રાખવાનો એક વિશિષ્ટ નમૂનો છે. સંવાદિત આત્માના એક-બીજા દષ્ટાંતની નોંધ પણ અહીં લેવી જોઈએ. ગુજરાતના લોકોના વ્યાવહારિક અને સમજદારીવાળા માનસે નિર્બળ બુદ્ધિ-વિષયક વાતાવરણમાં બહુ ઊંચે વિહાર કર્યો નથી; પણ જો કે અમારાં મન બુદ્ધિની અગાધતાઓ અને વિવાદવિષયક ચર્ચા-ઓથી ઘડાયાં નથી, છતાં અમારો ધર્મ એક એવી માનસિક ભૂમિકા ઉપર ખીલ્યો છે કે તે એક ઊંડા ઊંડા ભક્તિભર્યા માનસના વિકાસ માટે તેમજ જે જે ધર્મો અને પંથોએ અમારાં હૃદયો ઉપર સીધી અસર કરી છે તેની તેની સહિષ્ણુતા

અનુકૂળ થઈ રહ્યો છે અમારુ સાહિત્ય, અમારુ શિલ્પ, અમારુ સગીત, અમારી ચિત્રકલા–સૌએ આ દિશાએ પ્રગતિ કરી છે અને જીવનના સર્વ ક્ષેત્રામા સુસવાદ અને મિષ્ટ સુકુમારતાને વૃદ્ધિગત કર્યા છે અને અમારી કવિતા માત્ર કાગળ ઉપર જ આલેખાયેલી છે એમ નથી, પણ એના પ્રતીકોને અમારા દેવાલયોમા શિલ્પ અને સ્થાપત્યના પથ્થરો અને મ ગેમરમર ઉપર તાદશ કર્યા છે અને તે તમે શેઠ હઠીસિંઘના મ દિરમા, સ્વામિનારાયણના મ દિરમા, શહેરના સખ્યાબધ બીજા મહાલયોમા અને વળી રહેવાના ઘરોમા જોઈ શકો છો હિંદુધર્મના ભક્તિસપ્રદાય–જેવા કે, શ્રી વલ્લભાચાર્યનો વૈષ્ણવ સપ્રદાય, સહજાન દ સ્વામીનો સ્વામિનારાયણ સપ્રદાય આદિ—જેટલા ગુજરાતમા અભ્યુદય પામ્યા છે તેટલા બીજે પામ્યા નથી જૈન સપ્રદાયે પણ હિંદના બીજા પ્રાતો કરતા ગુજરાતમા વધારે ભક્તિભાવ ભર્યું સ્વરૂપ ધારણ કર્યું છે અને આ લાક્ષણિકતાનો ખાસ નોધવાલાયક પ્રકાર તો એ છે કે આ બધા સપ્રદાયો એક જ કુટુબમા સાથે સાથે માનવામા આવ્યા છે ખરેખર, જુદા જુદા ધાર્મિક સપ્રદાયો વચ્ચેનુ એકબીજા પ્રત્યેનુ માન એટલુ બધુ તો વધુ હતુ કે એક જ કુટુબના જુદા જુદા માણસો એક જ ઘરમા રહીને જૈનસપ્રદાય, વૈષ્ણવસપ્રદાય કે શૈવ સપ્રદાય માને ને પાળે એ કોઈ રીતે એક સામાન્ય બાબત ન કહેવાય આવી ધાર્મિક ઉદારતા હોવા છતા ગુજરાત મોટે ભાગે રૂઢિસરક્ષક રહ્યો છે, જ્યારે વલ્લભાચાર્ય, સહજાનદ સ્વામી અને બીજા ધાર્મિક આચાર્યોનો–જેઓ ભાગવત અને પૌરાણિક ધર્મ ઉપદેશતા હતા તેમનો–બીજે નહિ તેટલો

સત્કાર ગુજરાતમાં થયો. મહાન સુધારક સ્વામી શ્રી દયાનંદ સરસ્વતી ગુજરાતમાં જન્મ્યા હતા. એમણે મૂર્તિપૂજા વિરુદ્ધ ઉપદેશ કર્યો, તો તેમને ગુજરાતનો ત્યાગ કરવો પડયો અને આર્યસમાજની સ્થાપના કરવાને બહાર પંજાબ જેટલે દૂર જતા રહેવું પડયું હતું.

મુસ્લિમ રાજ્યકાળ દરમિયાન ઇતિહાસનાં અને સંસ્કારનાં તથા સાહિત્યનાં ક્ષેત્રોમાં મુસ્લિમ મૌલવીઓ અને વિદ્વાનોએ જે મોટો ફાળો આપ્યો છે તેનો નિર્દેશ કરવાનું મારે અહીં નહિ છોડી દેવું જોઈએ. મીરાતે સિકંદરી અને મીરાતે અહમદીના તવારીખનવેશોએ ગુજરાતના વિગતવાર ઇતિહાસ આલેખ્યા છે તેને ભવિષ્યના ઇતિહાસકારો માટે ખરી રીતે શિષ્ટ ગ્રંથો ગણવામાં આવે છે. ઘણાએક મુસ્લિમ વિદ્વાનોએ હિંદુઓમાં ફારસી અને ઉર્દૂના અભ્યાસને લોકપ્રિય કર્યો અને બ્રિટિશ રાજ્યની સ્થાપના સુધી આ ભાષાઓ રાષ્ટ્રની રાજ્યભાષાઓ હતી. મેં આગળ કહ્યું છે તેમ ભૂતકાળમાં સંસ્કૃતમાં જે કુશળતા બ્રાહ્મણોમાં તેમજ જૈનોમાં હતી તેને પાછળ હઠાવી દેવામાં આવી અને તે મુખ્યત્વે કરીને શાસ્ત્રીઓ અને પુરાણીઓમાં પુરાઈ રહી; અને હિંદુ અમલદારો અને વિદ્વાનોમાં ફારસી સાહિત્યનો અભ્યાસ કરવો, શુદ્ધ ફારસી ભાષામાં બોલવું અને લખવું અને મુસ્લિમ વિદ્વાનોની પેઠે બેતબાજી ખેલવી એને એક જાતની નવી રસવૃત્તિ ગણવામાં આવી.

હિંદુ, જૈન અને મુસ્લિમ વિદ્વાનો વચ્ચે મિત્રાચારીના સંબંધો સચવાઈ રહ્યા. પોતાના શહેરની પ્રતિષ્ઠા વધારવા તેઓ એકમેક સાથે ભળતા. હું આશા રાખું છું કે તમારી પ્રતીતિ

કરવા મેં પૂરતું કહ્યું છે કે ગુજરાતની પ્રતિભા માત્ર વેપાર અને ઉદ્યોગમાં જ રોકી રોકાઈ નથી. વેપારની સાહસ-વૃત્તિ અને ભક્તિમાર્ગી ધર્મે એનાં કળા અને સાહિત્ય ઉપર ઊંડી અસર કરી છે. આ પ્રાંતનાં સમાજજીવન સાથે સાથે જ રહ્યાં છે. વૈવિધ્યોના મધ્યમાં સુસંવાદિત એકતા એક માર્ગદર્શિની પ્રેરણા તરીકે ગુજરાતી જીવનમાં હમેશાં વાસો કરી રહી છે. ખરું છે કે આથી આક્રમક કે વિવાદી તત્ત્વો નથી ખીલ્યાં, પણ અન્ય સુસંયોજક લાભ તો ગુજરાતને મળ્યા જ છે. કોઈ પણ ગુજરાતી વેપારી ધંધામાં ગમે તેટલો કઠણ હૃદયનો હશે, પરંતુ અન્યની જરૂરિયાતો અને એમનાં દુઃખો તરફ તે તેટલો જ લાગણીમય છે, મૃદુહૃદય છે. જૈનધર્મનાં 'અહિંસક' તત્ત્વો તેમજ વૈષ્ણવભક્તિની ઊંડી અસરો વર્ષો સુધી ગુજરાતના જીવન-માં ધબકતી રહીને એકરસ થઈ ગઈ છે–તે એટલે સુધી કે તે માત્ર હવે મનના મોઘમ ગુણોરૂપે જ નથી રહી, પરંતુ તે દ્વારા મહાન વ્યક્તિઓની સુવાસ પ્રસરાવતા માનવજીવનના ઇતિહાસ-માં સદાયે સુવાસિત રહી છે. પુણ્યશ્લોક ગાંધીજી આપણી ભારતીય સંસ્કૃતિનું અપ્રતિમ પ્રતીક હતા, પરંતુ તેઓ ગુજ-રાતમાં જન્મ્યા હતા તે પણ ઓછું મહત્ત્વનું નહોતું. એમનો અહિંસાવિષયક અણનમ સત્યાગ્રહ, પ્રભુ પ્રત્યેની અથાગ, અચળ, દૃઢ અને ભવ્ય શ્રદ્ધા, તેમની કાર્યદક્ષ અને વિવાદયુક્તાને હંફાવી નાખે એવી આપણા દેશની સમસ્યાઓને ઉકેલવાની શક્તિ, તેમનો આત્મપ્રેરક અને અગ્રાહ્ય માનવજીવનનો અભ્યાસ, આટલી બધી વિવિધ શક્તિઓ એક જ માનવીના મનમાં, તે ગમે તેટલો મહાન હોય છતાં પણ, ન વસી શકે, પરંતુ મહાત્મા ગાંધીજીના

જીવનમાં એ થોડીક વારસાથી અને થોડીક ગ્રહણ કરાયેલી હોવાથી એ દ્વારા આ શક્તિઓએ અદ્ભુત આદર્શ અને વાસ્તવનું, નિષ્ક્રિય વિરોધકાર્યયુક્ત વિપ્લવનું એકીકરણ યોજ્યું. એમના વ્યાવહારિક આદર્શવાદે અને સરદાર પટેલના મજબૂત યથાર્થતાના સહયોગથી અહિંસક વિપ્લવ સફળ થયો તે સમગ્ર વિશ્વના ઇતિહાસમાં અપ્રતિમ ને અદ્વિતીય જ રહેશે.

આ શહેરનું એ મહાન સદ્ભાગ્ય હતું કે ગાંધીજીએ હિંદુસ્તાનમાં પાછા આવીને શરૂઆતમાં જ એમનું નિવાસસ્થાન અહીં બનાવ્યું હતું અને આમ સાબરમતી આશ્રમના નામને જગતના નકશા પર સ્થાન મળ્યું હતું. અમદાવાદની ઔદ્યોગિક પ્રગતિએ એનાં સંસ્કારમય તત્ત્વો સાથે સ્પર્ધા શરૂ કરી દીધી હતી. ગાંધીજીએ આપણી ભારતીય સંસ્કૃતિનું પુનર્વિધાન પ્રખ્યાત ગુજરાત વિદ્યાપીઠ અને ગુજરાત પુરાતત્ત્વમંદિર સ્થાપીને કર્યું. આ સંસ્થાઓએ હિંદના ઘણા જિજ્ઞાસુ ને સુવિદિત વિદ્વાનો તથા કેળવણીકારોને આકર્ષ્યા અને આ શહેરના સંસ્કારી જીવનને વધુ મૂલ્યવાન બનાવ્યું. આ પુનરુત્થાનના યુગની શરૂઆત અમદાવાદમાં થઈ. અભ્યાસ અને સંશોધનકાર્યની પ્રગતિ અર્થે જે સંસ્થાએ આ સંમેલનને આમંત્ર્યું છે તે ગુજરાત વિદ્યાસભા જે આધુનિક ગુજરાતની જૂનામાં જૂની સંસ્થા છે તેણે ભારતીય સંશોધનકાર્યના અભ્યાસ માટે પણ કેન્દ્ર ખોલ્યું છે.

અમદાવાદના મિલમાલિકો તથા અન્ય ધનવાનોએ લગભગ બે કરોડ રૂપિયાની ઉદાર સહાય ઉચ્ચ કેળવણીના વિકાસઅર્થે આપી છે. આથી 'અમદાવાદ એજ્યુકેશન સોસાયટી' લગભગ

પાંચેક કૉલેજો આ શહેરમાં શ્રી. માવલકર, શેઠશ્રી કસ્તૂરભાઈ લાલભાઈ, શ્રી. અમૃતલાલ હરગોવનદાસ અને અન્યના ઉપયોગી અને પ્રજ્ઞાવંત માર્ગદર્શન દ્વારા ચલાવી રહી છે.

મેં આગળ કહ્યું છે તેમ સંશોધનકાર્ય અને વિદ્વત્તા પુરાતન ગુજરાતમાં ખૂબ જ વિકાસ પામ્યાં હતાં તે હવે નવા સ્વરૂપે છેલ્લાં સો વર્ષમાં ભારતીય સંસ્કૃતિના પ્રખર અભ્યાસીઓ–પંડિત ભગવાનલાલ ઇંદ્રજી, આચાર્ય વલ્લભજી હરિદત્ત, મહામહોપાધ્યાય શંકરલાલ શાસ્ત્રી, દુર્ગાશંકર શાસ્ત્રી, ગિરિજાશંકર આચાર્ય અને અન્યો દ્વારા પુનરાવતાર પામ્યાં છે. ભાષાશાસ્ત્ર અને ઐતિહાસિક સંશોધનકાર્ય સ્વ. નરસિંહરાવ દિવેટિયા, સ્વ. કેશવલાલ ધ્રુવ, આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ, કમળાશંકર ત્રિવેદી, હરિહર્ષદ ધ્રુવ, શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી. કૃષ્ણલાલ ઝવેરી, કાકાકાલેલકર, પંડિત સુખલાલજી, મુનિશ્રી જિનવિજયજી, મુનિ પુણ્યવિજયજી, શ્રી રસિકલાલ પરીખ, રામનારાયણ પાઠક, રત્નમણિરાવ ભીમરાવ, ભોગીલાલ સાંડેસરા, પંડિત બેચરદાસ, આર. જી. જ્ઞાની, ગોવિંદલાલ ભટ્ટ, કે. કા. શાસ્ત્રી, પ્રહ્લાદ દીવાનજી, એમ. આર. મજમૂદાર, ડી. આર. માંકડ અને અન્ય દ્વારા વિકસ્યુ છે. મારે અહીં બીજી અમદાવાદ બહારની સંસ્થાઓ–જેવી કે મુંબઈમાં ભારતીય વિદ્યાભવન, વડોદરામાં ઓરિયેન્ટલ ઇન્સ્ટિટયૂટ—જેણે કેટલાંય પુસ્તકો ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝ દ્વારા પ્રકાશિત કર્યાં છે—તેમજ ફાર્બસ ગુજરાતી સભા, ગુજરાત રિસર્ચ સોસાયટી, તથા આણંદમાં વલ્લભવિદ્યાનગર આદિના મૂલ્યવાન ફાળાનો ઉલ્લેખ કરવો જ જોઈએ. છેલ્લે ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના, જે માત્ર હજી એની બાલ્યાવસ્થામાં

જ છે છતાં, આ પ્રાંતમાં ઉચ્ચ કેળવણીના વિકાસ અર્થે અને એના પ્રકાશઅર્થે ઉજ્જવળ ભાવિની આશા આપે છે.

આપનામાંનાં ઘણાંકને કદાચ આશ્ચર્ય લાગશે કે આટલી બધી આ પ્રાંતની પ્રાચીન સંસ્કૃતિ અને આ શહેરની વિશિષ્ટ સંસ્કૃતિ પર મેં મારું વક્તવ્ય કેમ કેન્દ્રિત કર્યું છે. મારો ખાસ હેતુ એ જ દર્શાવવાનો છે કે અખિલ ભારત પ્રાચ્યવિદ્યા પરિષદનું અધિવેશન જો કે ઘણું મોડું છતાંય એ આ શહેરમાં યોજાયું છે તે યોગ્ય જ છે કે જે શહેર પાસે વિવિધ સાંસ્કૃતિક વિવિધતા ને એના એકત્રિત જીવનમાં એકરસ કરવાની પરંપરાગત શક્તિ છે. અને મારી દૃષ્ટિએ આ જ એકતા આધુનિક યુગમાં સ્થાપવાના પ્રયાસ આ પ્રાચ્યવિદ્યા પરિષદ કરી રહી છે. પૌરસ્ત્ય વિશ્વને હવે ઘણું જ જલદી એના આત્માનું પ્રત્યક્ષીકરણ થતું જાય છે. એણે એનાં ધર્મ અને તત્ત્વજ્ઞાન સમગ્ર વિશ્વને આપીને એના બદલામાં આધુનિક વૈજ્ઞાનિક, રાજકીય, આર્થિક અને સામાજિક જીવનની દૃષ્ટિ પ્રાપ્ત કરી છે. આજનું વિશ્વ, જે પહેલાં કદાપિ નહિ પામેલું તેવી એકતા પ્રાપ્ત કરતું જાય છે તે, હવે આજે વધુ ને વધુ સમજતું થતું જાય છે કે એકલું પૂર્વ કે પશ્ચિમ કદી ટકી શકશે નહિ, અને આથી અન્યોન્ય મળી અઘરાં છતાં અનિવાર્ય માનવજીવનનાં ભૌતિક અને સાંસ્કૃતિક તત્ત્વોને એકરસ કરવાનું કાર્ય સૌ કરી રહ્યાં છે.

આપણે આ પ્રશ્નનું નિરાકરણ આપણાં જૂનાં સાંસ્કૃતિક તત્ત્વો, જે માનવતાના વિકાસ માટે સ્થાયી ને કિંમતી છે, તેમાં કિંમતી ફાળો આપીને કરી શકીએ અને 'યુનેસ્કો' જેવી આંતરરાષ્ટ્રિય સંસ્થા દ્વારા એનું જગવિશાળ પ્રકાશન, જે વિદ્વાનો

પૂર્વના નવીન માર્ગદર્શન માટે વિશ્વના નૂતન નેતૃત્વ માટે પ્રયાસ કરી રહ્યા છે તેમને, આપીને કરવું જોઈએ.

હમણાં જે વિષય ઘણો જ પ્રધાનપણે આપણી સમક્ષ આવી પડ્યો છે તે સંસ્કારાત્મક અને વૈજ્ઞાનિક શબ્દોની એકસરખી ભાષા અને શબ્દકોશનો છે. જ્યારે હિંદી આપણી રાષ્ટ્રભાષા બનવાની છે ત્યારે આપણે એ જોવું જોઈએ કે તે સંસ્કારાત્મક સંબંધો દર્શાવવા જુદા જુદા વર્ગના આપણા લોકોને અનુકૂલ બને તેવું તેનું માધ્યમ રહે. આવી ભાષાનું સ્વરૂપવિધાન ટૂંકા સમયમાં ન જ થઈ શકે. ભાષાવિષયક ભૂમિમાં એનાં મૂળ જો ઊંડાંઊંડાં ઘાલવાં હોય તો એનો વિકાસ થવાને માટે અવકાશ હોવો જ જોઈએ. પ્રચલિત વૈજ્ઞાનિક શબ્દો અને નિયમોને દૂર કરીને એનું સ્થાન બીજા ઉચિતને આપવા માટે સંભાળપૂર્વક કે વિચાર કર્યા વગર એઓનાં શબ્દાંતરો છૂટથી વપરાય અને બધાંથી સમજી શકાય એ માટે આપણે ઉતાવળ ન કરવી જોઈએ. આ સંબંધમાં હું ઇચ્છું છું કે થોડા વખત ઉપર પૂનામાં મળેલા ભારતીય ભાષાઓના સંમેલને કરેલી ભલામણોની આ સંમેલન નોંધ લેશે.

પણ, સજ્જનો અને સન્નારીઓ, મારે હવે તમારો વધુ સમય ન લેવો જોઈએ, કારણ કે એ વિવિધ વિષયો સંપૂર્ણ રીતે આપણા વિદ્વાન પ્રતિષ્ઠાસંપન્ન પ્રમુખશ્રી સુનીતિકુમાર ચેટરજી ચર્ચશે જ. આપણાં મંતવ્યોનો વિચાર કરતી વખતે એમને જે પ્રમુખપદ આપવામાં આવ્યું છે ત્યાં બેસી એમની પૂર્ણ-વિકસિત શક્તિઓથી એટલા તો સંચિત છે કે તેઓ એ ચર્ચાને પૂર્ણ ન્યાય આપશે.

એક વાર ફરીથી આ પરિષદના પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોનું સ્વાગત કરીને અને એમને સૌને માટે હાર્દિક શુભેચ્છા દર્શાવીને હું કહીશ કે આપણી વચ્ચેનો તેમનો નિવાસ આનંદદાયી બનશે અને અમદાવાદની તેમની મુલાકાતનાં સુખદ સંસ્મરણો સાથે લઈને તેઓ એમના ઘેર પાછા વળશે. આ આશા સાથે હવે હું અહીં વિરમીશ.

## ૫ : સૌંદર્ય

સૌંદર્ય શું છે અને ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં તેનો કેવો અનુભવ થાય છે તે આજનો વિષય છે. સાધારણ રીતે સુંદર વસ્તુને આપણે રૂપાળી અર્થાત્ રૂપવાળી કહીએ છીએ, કારણ કે રૂપ અને સુંદરતા–એ બન્નેનું તત્ત્વ એક જ છે. કોઈ પણ વસ્તુનાં અવયવો અમુક પ્રમાણમાં હોય છે ત્યારે આપણે તેને સુંદર કહીએ છીએ. પરંતુ સુંદરતાનો વિશિષ્ટ ગુણ એ છે કે તેના પ્રમાણ માટે આપણે કોઈ પણ નિયમ બાંધી શકીએ નહિ; અર્થાત્ અમુક વસ્તુ કયા પ્રમાણમાં હોય તો જ સુંદર લાગે તેને માટે એવો કોઈ નિયમ નથી, જે સર્વદા તેને લાગુ પડે, એટલું જ નહિ, પરંતુ સૌંદર્યનો ખરો સ્વભાવ એ છે કે અમુક વસ્તુ આપણને અત્યંત સુંદર લાગે અને સર્વેને તેવી જ રીતે લાગશે એમ આશા રાખીએ, છતાં તે વસ્તુ શા માટે આપણને સુંદર લાગે છે તેનું સંતોષકારક કારણ આપી શકીએ નહિ તેમજ તે વસ્તુ અન્ય જનોને તેવી જ સુંદર લાગવી જોઈએ તે સિદ્ધ પણ કરી શકીએ નહિ. ઉદાહરણ તરીકે, કોઈ સારા ચિત્રકારનું ચિત્ર લઈએ. એક જ ચિત્ર કોઈને અતિસુંદર લાગશે, કોઈને સાધારણ જણાશે અને કોઈને તેમાં વિરૂપતા નહિ તો સુંદરતાનો અંશ પણ જણાશે નહિ. આ ઉપરથી સહજ પ્રશ્ન ઊઠે છે કે આનું કારણ શું. કારણ માત્ર એટલું જ આપી શકાય કે સુંદરતા એ અત્યંત આત્મલક્ષી મનોભાવના

છે. તેની પ્રતીતિ આપણી માનસિક વૃત્તિઓ ઉપર ઘણે અંશે આધાર રાખે છે. ઉન્નત મનવાળા મનુષ્યો વસ્તુઓમાં સુંદરતાની જે રેખાઓ જુએ છે તે રેખાઓ કોઈ જડ બુદ્ધિને તો અદૃશ્ય અને અગમ્ય જ રહે છે. ભિન્ન ભિન્ન મનોવૃત્તિઓથી જોતાં એક જ વસ્તુ ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં જણાય છે. એક જ મુખાકૃતિને ઈર્ષ્યા, દ્વેષાદિ વૃત્તિઓથી જોઈએ તો પ્રત્યાકર્ષક લાગે છે, સ્નેહની વૃત્તિથી જોઈએ તો આકર્ષક લાગે છે અને પ્રેમના મનોભાવથી જોઈએ તો તેની સુંદરતા અત્યંત મનોહર લાગે છે. ઘણા પુરુષોને સાધારણ અને વળી વિરૂપ વસ્તુઓને માટે પણ કાંઈ ખાસ ભાવ થઈ જાય છે અને તે જ વસ્તુઓ તેમને સુંદર લાગે છે. કોઈક મનુષ્યોને ઝીણી આંખોવાળાં મોં સારાં લાગે છે, કોઈકને લાંબાં મોં જ ગમે છે, જ્યારે એવા પણ દાખલા વાંચવામાં આવે છે કે એકને શીળીનાં ચાઠાંવાળાં મોં જ આકર્ષક જણાતાં. અને એકને તો વળી ચીબાં મનુષ્યો જ સુંદર લાગતાં ! આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે સુંદરતાનું ભાન પ્રત્યેક મનુષ્યને જુદી જુદી રીતે થાય છે અને તેનું કારણ મનોવૃત્તિઓની ભિન્નતામાં રહેલું છે. સૌંદર્યનો અનુભવ અને આપણા હૃદયની વૃત્તિઓનો વિકાસ પરસ્પર નિકટ સંબંધ ધરાવે છે.

સુંદરતાનું શું લક્ષણ છે તે આપણે જોયું. હવે તેનાથી ઉત્પન્ન થતા આનંદ તરફ ફરીએ. પ્રત્યેક સુંદર વસ્તુ તેના અનુભવ કરનારને થોડો ઘણો આનંદ આપે છે તે સર્વને જ્ઞાત છે. એક પ્રફુલ્લિત ગુલાબના પુષ્પનું નિરીક્ષણ અપૂર્વ આનંદ પ્રેરે છે. આવા અસાધારણ આનંદની ઉત્પત્તિ તે સૌંદર્યનો વિશિષ્ટ ધર્મ છે. કોઈ અત્યંત સુંદર વસ્તુને જોતાં જ આપણું હૃદય ઊછળે

છે અને તે વસ્તુ સાથે એકાગ્ર થઈ તેમાં જ લીન થઈ જાય છે. ક્ષણ વાર તો આપણા હૃદયનો અપ્રતિમ આનંદ અને તે વસ્તુનું સૌંદર્ય—એ બન્નેની અભેદ અવસ્થામાં પોતાનું ભાન પણ ભૂલી જવાય છે અને આવા અવર્ણનીય અનુભવનો કોઈ ભાષામાં ઉચ્ચાર કરવામાં અતિ કઠિનતા લાગે છે. આવા આનંદનો અનુભવ ચિત્તમાં વિરોધ દૂર કરી શાંતિ આપે છે અને હૃદયમાં મૃદુતા પ્રેરી તેને દ્રવિત કરે છે. પરંતુ સુંદરતાનું ખરું લક્ષણ એ છે કે તેનાથી નીપજતો આનંદ તે સુંદર વસ્તુના ઉપભોગ માટે નહિ પરંતુ કેવળ નિઃસ્વાર્થ વૃત્તિનો હોવો જોઈ એ. દાખલા તરીકે, કોઈ સુંદર પુષ્પને જોઈ તેની સુગંધ ભોગવવાની ઇચ્છાથી થતા આનંદ કરતાં તેના સૌંદર્યના નિરીક્ષણથી નીપજતો નિઃસ્વાર્થ આનંદ ઉચ્ચતર અને વધારે નિર્મળ છે, કારણ કે ઉપભોગની આશાનો આનંદ એમાં અધમ વૃત્તિઓથી દૂષિત થવાનો સંભવ ઘણો છે. અને તેથી જ સૌંદર્યના અનુભવમાં નિઃસ્વાર્થ આનંદ લેવો તે નૈતિક નૈપુણ્યનું શુભ ચિહ્ન છે. આપણા હૃદયનો વિકાસ સદ્વર્તન માટે જરૂરનો છે અને તે સૌંદર્યની પ્રતીતિ ઉપર આધાર રાખે છે.

આ સંક્ષિપ્ત વૃત્તાંત ઉપરથી જણાશે કે સૌંદર્યનું ખરું સ્વરૂપ સાધારણ રીતે મનાય છે તે કરતાં તદ્દન જુદા અને ઉચ્ચતર પ્રકારનું છે. કોઈ વસ્તુ અથવા દેખાવની સુંદરતાના ભાનનો આનંદ તેના ઉપભોગના આનંદની સાથે ઘણી વખત એકમય કરવામાં આવે છે. અને પરિણામે સુંદર વસ્તુની સાથે નીચ અને મલિન વૃત્તિઓ ઘણી વખતે સંયુક્ત થાય છે. આથી એમ સમજવાનું નથી કે સુંદર વસ્તુ કેવળ નિરીક્ષણ માટે જ અને ઉપ-

ભોગ માટે નથી. પરંતુ સૌંદર્યના અનુભવમાં વૃત્તિઓને નિયંત્રિત રાખવાની આવશ્યકતા છે. અને તેથી જ ખરા સૌંદર્યનું ભાન અધમ પુરુષોને નહિ પરંતુ સાત્ત્વિક વૃત્તિવાળાઓને જ થાય છે.

આપણે જોયું કે સુંદરતાની પ્રતીતિથી હૃદયમાં અપૂર્વ આનંદનો ઉદ્ભવ થાય છે. તે આનંદ સૌંદર્યની ભાવનામાં પ્રધાનરૂપ છે; પરંતુ સૌંદર્યથી ઉચ્ચતર એક એવી ભાવના છે કે તેમાં કેવળ આનંદ નહિ પરંતુ દુઃખની લાગણી સાથે આનંદનો અનુભવ થાય છે. આ ભાવનાનું નામ ભવ્યતા છે. એક સુંદર પુષ્પ કે સુંદર ચિત્ર કે કોઈ સુંદર કળાનો નમૂનો સુંદરતાની ભાવના હૃદયમાં ઉત્પન્ન કરે છે, પરંતુ સંધ્યાસમયે શાંત અને મંદ મંદ વહેતી નદીના તટ ઉપર ઊભા રહી આસપાસના વિવિધ રંગોનાં વૃક્ષોનાં ઝૂમખાં ઉપર પક્ષીઓના સંગીતના સ્વરોથી મૃદુ થયેલા ગંભીર દેખાવના નિરીક્ષણથી સુંદરતાની નહિ પરંતુ ભવ્યતાની ભાવના ઉત્પન્ન થાય છે. આ ભાવના અત્યંત શુદ્ધ અને પ્રૌઢ છે અને તેનું ખરું લક્ષણ તેની ગંભીરતા છે. કોઈ એક ઉન્નત ગિરિશૃંગ ઉપરથી હેઠળની ભૂમિના વિશાળ વિસ્તારનો દેખાવ સુંદર નહિ પરંતુ ભવ્ય લાગે છે. તેમજ વર્ષાઋતુની રાત્રિએ ચમકતી વીજળીઓ તથા ઘન વાદળાંના ભયંકર ગડગડાટની સાથે ધોધબંધ પડતા વરસાદનો દેખાવ અત્યંત ગંભીર ભવ્યતા ઉત્પન્ન કરે છે. આવા દેખાવો તથા બનાવો ભવ્ય લાગવાનું મુખ્ય કારણ એ છે કે તેઓના અનુભવથી કુદરતની મહાન અને પ્રબળ શક્તિઓ આગળ મનુષ્યને પોતાની નિયંત્રિત શક્તિનું ભાન થાય છે. સૃષ્ટિક્રમના અનંત પ્રવાહમાં

પોતાનું જીવન એક બિન્દુ સમાન છે એવા વિચારથી પ્રથમ દુઃખની લાગણી ઉત્પન્ન થાય છે. પરંતુ ભવ્યતાનું મુખ્ય લક્ષણ એ છે કે આ દુઃખની લાગણી કાંઈ સ્વાર્થમય દુઃખની નથી પરંતુ એક દૈવી દુઃખની લાગણી છે, અને તે લાગણી મનુષ્યના જાતિસ્વભાવમાં જ રહેલી છે. અને જો કે પોતાના સ્થૂળ શરીરથી જડ સૃષ્ટિની સાથે દૃઢ શૃંખલામાં બંધાયેલો છે એમ જાણી મનુષ્યને દુઃખ થાય છે, પરંતુ તેની સાથે ભવ્ય દેખાવોથી નીપજતા ભવ્ય વિચારોથી પોતે એક આધ્યાત્મિક સૃષ્ટિનો નિવાસી છે તે જ્ઞાનથી અપૂર્વ આનંદ થાય છે. ઉપર વર્ણવેલા દેખાવોને આપણે ગંભીર અને ભવ્ય કહીએ છીએ; પરંતુ ખરું જોતાં તે દેખાવો પોતે ભવ્ય નથી, પરંતુ તેમના નિરીક્ષણથી નીપજતા વિચારો જ ભવ્ય છે. અને લક્ષણાથી આપણે તે દેખાવોને ભવ્ય કહીએ છીએ. પર્વતો ઉપરથી જણાતા દેખાવો, ગાજવીજ સાથે પડતા વરસાદના ધોધો, તોફાની મોજાંથી ઊછળતા સમુદ્રો, કૃષ્ણપક્ષની રાત્રિનું અગણિત તારકોથી જડિત આકાશ—એ સર્વે આપણા હૃદયમાં ભવ્યતાની જે ભાવના ઉત્પન્ન કરે છે તે ભાવના આવા દેખાવોથી નીપજતા ભવ્ય વિચારોને લીધે જ છે. અખિલ વિશ્વની કેવી અદ્‌ભુત રચના છે, મનુષ્યની જગતમાં શી સ્થિતિ છે અને પ્રકૃતિ તથા ઇશ્વર સાથે તેનો કેવો સંબંધ છે, વગેરે ગંભીર વિચારો જે ભવ્ય દેખાવોથી ચિત્તમાં સ્ફુરી નીકળે છે તેઓનું મનન તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં લઈ જાય છે.

આ ઉપરથી જણાશે કે ભવ્યતા એ એક સુંદરતાનું ઉગ્ર અને અદ્‌ભુત સ્વરૂપ છે અને તેનું ખરું ભાન થવા માટે એક જાતનો અધિકાર જોઈએ છે. શુષ્ક મનના મનુષ્યોને સૌંદર્ય

અનુભવવાની શક્તિ ઓછી હોય છે અને ભવ્યતાનું ભાન તો તેમને કવચિત જ થાય છે, એટલું જ નહિ, પરંતુ સુંદરતા અનુભવવાની શક્તિવાળા રસજ્ઞ પુરુષોને પણ ભવ્યતાનું પૂરું ભાન થતું નથી. આવા પુરુષોમાં ભવ્યતા અનુભવવાની શક્તિ થોડી ઘણી હોય છે ખરી, પરંતુ ભવ્યતાની ભાવના ઉત્પન્ન કરવાની શક્તિ તો કોઈકમાં જ હોય છે. ભવ્યતાનું ખરું દર્શન તો અધિકારીઓને જ થાય છે.

અત્યાર સુધી આપણે જે સુંદરતા વિશે જોયું તેને શારીરિક સુંદરતા કહી શકાય. પરન્તુ સૌંદર્ય ફક્ત શરીરનું જ નથી— તેના કરતાં સૌંદર્યનું એક ઉચ્ચતર સ્વરૂપ છે–અને તે આત્માનું સૌંદર્ય છે. જેમ શરીર સુંદર હોય ત્યારે આકર્ષક લાગે છે તેમ મન પણ સુંદર હોય ત્યારે તેનું પૂર્ણ સૌંદર્ય દીપી નીકળે છે. હવે મનની સુંદરતા તે શું ? જેવી રીતે એક ગુલાબનું પુષ્પ ખીલે તેમ તેની સુંદરતામાં વૃદ્ધિ થતી જાય, તેવી જ રીતે મનનો વિકાસ તે જ તેની સુંદરતા. આપણા મનની સર્વે શક્તિઓ બીજરૂપે જન્મથી જ આપણામાં રહેલી છે. અને સરખા પ્રમાણમાં તે સર્વેનો વિકાસ તે જ મનની સુંદરતા છે. જેમ મનુષ્યનાં અવયવો સરખા પ્રમાણમાં હોય ત્યારે શરીર સુંદર લાગે છે અને એક અવયવ વધારે મોટું અગર વધારે નાનું હોય ત્યારે શરીર વિરૂપ કહેવાય છે, તેમ જ્યારે મનની સર્વે શક્તિઓ સરખા પ્રમાણમાં કેળવાયેલી હોય ત્યારે મનને સુંદર કહી શકાય અને થોડી જ શક્તિઓ કેળવી હોય અગર તેમને ખોટે રસ્તે કેળવો હોય ત્યારે મન પણ વિરૂપ બને છે. પરંતુ આ બેમાં એટલો ફેર છે કે શરીરની સુંદરતા જન્મની

સાથે આવે છે ત્યારે મનને સુંદર કે વિરૂપ બનાવવું એનો આધાર પોતાના ઉપર જ રહે છે. મનનાં સર્વે શક્તિઓ સરખી રીતે ખીલવવી એ ઘણું કઠિન અને ખરું જોતાં અશક્ય છે. છતાં જેમ બને તેમ મનનો વિકાસ પ્રફુલ્લિત થાય એમ યત્ન થવો જોઈએ. જેમ શરીરનાં સુંદરતાનાં વિકાસ તથા સંરક્ષણ માટે આરોગ્યની જરૂર છે તેમ મનની સુંદરતાના વિકાસ માટે જ્ઞાનની જરૂર છે. આ ઉપરથી સહજ જણાશે કે ભાષાજ્ઞાન, ઇતિહાસ, ગણિતશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્રો, તત્ત્વજ્ઞાન અને ધર્મજ્ઞાન—એ સર્વેનો અભ્યાસ મનના પૂર્ણ વિકાસ માટે અગત્યનો છે. અને કેળવણીની જે રીતિથી મનનો આ સર્વે પ્રદેશોમાં થોડો ઘણો વિકાસ થાય તે જ રીતિ ઉત્તમ કહી શકાય. આવી રીતે મનનો વિકાસ તે જ આપણે જોયું તેમ મનની સુંદરતા છે. પરંતુ મનની સુંદરતાનું ખરું સ્વરૂપ તો આપણે હજી જોવાનું છે. ઉપર કહ્યું તેમ મનના સૌંદર્ય માટે જ્ઞાનની જરૂર છે, પરંતુ જ્યાંસુધી જ્ઞાન પોતાના વર્તનમાં મૂકી શકાયું નથી ત્યાંસુધી તે નિરર્થક છે. જ્ઞાનનો ખરો ઉપયોગ આપણા જીવનને ઉચ્ચ બનાવવાનો છે. અને તેથી જ આત્માની સુંદરતાનું ખરું સ્વરૂપ તે આપણા જીવનનું સૌંદર્ય અર્થાત્ નૈતિક સૌંદર્ય છે. આ નૈતિક સૌંદર્યનું લક્ષણ હવે જોઈએ. ઘણી વખત જોવામાં આવે છે કે કોઈ મનુષ્યમાં જ્ઞાન હોય છે, પરંતુ તેને આચરણમાં મુકાતું નથી અથવા તો તેનો દુરુપયોગ થાય છે. તેમજ એમ પણ જોવામાં આવે છે કે કોઈ મનુષ્યનું વર્તન સારું હોય અને હૃદય શુદ્ધ હોય, પરંતુ—જ્ઞાનનો અભાવ હોય છે. આવી રીતે જ્ઞાન અને સદ્વર્તન—એ બન્નેનું ઐક્ય ઘણાં થોડાંમાં જોવામાં

આવે છે. આ ઐક્ય તે જ નૈતિક સૌંદર્ય છે. હૃદયવિકાસ અને બુદ્ધિવિકાસ—એ બન્ને આપણા જીવનને નીતિમય બનાવવાને સાધનરૂપ છે. શરીરનું સૌંદર્ય ગમે તેટલું હોય, પરંતુ જ્યાંસુધી બુદ્ધિનો વિકાસ નથી, હૃદય શુદ્ધ નથી અને ચિત્તની વૃત્તિઓ ઉચ્ચ નથી, ત્યાંસુધી તે સૌંદર્ય કેવળ વૃથા છે. આપણા જીવનને પ્રેમાળ અને સ્વાર્થત્યાગની બુદ્ધિથી નિર્મળ બનાવવું એ જ તેનું સૌંદર્ય તથા તે જ તેનું સાર્થક્ય છે. પરંતુ જેમ આપણે આગળ જોયું તેમ કુદરતની સુંદરતાનું અદ્ભુત સ્વરૂપ ભવ્યતા છે તેમ આપણા આત્માની સુંદરતાનું ઉચ્ચ સ્વરૂપ નૈતિક ભવ્યતા છે. પૂર્ણ નીતિમય જીવનનો પ્રકાશ ભવ્ય છે. આવી ભવ્યતા ક્વચિત જ કોઈ સાધુ પુરુષના જીવનમાં જણાય છે. કોઈક જ સમયે તેનું દર્શન થાય છે, પરંતુ જ્યારે જણાય છે ત્યારે અત્યંત દીર્ઘ કાળ સુધી તેનો પ્રકાશ રહે છે અને દરેક દેશમાં ઈશ્વરના અવતાર તરીકે એ પૂજાય છે. આવા જીવનની ભવ્યતા અને પ્રભુતા મનુષ્ય માત્રમાં ઉચ્ચતમ પ્રકારની પૂજ્ય ભાવના ઉત્પન્ન કરે છે અને નૈતિક ઉત્કર્ષના માર્ગમાં એક આદર્શરૂપ ગણાય છે. સાધારણ રીતે, મનુષ્ય જાતિમાં ભવ્ય વર્તનવાળા પુરુષ માટે પૂજ્યભાવના રહેલી છે અને આવાં ઉચ્ચ જીવનો જોઈ તથા વાંચી આપણું હૃદય માન તથા આનંદની લાગણીથી ઊભરાય છે અને કેટલે સુધી મનુષ્ય ઉન્નત થઈ શકે તેનો ખ્યાલ આવે છે.

આત્માનું સૌંદર્ય અને તેની ભવ્યતા શું છે તે આપણે જોયું. શરીરની સુંદરતા ઉચ્ચતર છે અને નૈતિક ભવ્યતા એટલે આપણા જીવનનો પૂર્ણ નીતિમય વિકાસ એ સૌંદર્યનું ઉચ્ચતર સ્વરૂપ છે. આવી રીતે આપણે શરીર તથા આત્માની સુંદરતાનાં

જુદાં જુદાં સ્વરૂપો જોયાં. હવે આપણે સૌંદર્યને જુદા સ્વરૂપમાં જોવાનું છે અને તે વિવિધ કળાઓમાં કુદરતી સૌંદર્ય અને ભવ્યતાનું જે અનુકરણ કરવામાં આવે છે તે છે. કળા બે જાતની હોય છે—એક તો જે કુદરતનું પૂરેપૂરું અનુકરણ કરે તેને સુંદર કળા કહેવાય છે. તેનાથી કળાનો એક ઉચ્ચતર પ્રકાર છે, જેમાં કુદરતનું ફક્ત અનુકરણ નથી હોતું, પણ કુદરતને જ અદશ્યમાન સૃષ્ટિ, જે ઇન્દ્રિયગમ્ય નથી પરંતુ કેવળ મનોગમ્ય છે, તેના બહિર્ભાવ તરીકે ગણવામાં આવે છે. આ પ્રકાર તે કળાનું ઉચ્ચતમ સ્વરૂપ છે અને તેને ભવ્ય કળાનું નામ આપી શકાય. આવી કળા કોઇક જ ચિત્રકાર તેનાં ચિત્રોમાં મૂકી શકે છે અને કોઇક જ કવિ તેની કવિતામાં ઉતારી શકે છે. કળાનું આવું ભવ્ય સ્વરૂપ આપણને પ્રકૃતિ અને આત્મા, જડ અને ચૈતન્યના અદ્વૈતનું ભાન કરાવે છે અને કુદરતની અદ્ભુતતામાં અનંત, સર્વવ્યાપી અને સર્વજ્ઞ ઇશ્વરનું મનોદર્શન કરાવે છે. કળા વિવિધ જાતની હોય છે, પરંતુ અત્યંત ભવ્યતાનું ભાન તો બે જ કળાઓ—ચિત્રકળા અને કવિતા—કરાવી શકે છે. કોઈ ઉત્તમ ચિત્રકાર તેનાં ચિત્રોમાં એવી ભવ્યતા મૂકી શકે છે જે જોતાં જ આપણા હૃદયમાં ધાર્મિક ભાવનાઓ ઉત્પન્ન થાય, પરંતુ કવિની કળા તો સર્વે કળાઓમાં ઉત્તમ છે. કોઈ ચિત્રની ભવ્યતા તો હજી સ્થૂલ વસ્તુઓથી નિયંત્રિત થયેલી હોય છે, જ્યારે કોઈ ઉત્તમ કલ્પનાશક્તિવાળા કવિનું ઉચ્ચતમ કાવ્ય આપણા મનના ઊંડામાં ઊંડા ભાગો ઉઘાડી તેમાં તેના પડઘાઓ પાડે છે અને ખાસ કરીને જ્યારે ઉત્તમ કવિતા અને સંગીતનું સંમિલન થાય છે ત્યારે હૃદયભાવનાઓની ભવ્યતામાં કાંઈ ન્યૂનતા રહેતી નથી.

સંગીતમય અને ઉત્તમ કાવ્ય આપણાં બુદ્ધિ અને હૃદય—એ બન્નેનું ઐક્ય કરી શબ્દોમાં ઉચ્ચાર ન કરી શકાય એવી ભવ્ય સ્થિતિનું ભાન કરાવે છે.

સૌંદર્યનાં વિવિધ સ્વરૂપો આમ આપણે જોયાં છે. એ ઉપરથી આપ સર્વેને સહજ ખ્યાલ આવશે કે સૌંદર્યનું ખરું લક્ષણ આપણે સાધારણ રીતે જે શબ્દ વાપરીએ છીએ તેના કરતાં ઘણું ઉચ્ચ છે; શરીરની સુંદરતા તો માત્ર તેનું એક જ સ્વરૂપ છે. મનની સુંદરતા જેનું ઉત્તમ સ્વરૂપ નૈતિક સૌંદર્ય છે, તે તેના કરતાં વધારે શુદ્ધ છે. અને નીતિમય જીવનની ભવ્યતા તો સૌંદર્યનું અદ્ભુત સ્વરૂપ છે. *

## ૬ : બીજી ગુજરાતી સંશોધન પરિષદના પ્રમુખસ્થાનેથી

સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો,

ગુજરાતના સંશોધનક્ષેત્રમાં રસ લેનારા કાર્યકરોનું આ બીજું અધિવેશન ગુજરાત યુનિવર્સિટી તથા ગુજરાત સંશોધન મંડળના ઉપક્રમે આજે અમદાવાદમાં ભરાય છે તે પ્રસંગે આપ સર્વેને આવકાર આપતાં મને ઘણો આનંદ થાય છે. ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિ તરીકે તેનું પ્રમુખસ્થાન લેવાની ફરજ મારા ઉપર આવી છે તેનો ભાર આપ સર્વેનાં સહાય અને સહકારથી હળવો થશે એવી આશા રાખું છું.

પહેલું અધિવેશન થોડાં વરસ પહેલાં મુંબઈમાં મળ્યું હતું ત્યારે ગુજરાત સંશોધન માટેના વિશાળ ક્ષેત્રમાં જે કાર્ય ઉપાડી લેવાની જરૂર છે તેની થોડીઘણી ચર્ચા થઈ હતી. એમાં રસ લેનારા થોડા વિદ્વાનો તથા અભ્યાસકોએ તે કાર્ય ચાલુ રાખ્યું છે, પણ હજી એમાં જોઈએ તેટલી પ્રગતિ થઈ શકી નથી તે સ્વીકારવું જોઇએ, અને તેટલા માટે જ હવે ગુજરાત અને વડોદરા યુનિવર્સિટીઓની સ્થાપના થયા પછી તે કાર્યને વેગ આપવાની જરૂર હોવાથી આ અધિવેશન ભરવામાં આવ્યું છે. આ કાર્યમાં માત્ર અભ્યાસ અને વિદ્વત્તાની જરૂર ઉપરાંત સંશોધનવૃત્તિ ધરાવતા માનસની ખાસ જરૂર છે. દરેક મનુષ્યે કોઈ

પણ વિષયનું પોતાનું જ્ઞાન વધારવું એ એક વસ્તુ છે અને તે વિષયનાં જ્ઞાનને જ વધારવું એ બીજી વસ્તુ છે. પોતાનું જ્ઞાન વાચન અને અનુભવથી વધે છે, જ્યારે જ્ઞાનના ભંડોળની વૃદ્ધિ કરવામાં તે અભ્યાસ ઉપરાંત ધગશ અને ધીરજની જરૂર રહે છે. આવી વૃદ્ધિ સંશોધનવૃત્તિ કેળવવાથી જ બની શકે છે. સંશોધનનું ક્ષેત્ર ઘણું વિશાળ છે. કોઈ પણ વસ્તુ ભૂતકાળમાં અસ્તિત્વમાં હોય પણ તે ભુલાઈ ગઈ હોય અથવા અજ્ઞાત થઈ હોય તેની શોધખોળ કરવી એ એક પ્રકારનું સંશોધન છે. પણ તે તો તેનો સંકુચિત અર્થ છે. તેના વિશાળ અર્થમાં તો કોઈ પણ વસ્તુસ્થિતિ સુધારવા માટે તેને સમજીને અને તેના મૂળમાં જઈ ને તે માટેનાં કારણો શોધવાં કે તેથી તેનો ઉપયોગ કરીને ઉપચાર લઈ શકાય એ પણ સંશોધન છે. આનાથી આંતર જગત તેમજ બાહ્ય જગતના જ્ઞાનનું ભંડોળ વધે છે, એટલું જ નહિ, પણ વ્યાવહારિક જીવનમાં તેનો ઉપયોગ વધે છે. આ કાર્યક્ષેત્ર એટલું મોટું છે કે તે વિષયવાર તેમજ પ્રદેશવાર જુદી જુદી સંસ્થાઓ ઉપાડે અને તેને ઉચ્ચ જ્ઞાનની સંસ્થાઓ મદદ કરે તો જ તે બની શકે. આ કારણે પ્રાદેશિક સંશોધનસંસ્થાઓ પોતાનું કાર્ય વ્યવસ્થાપૂર્વક અને સમન્વયદૃષ્ટિથી કરે એ અત્યંત ઇચ્છવા યોગ્ય છે. અને તે જ આ સંમેલનનો હેતુ છે. ગુજરાતમાં અત્યારે આવી અનેક સંસ્થાઓ છે : ગુજરાત સંશોધન મંડળ, ગુજરાત વિદ્યાસભા, ફાર્બસ ગુજરાતી સભા, વડોદરાનું પુરાતત્ત્વ મંદિર, ગુજરાત સાહિત્ય સભા, ગુજરાત પ્રકૃતિ મંડળ, સૌરાષ્ટ્ર સંશોધન મંડળ, વગેરે ઉપરાંત આપણી શિક્ષણસંસ્થાઓના સંશોધનવિભાગો વિવિધ વિષયોનું સંશોધન કરી રહ્યાં છે. એ

સર્વેનો પરસ્પર સંપર્ક વધે અને એઓનું કાર્ય બેવડાય નહિ એવી રીતે તે પૂરક તેમજ વ્યાપક કેમ બને તથા તેઓના પુસ્તકાલયો અને બીજાં સાધનોનો સહકાર કેવી રીતે સધાય એનો વિચાર આપણે અહીં કરવાનો છે

ગુજરાતને લગતા વિષયોના સંશોધનવિભાગો મને આ પ્રમાણે જણાય છે

૧ ઐતિહાસિક સંશોધન
૨ પુરાતત્ત્વનું સંશોધન
૩ સાંસ્કૃતિક સંશોધન
૪ કુદરતી સાધનોનું સંશોધન
૫ સાહિત્યવિષયક સંશોધન
૬ આર્થિક સંશોધન
૭ શારીરિક સંશોધન
૮ માનસિક સંશોધન
૯ આબોહવાનું સંશોધન
૧૦ સામાજિક સંશોધન
૧૧ આદિવાસીઓનું સંશોધન
૧૨ સીમાપ્રદેશનું સંશોધન

ઐતિહાસિક સંશોધનના વિષયમાં ગુજરાતના ઇતિહાસ માટેની સાધનસામગ્રી તો સારા પ્રમાણમાં એકઠી થઈ છે, અને તેમાં પ્રતિવર્ષે વૃદ્ધિ થતી જાય છે; સાબરમતીની ખીણનો અભ્યાસ ૧૯૪૩ માં શરૂ થયો ત્યારપછી રંગપુરમાં અને અમરેલીમાં પ્રાગ્‌ઐતિહાસિક કાળના અવશેષો મોટી સંખ્યામાં મળ્યા છે; તથા હવે શિલાલેખના સમય પહેલાના કાળના અવ

શેષો—માટીનાં વાસણો, પથ્થરનાં ઓજારો, વગેરે—મળી આવ્યાં છે. આ બધી સામગ્રી ઉપરથી ગુજરાતનો સળંગ અને પ્રમાણભૂત ઇતિહાસ લખાવાની જરૂર છે. ઇતિહાસ એટલે માત્ર બનાવોનું વર્ણન નહિ પણ પ્રજાનું ઘડતર અને તેની વિશિષ્ટતાઓનો વિકાસ. એ દૃષ્ટિબિંદુએ ગુજરાતનો સર્વાંગી ઇતિહાસ લખાય એવો પ્રબંધ કરવાની આવશ્યકતા આપ સર્વેને જણાશે એમ હું માનું છું. આ કાર્ય એક જ વ્યક્તિથી બની શકે નહિ; તેને માટે તો નિષ્ણાતોની સમિતિ નીમી કામની વહેંચણી થાય તો જ તે સારી રીતે થઈ શકે. હાલમાં જ વડોદરા યુનિવર્સિટીએ એક યોજના તૈયાર કરી છે અને અન્ય સંસ્થાઓએ પણ થોડુંક કાર્ય શરૂ કર્યું છે. તે સંબંધી વધુ વિચાર આ સંમેલન કરશે એમ હું આશા રાખું છું. તેવી જ રીતે પુરાતત્ત્વવિભાગમાં પણ જુદે જુદે ઠેકાણે સંશોધનો અને પ્રકાશનો થયાં છે. સંગ્રહસ્થાનોમાં ભૂતકાળની કળાઓના અવશેષો પણ સંગ્રહાયા છે, પણ આ સંગ્રહસ્થાનોની સંખ્યા અને તેઓનાં સાધનો વધારે વિપુલ કરવાની જરૂર છે. નવાં ખોદકામોમાંથી મળતા અવશેષો આપણા પ્રાંતમાં અનેક સુરક્ષિત ઠેકાણે રાખવાની ગોઠવણ થાય તેને માટે જિલ્લાવાર નાનાં સંગ્રહસ્થાનો સ્થપાય તે પણ ઇષ્ટ છે. ગુજરાતના શિલાલેખોના સંગ્રહનું પ્રકાશન ફાર્બસ ગુજરાતી સભાએ તૈયાર કરાવ્યું છે તે પણ સંપૂર્ણ કરવાની જરૂર છે. સરકાર પણ ધારે તો એ કાર્ય હાથ ધરી શકે છે.

ગુજરાતના વિકાસ માટેનાં કુદરતી સાધનોનું સંશોધન એ બહુ જ અગત્યની વસ્તુ છે: ખનિજ પદાર્થો અને વનસ્પતિઓ

કચ્છ અને સૌરાષ્ટ્ર સહિત ગુજરાતમાં પુષ્કળ જગ્યામાં છે એ જેમ જેમ એ ક્ષેત્રમાં સંશોધન થતું જાય છે તેમ તેમ જણાતું આવે છે. નદીઓ, નહેરો અને બંધોને લગતાં કુદરતી બળોનું સંશોધન હજી ઘણું બાકી છે. અને જે કંઈ થયુ છે તેનો અમલ બહુ મંદ ગતિએ ચાલે છે. એના નિષ્ણાતોનો અભાવ તો આપણે ત્યાં નથી, પણ એમાં કરોડો રૂપિયાનું ખર્ચ હોવાથી તે માટે તો સરકાર ઉપર જ આધાર રાખવો પડે છે. ભારતની નિયોજનપંચની યોજનામાં તેને યોગ્ય સ્થાન મળવા માટે આપણી સરકાર બનતું કરે એવી આશા આપણે રાખીએ છીએ. ખેતીવાડી અને ઢોરઉછેરને લગતું સંશોધન ઠીક ઠીક પ્રમાણમાં થાય છે, પણ જનતા એનો સારા પ્રમાણમાં લાભ લે તે માટે પ્રચાર કરવાની જરૂર છે.

કુદરતી સાધનોના સંશોધન સાથે નિકટ સંબંધ ધરાવનાર સમાજની આર્થિક સ્થિતિના સંશોધનને પણ શાસ્ત્રીય ભૂમિકા ઉપર કરવાની ઘણી જરૂર છે. આપણા નિષ્ણાત અર્થશાસ્ત્રી પ્રો. સી. એન. વકીલે દસેક વરસ પહેલાં આ વિશે કહ્યુ છે તે ધ્યાનમાં લેવા જવું છે. એમનો અભિપ્રાય છે કે "સામાન્ય આર્થિક યોજનાના ઘડતર માટે સમસ્ત ગુજરાતની આર્થિક તપાસ એ પહેલું પગથિયુ છે. આપણી હાલની પરિસ્થિતિ વિશે કોઈને સ્પષ્ટ ખ્યાલ નથી. હિંદના ઇલાકાઓ સંબંધી મળતી સામાન્ય માહિતી પણ બ્રિટિશ ગુજરાતનાં સંબંધમાં મળતી નથી, કારણ કે તે મુંબઈ ઇલાકાના કુલ આંકડાઓમાં ઢંકાયેલી હોય છે. મહેનત કરે તો સરકારી દફતરોમાંથી આ હકીકતો મળે, પણ એ માહિતી બહુ અપૂરી હોય છે. વહીવટી કામકાજ કે કરાનક્કી કરવા માટે

જ આવી હકીકત ઘણુંખરું મેળવવાની હોઈ આવી યોજના નક્કી કરવાનું બહુ અપૂર્ણ અને કેટલીક વાર તો અચોક્કસ પણ હોય છે. દેશી રાજ્યોમાં તો, વડોદરાના અપવાદ સિવાય, નિયમિત રિપોર્ટો બહાર પડતા નથી, એટલે આપણે આર્થિક તપાસ તો પહેલેથી અને નવેસરથી જ કરવી પડે. ગુજરાતની ભૌગોલિક રચના, તેનું ખનિજ દ્રવ્ય અને તેની બીજી બધી નૈસર્ગિક અનુકૂળતાઓ કે મુશ્કેલીઓ બધી જ બરોબર સમજી લેવી જોઈએ; અને આવી સત્તાવાર માહિતીના આધારે જ આપણે મોટા ઉદ્યોગોની તેમજ કારીગરી ઉદ્યોગોની, ખેતીવાડીની, પશુપાલનની તેમજ વેપારવાણિજ્યની ઉન્નતિ માટે પગલાં લેવાનાં છે. આવા મોટા કામમાં સ્વાભાવિક રીતે જ થોડો વખત જશે, નિષ્ણાત કાર્યકર્તાઓના એકધારા પ્રયત્નોની એમાં અપેક્ષા રહેશે. અને ખર્ચ પણ થશે, પરંતુ આ વખત, પ્રયત્ન કે પૈસા વેડફાઈ ગયા કે એળે ગયા ના જ કહી શકાય; આ તો ગુજરાતના–એટલે કે ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છના–જીર્ણોદ્ધાર માટે તદ્દન જરૂરી છે. આવી તપાસ કોઈ બ્રિટિશ કે દેશી રાજકીય સત્તા માથે લે એ શકય નથી; ખાનગી વ્યક્તિ કે સંસ્થાઓ જ આ કામમાં પહેલ કરી શકે. પણ એક વાર આ કામની શરૂઆત થઈ તો બીજા પક્ષો તરફથી તેમજ સત્તાઓ તરફથી સારી મદદ મળવાનો સંભવ છે."

પ્રો. વકીલના અભિપ્રાય વિશેનો આ લાંબો ફકરો અહીં નોંધવાની ખાસ જરૂર એ છે કે એમણે કહ્યું તે પછી દસ વરસમાં થોડીઘણી પ્રવૃત્તિ આ દિશામાં થઈ છે તો ખરી; અને એમણે પોતે, મારી નમ્ર સૂચના અને સૌરાષ્ટ્ર સરકારના આમં-

ત્રણને માન આપી, સૌરાષ્ટ્રનું આર્થિક સંશોધન કર્યું છે; પરંતુ એમણે જે કહ્યું તે સ્થિતિ હજી પણ ગુજરાતમાં પ્રવર્તે છે, તો પછી ગુજરાતના આર્થિક સંશોધનની એમના અભિપ્રાય પ્રમાણેની યોજના એમને હાથે જ શરૂ થાય એના કરતાં શું વધારે સારું ? ગુજરાત સંશોધન મંડળ તરફથી ગુજરાત, કાઠિયાવાડ (સૌરાષ્ટ્ર) અને કચ્છની દેશી સંપત્તિ અને સાધનોના આંકડા બતાવતી એક પુસ્તિકા ૧૯૪૭માં તૈયાર થઈ હતી તેને વધારે મોટા રૂપમાં ફરીથી તૈયાર કરવાની જરૂર છે. વળી, આવી તપાસ અને સંશોધનમાં ગ્રામ અને શહેરી સમાજની આરોગ્યસ્થિતિ, શિક્ષણસ્થિતિ વગેરેની સમાલોચના થવી જોઈએ, તેથી ગુજરાતના સર્વાંગી વિકાસ માટેની યોજના થઈ શકે. એ કામમાં ગુજરાત યુનિવર્સિટી એની આર્થિક મર્યાદા પ્રમાણે બને તેટલી મદદ કરવા તત્પર થશે એવી મને શ્રદ્ધા છે. સરકાર અને શ્રીમંતોની મદદ તો માગવી જ પડશે; પણ આ સંશોધન એટલું અગત્યનું છે કે એમાં જેમ બને તેમ થોડો વિલંબ થાય તે માટે આપ સર્વે તેનો વિચાર કરીને અહીં યોગ્ય ઠરાવ કરશો એમ હું આશા રાખું છું.

આ પછી જરૂરનું સંશોધન તે ગુજરાતની પ્રજાની શારીરિક સ્થિતિની સુધારણા માટેનું છે. આપણા ખોરાકનાં પૌષ્ટિક તત્ત્વો વધારવા માટે તથા શારીરિક સ્વાસ્થ્યનો પ્રચાર કરવા માટે ગુજરાત સંશોધન મંડળ શાસ્ત્રીય પદ્ધતિએ કાર્ય કરી રહ્યું છે, પણ વિદ્યાર્થીઓ અને યુવકોની પદ્ધતિસર શારીરિક તપાસ અને તેમાં જણાતી ખામીઓની સુધારણામાં હજી ઘણું કરવાનું છે. આ કાર્ય ગુજરાત યુનિવર્સિટીએ હાથમાં લીધું છે.

દરેક વિદ્યાર્થીની શારીરિક તપાસ કરી દર વરસે રિપોર્ટ કરવા માટે એક ચીફ મેડિકલ ઑફિસરની નિમણૂક કરી છે અને તેમની દોરવણી તળે દરેક કૉલેજના વિદ્યાર્થીની શારીરિક તપાસ ફરજિયાત રીતે અનુભવી તબીબોને હાથે થાય એવો પ્રબંધ નક્કી થયો છે. માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓની આવી રીતે શારીરિક તપાસ થાય તે તો આના કરતાં પણ વધારે જરૂરી છે. તે ઉપરાંત પુખ્ત ઉમરનાં સ્ત્રી-પુરુષોની શારીરિક તપાસ કરી ગુજરાતની પ્રજામાં કયાં દર્દો તથા શારીરિક નબળાઈઓ વધારે પ્રમાણમાં છે તે નક્કી કરવામાં સંશોધનમંડળો ઘણું કરી શકે. ગુજરાત સંશોધનમંડળ આવી પ્રવૃત્તિ કેટલાંક વરસથી મુંબઈમ કરે છે. સૌરાષ્ટ્રમાં પણ કેટલાક દાક્તરોએ તે શરૂ કરી છે. પણ આવી પ્રવૃત્તિ જિલ્લાવાર થવી જોઈએ અને આરોગ્ય, આહાર અને રોગો સંબંધી આધારભૂત માહિતી મળે તો જ વસ્તુસ્થિતિ સુધારવા માટે યોગ્ય પગલાં લઈ શકાય. આ બધી તપાસનાં પરિણામો જો એક નિષ્ણાત સમિતિ પાસે મુકાય અને તે આ વિષયમાં માર્ગદર્શન આપે તો આ પ્રકારના સંશોધનને સારી સફળતા મળે.

ગુજરાતના માનસિક સંશોધનના ક્ષેત્રમાં તેના બાલમાનસની સમજશક્તિ અને યુવકોના સર્વાંગી મનોવિકાસ માટેની શક્તિનું માપ કાઢી તેમાં જે ખામીઓ જણાય તેને દૂર કરવાના ઉપાયો વગેરેની સૂચના જરૂરી છે. આધુનિક માનસશાસ્ત્રમાં આવા સંશોધન માટેની પદ્ધતિ શાસ્ત્રીય પાયા ઉપર મુકાઈ છે અને તેમાં પણ ગુજરાત સંશોધન મંડળે મુંબઈમાં કાર્ય શરૂ કર્યું છે. શાળાઓમાં ભણતાં બાળકોની આ પદ્ધતિએ

માનસિક તપાસ થાય તો માબાપોને પણ તેમનાં બાળકોનું ભવિષ્ય ઘડવામાં મદદરૂપ થઈ પડે. પશ્ચિમના કેટલાક દેશોમાં આનો ઘણો લાભ લેવાય છે. માનસશાસ્ત્રના—અને ખાસ કરીને બાલમાનસના—અભ્યાસીઓ આપણે ત્યાં આવું સંશોધન ગુજરાતનાં બધાં શહેરોમાં કરવા પ્રેરાય તો ગુજરાતી જનતા તેમના કાર્યને જરૂર આવકાર આપશે.

સાહિત્યનું સંશોધન આપણે ત્યાં હાલમાં આ રીતે થઈ રહ્યું છે એ આનંદની વાત છે. ગુજરાત વિદ્યાસભા, ફાર્બસ ગુજરાતી સભા, વડોદરાનું પુરાતત્ત્વ મંદિર તથા વિવિધ સાહિત્ય સભાઓએ અત્યાર સુધીમાં આપણું જૂનું સાહિત્ય મેળવી પ્રકાશનો કર્યાં છે. હજી ઘણું કંઠસ્થ સાહિત્ય તેને યોગ્ય કમોટીથી તપાસ્યા પછી ગ્રંથસ્થ કરવાની જરૂર છે. ગુજરાતમાં જુદે જુદે ઠેકાણે ભંડારોમાં પડેલા જૂના લેખો પણ હજી પૂરા સંશોધિત થયા નથી. ગુજરાતી સાહિત્ય પરિષદ આમાં સાહિત્યસંસ્થાઓને ઉત્તેજન આપી મદદ આપી શકે છે અને ગ્રામજીવનના અભ્યાસીઓ તથા સેવકો પણ તેમાં દોરવણી આપી શકે.

સાંસ્કૃતિક સંશોધનના ક્ષેત્રમાં ગુજરાતમાં ધાર્મિક સંપ્રદાયો કેવી રીતે સ્થપાયા અને તેઓની મૂળ ભૂમિકામાંથી અત્યારે કેવી રીતે સંસ્કૃત કે વિકૃત થયા તે પણ સંશોધન માગી લે છે. કોઈ પણ સંપ્રદાય કે સંસ્થા અમુક વાતાવરણમાં ઉદ્ભવ પામે અને લોકમાનસ ઘડે, પણ પછીથી કાળક્રમે તેનો આત્મા ઊડી જાય છતાં ખોખું રહે ત્યારે તેનામાં નવો પ્રાણ પૂરી તેનું સ્વરૂપ બદલવામાં એના ભૂતકાળની પરિસ્થિતિનું સંશોધન કરવાની જરૂર રહે છે. સાંસ્કૃતિક ક્ષેત્રમાં ગુજરાતી કળાના સંશોધનનું

પણ મુખ્ય સ્થાન છે. આપણે ત્યાં સંશોધન કરતાં બીજી કળાઓનું અનુકરણ વધારે થયું છે, પણ આપણી પુરાણી કળાઓએ તો ઘણી પ્રશંસા મેળવી છે. તેને સાચવી રાખી તેના સંશોધન ઉપર વધારે ધ્યાન અપાશે તો જ આપણી કળાઓની વિશિષ્ટતા સાચવી શકાશે.

ગુજરાતના સામાજિક સંશોધન માટે પણ આવી જ જરૂર છે. આપણી જ્ઞાતિઓ, ઉપજ્ઞાતિઓ, પેટાજ્ઞાતિઓ ચાર વર્ણોમાંથી કેવી રીતે ઉત્પન્ન થઈ, આપણા દેશમાં સૌથી વધારે પેટાજ્ઞાતિઓ ગુજરાતમાં શા કારણથી થઈ, ભૂતકાળમાં જ્ઞાતિઓને સમાજે શાથી ટકાવી રાખી અને સામાજિક પરિસ્થિતિ બદલાતાં એનામાં અનિષ્ટ તત્ત્વો કેવી રીતે ઉત્પન્ન થયાં: આ સર્વેનું સંશોધન હજી જોઈએ તેટલું થયું નથી. સમાજશાસ્ત્ર અને મનુષ્યવિદ્યાની દૃષ્ટિએ સંયુક્ત કુટુંબની સંસ્થાનું સંશોધન પણ કરવાનું છે. આવા વિષયમાં છૂટાછવાયા લેખો વર્તમાન સ્થિતિમાં લખાયા છે, પણ તેમાં યોજનાપૂર્વક સંશોધન હજી જોઈએ તેટલું થયું નથી. દરેક જ્ઞાતિમાંથી એક કે બે જણ પોતાની જ્ઞાતિ માટે આવું સંશોધન કરે અને તે એક નિષ્ણાત સમિતિ તપાસી એનો સળંગ ઇતિહાસ પ્રગટ કરે તે ભવિષ્યની સુધારણા માટે આવશ્યક છે. દરેક પ્રાંતના રીતરિવાજો તેનાં સામાજિક જીવનની વિશિષ્ટતામાંથી ઉત્પન્ન થાય છે. એમાં જે ફેરફારો થયા કરે છે તેના સારાનરસા ગુણ તપાસવા માટે તેના મૂળનું તથા પરિવર્તનનું સંશોધન કર્યા પછી તેનો નિર્ણય વધારે સારી રીતે થઈ શકે છે. હાલના યુગમાં સર્વે પ્રકારની નિં સરણીઓ ઝડપથી બદલાતી જાય છે. તેની સાથે આપણ

બંધબેસતું કરવા માટે વિચાર તેમજ સંશોધનની આવશ્યકતા રહેલી છે—નહિ તો નવા પ્રવાહોમાં તરવા કરતાં ડૂબી જવાનો ભય વધારે ઉત્પન્ન થાય છે. આપણી યુનિવર્સિટીઓએ આ સમાજસંશોધનને ઉત્તેજન આપવાની ખાસ જરૂર છે.

ગુજરાતની આબોહવાનું સંશોધન પણ અગત્યનું છે. ઋતુઓ બદલાતી જાય છે. રણનો પ્રદેશ ઉત્તરમાં વધતો જાય છે. જંગલો ટૂંકાં થવાથી વરસાદ પણ ઓછો થતો જાય છે. નદીઓનાં પાણીના કસમાં ફેરફાર થવાથી જમીનની ફળદ્રુપતા પણ ઓછી થાય છે. આ વિષયોનું સંશોધન અને તેનું પ્રકાશન થોડાં વરસથી શરૂ થયું છે તેને વેગ આપવાની જરૂર છે.

ગુજરાતમાં આદિવાસીઓની સંખ્યા જોતાં હજી તેમના જીવનનું અને કયા ધોરણે એની સામાજિક ઉન્નતિ કરવી તેનું સંશોધન પણ વધારવાની જરૂર છે. આપણા નવા બંધારણમાં આ વિશે ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. તે ખાતાના કમિશ્નર શ્રી. લક્ષ્મીકાંત શ્રીકાંત આપણા સંમેલનના આ વિભાગના પ્રમુખ છે. તેમની સલાહ આ ક્ષેત્રના કાર્યકરોને માર્ગદર્શનરૂપે મળશે એમ હું આશા રાખું છું.

ગુજરાતના સીમાપ્રદેશોનું ભાષાકીય, ઐતિહાસિક, ભૌગોલિક વગેરે દૃષ્ટિબિંદુમાંથી ગુજરાતી સંસ્કૃતિ તથા એકતા સાથે તેમનો કેટલો સંબંધ છે તેને લગતું સંશોધન શરૂ થયું છે; પણ એમાં હજી વધારે કાર્યકરોની અને તેના સમન્વયની ખાસ આવશ્યકતા છે. એ પ્રશ્નનો નિર્ણય ભવિષ્યમાં મોખરે આવશે, માટે અત્યારથી તેમાં વધારે વિસ્તૃત કાર્ય શરૂ કરવું તે અનિવાર્ય છે.

આ પ્રમાણે ગુજરાતમાં અનેક વિષયોમાં કરવાનાં સંશોધન

માટે વિશાળ ક્ષેત્ર છે. આ તો માત્ર એક રૂપરેખા છે; એને વિગતોથી સમૃદ્ધ બનાવી શાસ્ત્રીય પદ્ધતિસર કામ આગળ ધપાવવા માટે શાં પગલાં લેવાં એ આ સંમેલનનું કાર્ય છે. આપ સર્વે તેમાં રસ લઈ તેને વેગ આપશો તો સંશોધન માટેનું યોગ્ય વાતાવરણ ઉત્પન્ન થઈ શકશે. એમાં તો સમસ્ત ગુજરાતી પ્રજા તેમજ સરકારનાં સહકાર તથા સહાય મળશે તો જ તે સફળ થશે. ધગશ, મહેનત, અભ્યાસ, જ્ઞાન અને પૈસા–એ બધાંનો સંયોગ થશે તો સફળતાનો સંભવ જરૂર વધશે. આ કાર્યમાં કોઈ પણ પ્રકારની પ્રાંતીય સંકુચિતતા નથી; પણ, એથી ઊલટું, અખિલ ભારતના શ્રેય માટે અત્યાર સુધી ગુજરાતે ભારતના સર્વાંગી વિકાસ માટે જે કંઈ કર્યું છે તેમાં વિશેષ ફાળો આપી શકાય એ આપણી સર્વેની મહેચ્છા છે.

એ મહેચ્છા સંશોધન દ્વારા પાર પાડવા આપણે સર્વે શક્તિમાન થઈએ એમાં આપણા સંમેલનની સફળતા છે. એ શક્તિને પુષ્ટિ આપવા માટે સમાજ, સરકાર અને ઉદ્યોગપતિઓના સહકારની ખાસ જરૂર છે. આશા છે કે આ સંમેલનનું કાર્ય પૂરું થાય ત્યારે તેમાં થયેલી ચર્ચા અને નવા વિચારો વડે આપણી સંશોધનવૃત્તિને ઉત્તેજિત કરીને અને દરેક વ્યક્તિ પોતાનો કંઈક ને કંઈક ફાળો આપે એવો સંકલ્પ કરીને છૂટા પડીશું તો એની સફળતાનો સંભવ જરૂર વધારે નિશ્ચિત બનશે.

## ૭ : ગુજરાતી સાહિત્યપરિષદ સંમેલનનું ચૌદમું અધિવેશન [ કલાપ્રદર્શનનું ઉદ્‌ઘાટન ]

### -: પ્રમુખપદેથી કરેલું ભાષણ :-

કલાની અનેક વ્યાખ્યાઓ જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓએ અપાયેલી છે. કુદરતની આબેહૂબ નકલ તે કલા, વિવિધ તત્ત્વોનું પ્રમાણસર અને સુવ્યવસ્થિત મિશ્રણ તે કલા, જુદી જુદી જાતની વસ્તુઓની આકર્ષણ અને મોહક ગોઠવણ તે કલા, મનુષ્યના વિચારો અને ભાવનાઓનું બાહ્ય વસ્તુઓમાં પ્રતિબિંબ પાડે તે કલા, રસોત્પાદક તત્ત્વોનું સર્વાંગસુંદર એકીકરણ અથવા સમન્વય કરે તે કલા, ઇન્દ્રિયોથી ગ્રાહ્ય એટલે ભૌતિક વસ્તુઓ વડે આધ્યાત્મિક સૃષ્ટિની ભાવના કરાવે તે કલા—આવી રીતે કલાનુ સ્વરૂપ ભિન્ન ભિન્ન રીતે વર્ણવવામાં આવ્યુ છે દરેક પુરુષ પોતાના માનસિક બંધારણ વડે કલાને અમુક દૃષ્ટિકોણથી જુએ છે, અને, તેથી, કલાની પરીક્ષામા પુષ્કળ મતભેદને અવકાશ

* અંધેરીમાં હંસરાજ પ્રાગજી ઠાકરશી પબ્લિક સ્કૂલની કસરતશાળાના મધ્ય હોલમાં ચૌદમા ગુજરાતી સાહિત્યપરિષદસંમેલનનુ અધિવેશન તા. ૩, ૪, ૫ ઓક્ટોબર ૧૯૪૧ને રોજ મળ્યું હતુ તેના પહેલા દિવસે તા. ૩-૧૦-'૪૧ને વાર શુક્ર સાંજે કલાપ્રદર્શનનુ ઉદ્‌ઘાટન કરતાં એ વિભાગના પ્રમુખ તરીકે કરેલુ ભાષણ

રહે છે. કલાના નિષ્ણાતોમાં તો મતભેદ વડે જ તેમની પ્રતિષ્ઠા અને મૂલ્ય અંકાય છે. છતાં કલાના બહોળા અર્થ માટે તો સામાન્ય જનતામાં મતભેદ માટે ઓછો જ અવકાશ રહે છે, કારણ કે કલાના રહસ્ય અને તેની પરીક્ષાના સિદ્ધાંતોમાં ઊંડા ઊતર્યા વિના પણ કલાના આવિર્ભાવો, એટલે કે તેનાં સૌંદર્ય અને માધુર્યના આનંદો અનુભવી શકાય છે.

આવી રીતે કલાનો વિસ્તાર તો સકળ સૃષ્ટિમાં છે, પરંતુ તેનાં સ્વરૂપો દરેક દેશમાં અને દરેક યુગમાં બદલાતાં રહે છે. જુદી જુદી પ્રજાઓની સંસ્કૃતિ, ધાર્મિક ભાવનાઓ, તેમનું ભૌગોલિક સ્થાન, તેમની આર્થિક તથા સામાજિક સ્થિતિ—એ સર્વ તેમની કલાઓમાં ભાત પાડે છે. દરેકે દરેક દેશની કલામાં તેનાં વિશિષ્ટ તત્ત્વો તરી આવે છે. હિંદુસ્તાન જેવા વિશાળ પ્રદેશમાં તેના જુદા જુદા પ્રાંતોની કલાનો વિકાસ આપણી પ્રાંતીય વિશિષ્ટતાઓ ઉપર આધાર રાખે એ સ્વાભાવિક છે. આવું જુદાપણું કૃત્રિમ કારણોને લીધે નહિ, પરંતુ કુદરતી ભેદભાવોને લીધે હોવાથી દરેક પ્રાંતે પોતપોતાની વિશિષ્ટતાઓ નષ્ટ ન થવા દેતાં તેને સાચવી રાખવી જોઈએ. આવી રીતે ગુજરાતમાં કલાનો વિકાસ તેનાં ઇતિહાસ અને ભૂગોળ વડે જ સમજી શકાય છે. તેના ઘણા ભાગની ફળદ્રુપ જમીન અને સમુદ્રનો લાંબો કિનારો એ વડે એનું ઘડતર રચાયું છે. એ ઘડતરે તેની રાજકીય, આર્થિક અને સામાજિક સ્થિતિ ઉત્પન્ન કરી છે, અને એ સ્થિતિ વડે તેનું કૌટુંબિક તેમજ ધાર્મિક જીવન ઘડાયું છે, તેનાં રીતરિવાજો બંધાયાં છે, અને શારીરિક તેમજ માનસિક બંધારણ અમુક એક રીતે જ ઉત્પન્ન થયું છે.

આ સર્વ વિશિષ્ટતાઓએ તેના કલાના વિકાસ ઉપર કુદરતી રીતે અસર કરી છે. આપણા મંદિરો, મસ્જિદો, ઘરો, પહેરવેશ વગેરેમાં આપણી સંસ્કૃતિનું બાહ્ય સ્વરૂપ જણાય છે. મુખ્યત્વે કરીને આપણા ધાર્મિક જીવન વડે કલાની ઉત્ક્રાંતિ થઈ છે. હિંદુ, જૈન અને ઇસ્લામ—એ ત્રણે ધર્મોએ ગુજરાતને જૂના વખતથી શિલ્પ, સ્થાપત્ય, નકશી વગેરે કલામાં અખિલ ભારતમાં ઉચ્ચ કોટિએ ચડાવ્યું છે; આબુ તથા શત્રુંજયનાં દેરાંઓ, અમદાવાદનાં મસ્જિદો વાવો તથા મંદિરો, ઝીંઝુવાડા ડભોઈ વગેરેના કિલ્લાઓ, સિદ્ધપુરનો રુદ્રમાળ, પાટણનું સહસ્રલિંગ સરોવર, મોઢેરાનું સૂર્યમંદિર વગેરે હજી પણ તેની સાક્ષી પૂરે છે. આપણાં અસલનાં ઘરોમાં લક્કડકામની નકશી તથા દીવાલચિત્રોમાં ઉત્તમ કલાના નમૂનાઓ મળે છે. અતલસ, રેશમ, જરી, કસબ વગેરેનાં કાપડો વડે આપણો—ખાસ કરીને આપણી સ્ત્રીઓનો—સુંદર પહેરવેશ તો હજી પણ હિંદુસ્તાનમાં પ્રથમ પંક્તિએ આવે છે.

સંગીતમાં આપણા ગરબા અને રાસોની વિશિષ્ટતા વિશે તો વધારે કહેવાનું હોય જ નહિ. ગરબાઓનું મૂળ આપણા ધાર્મિક જીવનમાં—ખાસ કરીને ગુજરાતના ભક્તિમાર્ગમાં—છે. શાક્ત સંપ્રદાય અને વૈષ્ણવ સંપ્રદાયે ભક્તિ અને પ્રેમની ભાવનાના રસથી ભરપૂર ને માધુર્ય અને મીઠાશથી ભરેલું ગરબાઓનું સંગીત તથા રણકાર સાથેનાં તાલબદ્ધ વાદન અને નર્તન ઉત્પન્ન કરીને ગુજરાતને મશહૂર બનાવ્યું છે અને આપણા જીવનમાં માત્ર ધાર્મિકતાનું જ નહિ પણ રસિકતાનુંયે પોષણ કર્યું છે. એક નોંધ લેવા જેવી બાબત એ છે કે શાક્ત અને વૈષ્ણવ—એ

બન્ને સંપ્રદાયો આપણી માફક બંગાળમાં પણ છે, છતાં બન્ને પ્રાંતોમાં લોકજીવન પર તેની જુદી જુદી છાપ પડી છે. આ એક પ્રાંતીયતાનું ઉદાહરણ છે. શાસ્ત્રીય સંગીત ગુજરાતમાં નહોતું એમ તો ન કહેવાય; પરંતુ બીજા કેટલાક પ્રાંતોમાં જેટલું છે તેટલું સામાન્ય જનતામાં લોકપ્રિય થયું નથી એમ સ્વીકારવું જોઈએ.

ચિત્રકલામાં પણ બીજા પ્રાંતો જેટલી ખ્યાતિ આપણે ભૂતકાળમાં મેળવી નથી, પરંતુ જે કંઈ પ્રાચીન ચિત્રો છે તેમાં વાસ્તવિકતા વધારે જણાય છે. આપણા વેપારી જીવનની અસર આપણી કલાનો વિકાસ ઉપર સ્પષ્ટ જણાઈ આવે છે. કલાનાં અટપટાં અને બારીક તત્ત્વોમાં ઊંડા ઊતરવાની માથાકૂટ કર્યા વિના તેનાં રંજનાત્મક અને વાસ્તવિક તત્ત્વો ઉપર વધારે ધ્યાન અપાયું છે, અને તેથી જ ગુજરાતની સર્વ પ્રકારની કલાનો વિકાસ કૃત્રિમ નહિ પણ કુદરતને અનુસરીને થયો છે; અને તેમાં જ આપણા જીવનનુ પ્રતિબિંબ જણાય છે. આર્થિક સમૃદ્ધિની સહાયથી આપણે કલાનું પોષણ કરતા આવ્યા છીએ, પરંતુ તે આપણા વ્યાવહારિક માનસને અનુકૂળ આવે, તેવી કલાનું—સરળ અને હળવી પણ રંજક અને મીઠી કલાનું.

હિંદુ અને ઇસ્લામી રાજ્યો ટક્યાં ત્યાંસુધી ગુજરાતમાં રાજ્ય અને પ્રજાની સહાયથી કલાને ઉત્તેજન મળ્યા કર્યું; પરંતુ તે યુગ અને વર્તમાન યુગ વચ્ચેના કાલમાં અનેક કારણોને લીધે આપણો કલાવિકાસ શિથિલ થયો, રાજકીય ઉત્પાત અને અશાંતિના વાતાવરણમાં ગુજરાતના જીવનનો પ્રવાહ બદલાયો, અને સંખ્યાબંધ કલાકારો તથા કારીગરો ઉત્તેજનના અભાવને

લીધે નિરુદ્યમી થઈ ગયા; ગુજરાતના સ્થાપત્યની અપૂર્વ કલા એટલી વીસરાઈ ગઈ કે કનિંગહામ, ફર્ગ્યુસન અને બર્જેસ જેવા વિદેશીઓએ જ્યારે આ ખજાનો પ્રકાશમાં આણ્યો ત્યારે લોકોને ભૂતકાળની કલાસમૃદ્ધિનું ભાન થયું. રાજકીય શાંતિ આવ્યા પછી ગુજરાતમાં ઔદ્યોગિક પ્રગતિનું જોર એટલું વધ્યું કે તેમાં કલાનું સ્થાન ગૌણ થઈ ગયું. અમદાવાદની મસ્જિદોના સુંદર મિનારાઓની સામે મિલોની બેડોળ ચીમનીઓએ ડોકિયાં કરવા માંડ્યાં અને એ મિનારા પણ શરમાઈને પડી જવા લાગ્યા, સિમેંટ કોંક્રિટનાં મકાનોએ શિલ્પ અને સ્થાપત્યની કલા જે કંઈ રહી હતી તેને સુવાડી દીધી; ફોટોગ્રાફિક કૅમેરાએ ચિત્રકલાને ભુલાવી દીધી; મિલના કાપડે હાથવણાટની બારીક કારીગરી અને સુંદર નકશી પાયમાલ કરી,—આવી રીતે વરસો સુધી ગુજરાતમા કલા બદલાતી ગઈ.

સદ્‌ભાગ્યે આ ગાંધીયુગની શરૂઆતથી ગુજરાતમાં નવીન જીવનનું લોહી આવ્યું છે, કલાજીવનના પુનરુદ્ધારનો મંત્ર ગુજરાતીઓએ ઝીલવા માંડ્યો છે અને સ્થૂળ કલાઓ કરતાં લલિત કલાઓમાં વિશેષ રસ લેવાય છે. છેલ્લાં પચીસેક વર્ષથી આપણા સ્ત્રીસમાજની ઉન્નતિ સાથે કલાની રસિકતાએ વૈયક્તિક તેમજ સામાજિક જીવનમાં પ્રવેશ કર્યો છે. એની એક મુખ્ય અસર તો આપણાં પહેરવેશ અને શારીરિક સુઘડતા ઉપર થઈ છે. વસ્ત્રપરિધાનની કલા આપણી સ્ત્રીઓએ તો પહેલેથી જ મેળવી રાખી છે, પરંતુ હવે તો આભૂષણોને ઓછાં કરીને પણ સાદાઈ સાથે સૌંદર્ય અને સુઘડતા વધારતી વસ્ત્રકલા લોકપ્રિય થતી જાય છે. આ સંબંધમાંમાત્ર એક જ વસ્તુ આપણી બહેનોએ

સમજવાની રહે છે; અને તે એ છે કે તંદુરસ્ત અને સશક્ત શરીર ઉપર કલાનું સૌંદર્ય જેટલું દીપી નીકળે છે તેટલું નબળાં તથા નાજુક શરીર ઉપર નથી જણાતું. કલાની રસિકતા ભોગવવા માટે શારીરિક સંપત્તિ ખાસ જરૂરની છે એ સત્ય હજી આપણે આપણા જીવનમાં ઉતાર્યું નથી. પ્રાચીન ગ્રીસની કલારસિક પ્રજામાં શારીરિક વિકાસથી નીપજતું સૌંદર્ય ઉત્તમ કલા તરીકે ગણાતું. આપણા ગરબાઓનું સંગીત બહેનોના કંઠમાંથી ઉચ્ચ સ્વરે ન નીકળે તો પછી તેનું માધુર્ય શ્રોતા વર્ગથી કેવી રીતે અનુભવાય? શરીર અને મન એ બન્નેનો એકસાથે વિકાસ થાય એ જ ખરી કલા છે.

થોડાંક વરસો ઉપર એવી માન્યતા હતી કે સંગીત અને નર્તન ઉચ્ચ વર્ગ માટે હલકું ગણાય. બીજા પ્રાંતોની સાથે વધારે સમાગમમાં આવ્યા પછી આપણને જણાયું કે ભારતીય નર્તન એ એક ઉચ્ચ પ્રકારની કલા છે; અને તેનો અભ્યાસ ગુજરાતમાં વધતો જાય છે એ ઘણા આનંદની વાત છે. આપણી નર્તનકલા પાશ્ચાત્ય પદ્ધતિની નર્તનકલાથી ઘણી જ વધારે કલામય અને શુદ્ધ છે. શારીરિક વિકાસ માટે તે ઘણી ઉપયોગી છે તે સંબંધી એક જ બાબત કહેવાની મને જરૂર લાગે છે. ભારતીય નૃત્યના મૂળ સિદ્ધાંતો જો કે સરખા છે, તથાપિ જુદા જુદા પ્રાંતોમાં તે જુદી જુદી પદ્ધતિએ થાય છે. પ્રાંતીય સંગીતપદ્ધતિ જેમ જુદી જુદી હોય તેમ વાદન અને નર્તન પણ જુદાં જુદાં હોય છે. આમાં દરેક પ્રાંતે તેની વિશિષ્ટતા સમજવી જોઈએ અને બીજા પ્રાંતોનાં સંગીત તથા નર્તનનાં માત્ર નકલ કે અનુકરણ કર્યાથી ઘણી વખત કલાના રસનો ભંગ થવાનો ભય રહે છે. આપણો

કંઠ અમુક પ્રકારનાં સંગીત માટે ટેવાયેલો હોય ત્યાંસુધી બીજી જાતનું સંગીત કૃત્રિમ લાગે છે, તેમજ નૃત્યમાં પણ આપણા અવયવોનું છે. એક ઉદાહરણ આપું છું: "વંદેમાતરમ્"નું ગીત. એની ભાષા સંસ્કૃત છે અને એ બંગાળી ઢબનું છે. છેલ્લાં ત્રીસ પાંત્રીસ વર્ષથી તે આપણે ગાઈએ છીએ, પણ બંગાળીઓના કંઠમાંથી નીકળતું એ જેટલું મધુર લાગે છે તેટલું આપણા કંઠમાંથી નથી લાગતું. નૃત્યનું પણ તેમ જ છે. મણિપુરી નૃત્યની નરી નકલમાં પણ ઘણા દ્રષ્ટાઓને નીરસતા જણાય છે.

ચિત્રકલામાં પણ ઘણી વખત આવું જ જોવામાં આવે છે. કેટલીક શાળાઓમાં બંગાળી ઢબનાં ચિત્રો શીખવાય છે, અને તે પણ બંગાળની સિનેરીમાં જ—ત્યાંની ઝૂંપડી, વાંકાં વળી ગયેલાં ઝાડો, લંગોટી પહેરેલો ને દૂબળો બંગાળી ખેડૂત. આવી જાતનાં ચિત્રો પાડતાં આપણાં બાળકોને શીખવવામાં આપણે ખોટે રસ્તે જઈએ છીએ એમ મને લાગે છે. હું એમ નથી કહેવા માગતો કે બીજા પ્રાંતોની કલા આપણામાં ઊતરવી જ નજોઈએ; પરંતુ તેનું આંધળું અનુકરણ કરવામાં કૃત્રિમતા અને રસભંગ ન થવાં જોઈએ. કંઈક અંશે નવીનતાના મોહથી અને કંઈક અંશે "પારકું તેટલું સારું" જોતા નિર્બળ માનસથી આપણે પીડાઈએ છીએ. આપણે માત્ર અનુકરણ કરીને સંતોષ માનવો ન જોઈએ. આપણે ગુજરાતી કલા તરીકે પંકાય એવી કલા ખીલવવાની છે. આવી કલા ઉપજાવવામાં ગુજરાતી કલાકારો અને કારીગરોને ખાસ ઉત્તેજન આપવાનું છે. એવો એક જ દાખલો હું આપું છું. થોડાં વરસથી આપણા એક ગુજરાતી નૃત્યકાર નટરાજ વશી જાવા સુમાત્રા વગેરે સ્થળોએ જઈને

સ્યાંની, જે આપણી જ પુરાણી હિંદુ નૃત્યકલા છે તેનું જ્ઞાન લઈ આવ્યા છે અને કેટલાંક સ્થળે એક નિપુણ નૃત્યકાર તરીકે એમને સફળતા મળી છે, પરંતુ ગુજરાતમાં હજી તેમનો જોઈએ તેવો સત્કાર થયો નથી અને તેમને યોગ્ય ઉત્તેજન પણ મળ્યું નથી. ચિત્રકલાની બાબતમાં તો ખુશી થવા જેવું છે કે અત્રેની જે. જે. સ્કૂલ ઑફ આર્ટ્સમાં ગુજરાતી શિક્ષકો તથા ઘણા ગુજરાતી વિદ્યાર્થીઓ ચિત્રોમાં તથા શિલ્પોમાં ગુજરાતી ઢબ જુદી જણાઈ આવે એવી સુંદર કલાકૃતિઓ બનાવવામાં સફળ થયા છે.

આ વિષયમાં એક સૂચના ગુજરાતી જનતા પાસે આગ્રહપૂર્વક મૂકવાની મને જરૂર લાગે છે. ગુજરાતના કોઈ પણ અનુકૂળ સ્થળે ' ગુજરાતી ઍકેડેમી ઑફ આર્ટ્સ ' એટલે કે ગુજરાતી કલામંદિરની સ્થાપના થવી જોઈએ, જ્યાં આપણા કલાકારો અને કારીગરો ગુજરાતની વિશિષ્ટ કલાઓનું શિક્ષણ લઈ તેનો સર્વત્ર પ્રચાર કરે. આપણો ધનિક વર્ગ આવી સંસ્થા સ્થાપવા માટે મદદ કરે તો તે ગુજરાત માટે અશક્ય વસ્તુ ગણાય નહિ. અને આવી સંસ્થા થોડા વખતમાં જ સ્થપાય તેવા પ્રબળ પ્રયાસ કરવા આપણા કલારસિકોને મારી વિનંતિ છે.

કોઈને કદાચ પ્રશ્ન થશે કે આ બધી પ્રવૃત્તિઓ તો કલાકારો માટે છે તેમાં સાધારણ માણસને શો લાભ. પણ આવો પ્રશ્ન કલાને સંકુચિત અર્થમાં લઈએ તો જ ઉપસ્થિત થાય. કલાનું સ્થાન માત્ર બાહ્ય વસ્તુઓમાં જ નથી, પથ્થર, લાકડાં કે કેનવાસ ઉપર જ કલાની છાપ પડતી નથી, આંખ કાન કે સ્પર્શ વડે જ માત્ર કલાનો અનુભવ થતો નથી, પરંતુ ઇંદ્રિયોથી પર એવી માનસિક સૃષ્ટિમાં ઉચ્ચતર કલાનો નિવાસ છે. જીવનને સર્વાંગસુંદર

બનાવવું એ સૌથી ઉત્તમ કલા છે, કારણ કે તે કલા સ્થૂળ અને ભૌતિક વસ્તુઓમાં નહિ, પરંતુ સૂક્ષ્મ સૃષ્ટિમાં રહેલી છે. જીવનની વિવિધ પ્રવૃત્તિઓ અને બુદ્ધિ ભાવના તથા ઇચ્છાઓ—એ ત્રણે માનસિક શક્તિઓનો ધ્યેયપૂર્વક સમવિકાસ કરવો એ જેટલું કઠિન તેટલું ઉચ્ચતમ કલાવિધાન છે. આ વિધાનમાં દરેક મનુષ્ય એક કલાકાર છે અને બાહ્ય જગતની કલાનો અનુભવ જીવનની કલાના વિકાસમાં મદદરૂપ થાય તેટલે જ અંશે સ્થૂળ કલાનું સાર્થક્ય છે. સ્થૂળ કલાઓ ગમે તેટલી સુંદર હોય તો પણ તે માત્ર સાધન છે. મનને ઉન્નત કરે અને ઉચ્ચ ભાવના ઉત્પન્ન કરી હૃદયને શુદ્ધ કરે એ તેની સાધ્ય વસ્તુ છે. સાકાર કલા નિરાકાર કલાના સ્વરૂપમાં જન્માંતર પામે તો જ આપણા સ્થૂળ જીવનમાં તેનું સ્થાન છે. આવું પરિવર્તન પોતાના જીવનમાં કરાવવા માટે દરેક મનુષ્ય કલાકાર તરીકે સ્થૂળ કલાનો ઉપયોગ કરી શકે. અને તે કારણથી જ સ્થૂળ કલાને ઉત્તેજન આપવું એ દરેક મનુષ્યનો ધર્મ છે.

નવગુજરાતે જીવનમાં કલાનું સ્થાન સમજવા માંડ્યું છે. તેનામાં રસિકતા છે, ઉલ્લાસ છે, સાધન છે, સામગ્રી પણ છે, માત્ર વ્યવસ્થિત પ્રચારકાર્યની જરૂર છે. કલાપ્રદર્શનો અને કલાપરિષદો આવા પ્રચારકાર્ય માટે અત્યંત જરૂરનાં છે.

આજનું પ્રદર્શન આ દિશામાં આપણને પ્રયાણ કરવાનો વેગ આપે અને તેના સંચાલકોની ઉમંગી મહેનતને સફળતા મળે એવી શુભેચ્છા સાથે પ્રદર્શનની ઉદ્ઘાટનવિધિ કરવાની રજા લઉં છું.

એક તરફ ધર્મવ્યાખ્યાનો યોજાય છે ત્યારે હિંદને બીજે ખૂણે એ જ ધર્મને નામે, ધર્મને નિમિત્તે એક-બીજાનાં આજે ગળાં કપાય છે.

એવે વખતે પ્રશ્ન થાય છે: ધર્મ એટલે શું? આપણો યુગધર્મ શો? આપણે આજે ભ્રષ્ટ થઈ ગયા છીએ. જુદા જુદા ધર્મો પ્રમાણે આપણે જીવન જીવી રહ્યા છીએ. શું ધર્મ એવી ચીજ છે કે એને માટે એક-બીજાનાં ગળાં કાપવાં પડે? હિંદના ત્રણે ધર્મો–હિંદુ, બુદ્ધ ને જૈન–એક જ વૃક્ષમાંથી ઉત્પન્ન થયા છે. સેંકડો વર્ષોથી આપણે એ ધર્મો પાળીએ છીએ, પણ કદીયે આપણે આ રીતે નથી વર્ત્યા. હા, પંડિતોએ વાગ્યુદ્ધો ઘણાં કર્યાં છે, પણ આ ત્રણે ધર્મોના મૂળમાં તો સહિષ્ણુતા જ છે. ધર્મને નામે આજે અનેક અધર્મી ચીજો થઈ રહી છે. આજનો માનવધર્મ તો એક જ છે. તાત્ત્વિક રીતે જોતાં જો મનુષ્ય-જાતિ એક હોય, વિશ્વમાં સૃષ્ટિના નિયંતા—ભલે પછી એને પરમેશ્વર કહીએ, અલ્લાહ કહીએ, કે સ્રીસ્વરૂપે કોઈ શક્તિ કહીએ—જો એક જ હોય, અને ધર્મનો સાચો અર્થ જો એક જ થતો હોય કે મનુષ્યે પોતાનું મનુષ્યત્વ જાળવી રાખવું, તો દુનિયાનો ધર્મ એક જ છે; અને તે માનવધર્મ. ત્યારે ધર્મની વ્યાખ્યા શી? સંસ્કૃતમાં કહ્યું છે કે 'धारयति इति धर्मः' –જે ટકાવી રાખે છે તે ધર્મ. દરેક મનુષ્યમાં બે તત્ત્વો હોય છે: એક

ઉચ્ચ તત્ત્વ, બીજું નીચ તત્ત્વ. મનુષ્યત્વને ઉચ્ચ સપાટીએ ટકાવી રાખવું એ જ છે દરેક ધર્મનો સિદ્ધાત. મનુષ્ય ગમે તે હોય-જ્ઞાની હોય, પૈસાદાર હોય, ગરીબ હોય, ગોરો હોય કે કાળો હોય, પણ દરેકનો ધર્મ તો એક જ. જગતના આજના બધા ધર્મોને સાચા અર્થમા ધાર્મિક પંથો કહેવા જોઈએ, કારણ, ધર્મ તો એક જ છે –માનવધર્મ.

પ્રત્યેક યુગમાં આત્મા, પરમાત્મા, મોક્ષ, મોક્ષ મેળવવા માટેનાં સાધનો વગેરે માટે મતમતાંતરો તો થયા જ કર્યા છે, છતાં આપણા ધર્મોનો સિદ્ધાંત સર્વસામાન્ય છે—નીચ તત્ત્વને દાબી દેવું ને ઉચ્ચ તત્ત્વનો વિકાસ સાધવો.

ગીતામા કહ્યુ છે :

'उद्धरेदात्मनात्मानम् ।'

એ આત્માને નીચે ન જવા દેવો જોઈએ. આત્મા તે જ આત્માનો મિત્ર છે ને એ જ છે એનો શત્રુ. 'ઉદ્ધરેત્'નો અર્થ જ એ કે આપણા નીચ આત્માનો ઉદ્ધાર આપણામાંના ઉચ્ચ આત્માએ કરવાનો છે ખ્રિસ્તી ધર્મનીતિમાં એમ કહ્યું છે કે મનુષ્યનુ જીવન પાપી છે, અંતે એ ઇશ્વરને શરણે જશે, પછી જ એને મોક્ષ મળશે. આપણે હિંદુ ધર્મમાં એમ માન્યુ છે કે આપણે અત્યારે શું છીએ ને શું થવાના છીએ તે બધુયે આપણાં કર્મો ઉપર જ આધાર રાખે છે.

, માનવીના મનમાં ત્રણ શક્તિઓ રહેલી છે. (૧) બુદ્ધિ, (૨) શ્રદ્ધા અને (૩) ઇચ્છાશક્તિ. આ ત્રણે શક્તિઓ જુદા જુદા દેશોમાં, જુદી જુદી,વ્યક્તિઓમાં જુદી જુદી રીતે વિકાસ પામે છે. આપણે જ્ઞાન, ભક્તિ ને કર્મ એ ત્રણેનો સાથે યોગ કરવો

જોઈએ. આ ત્રણમાં કયું એક તત્ત્વ વિશેષ જરૂરી છે એની ઘણી ચર્ચાઓ આપણે ત્યાં થઈ છે.

શંકરાચાર્યે જ્ઞાન પર ભાર મૂક્યો; વૈષ્ણવ ધર્મમાં ને સૂફીવાદમાં ભક્તિ પર ભાર મૂકવામાં આવ્યો છે. આપણે માત્ર જ્ઞાન મેળવીને જ બેસી રહેવાનું છે કે માત્ર ભક્તિ કે પ્રેમ મેળવીને જ બેસી રહેવાનું છે? સામાન્ય રીતે આવા માત્ર જ્ઞાની કે માત્ર ભક્તો બન્નેને જોઈશું તો કરવાં જોઈએ તે કર્મો પણ તેઓ કરતા નથી. ત્યારે ખરો ધર્મ કયો? જ્ઞાન અને ભક્તિ એ બન્ને તો કર્મ કરવાનાં જ સાધનો છે. ગીતાનો પણ એક જ સિદ્ધાંત છે કે મનુષ્યે કર્મયોગી થવું.

જ્ઞાનબુદ્ધિથી અંતરમાં પ્રકાશ પથરાય છે. ભક્તિથી ઊર્મિ–લાગણી–એકનિષ્ઠા જાગે છે. ભક્તિ એ તો એંજિન જ છે. આગગાડીના ડબ્બાઓ એના જ જોરે ચાલે છે. પ્રકાશ અને એકનિષ્ઠા, જ્ઞાન અને ભક્તિ—એ બન્ને સાધન છે, સાધ્ય નથી. સત્કર્મમાં એને મૂકીએ તો જ આપણને સિદ્ધિ મળી શકે. જૈનધર્મમાં પણ સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ શ્રદ્ધા અને સમ્યગ્ કર્મ—એમ વિભાગો પાડવામાં આવ્યા છે. કર્મનો સિદ્ધાંત સામાન્ય છે. શું હિંદુ, શું બૌદ્ધ કે શું જૈન—ત્રણે ધર્મો માને છે કે આપણો ઉદ્ધાર એક માત્ર કર્મથી જ થઈ શકે છે, અન્યથા નહિ જ.

આ સિદ્ધાંતો દરેક ધર્મમાં છે અને આ જ છે માનવધર્મ. જૈન ધર્મમાં ઉપવાસ ને તપ ઉપર શા માટે ભાર મૂકવામાં આવ્યો છે? શરીર–મનની શુદ્ધિ માટે; એ શુદ્ધિથી કાર્ય કરી શકાય એટલા માટે. ધાર્મિક પંથની જુદી જુદી માન્યતાઓથી ધર્મનો મૂળ રંગ બદલાતો નથી. જૈન ધર્મનો સ્યાદ્વાદ જુઓ. સ્યાદ્-

વાદ કહે છે કે વસ્તુને ગમે તે દૃષ્ટિથી નિહાળીએ તોપણ મૂળ તો એ વસ્તુ એકની એક જ છે. તેવી જ રીતે, આ બધા પંથો જુદા જુદા ભલે હોય, પણ ધર્મ તો એક જ છે.

ગીતામાં કહ્યું છે : 'स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः' મૂર્તિપૂજામાં બે વિરોધી મત છે : એક છે પૂજામાં માનનારો વર્ગ ને બીજા કેટલાક કહે છે : 'આ શું, પથરાને પરમેશ્વર તરીકે માનો છો? પથ્થરને લાડ લડાવો છો?' વ્યક્તિઓ બે પ્રકારની હોય છે : એક મધ્યમાધિકારી ને બીજી ઉત્તમાધિકારી. આમાંની ઉત્તમાધિકારિણી વ્યક્તિ જો એ પથ્થરની પૂજાથી પણ એકાગ્ર થઈ શકતી હોય, મૂર્તિપૂજાથી એના આત્માને જો સંતોષ થતો હોય, એનું હૃદય જો પ્રફુલ્લિત રહેતું હોય, તો એવી વ્યક્તિને જેનાં કર્મો સારાં નથી એવા લોકો એમ ન કહી શકે કે આ મૂર્તિપૂજા ખોટી છે. આમ કહેવાનો એમને અધિકાર પણ નથી.

માનવતાના—માનવધર્મના બે સિદ્ધાંતો છે. એક કહે છે : આત્માને ઊંચે રાખો. બીજો સિદ્ધાંત કહે છે : જ્ઞાન, ભક્તિ ને કર્મ—ત્રણેનો સમન્વય કરી જગતમાં સત્કર્મો આદરો.

યુરોપમાં આજેયે ધર્મ તો છે જ, પણ સાથોસાથ બીજાના બળનો—ગુલામ પ્રજાઓના બળનો—બને તેટલો ઉપયોગ કરી પોતાની આર્થિક સ્થિતિ વધારવામાં—દેશ આબાદ કરવામાં—એ લોકો રચ્યાપચ્યા રહ્યા છે. પણ દુનિયાનો બધો પૈસો સ્વરાષ્ટ્રમાં જ ઘસડી લાવવાની એમણે નેમ રાખી તેનું પરિણામ શું આવ્યું? છેલ્લાં બે મહાન યુદ્ધો એમને મળ્યાં. બીજા પ્રત્યેની માનવતાના સિદ્ધાંતો તેઓ ભૂલી ગયા, ત્યારે બન્ને યુદ્ધમાં જીતનારી અંગ્રેજ જેવી પ્રજાની પણ આજે શી સ્થિતિ છે? જર્મ-

નીને ખોરાક આપવા જતાં અંગ્રેજને આજે ખોરાક છોડવો પડ્યો છે.

કુદરતને ત્યાં નિયમ છે. એની અસર તાત્કાલિક થતી નથી. મનુષ્યના કર્તવ્યના નિયમોનો ભંગ થાય તો સમાજનો વિકાસ થતો અટકે ને લાંબે ગાળે અનિષ્ટ પણ થાય.

આ બધું છતાં યુરોપ સામાજિક ને આર્થિક દૃષ્ટિએ આજ માનવ-સંગઠિત બન્યું છે. એમનું રાજકીય સંગઠન ગજબ છે. આપણે બધા આ લોકો સામે ટકી રહ્યા છીએ આપણી આધ્યાત્મિક ઉચ્ચતાને લીધે, પરંતુ આપણે માનવધર્મ ભૂલ્યા છીએ. બધાયે ધર્મોમાં આવે છે અર્થ, કામ ને મોક્ષ. અને જ્ઞાન, ભક્તિ ને કર્મ શાને માટે છે? મોક્ષ માટે; પણ કોનો મોક્ષ? સામાન્ય માન્યતા પ્રમાણે પ્રાચીન કાળથી જ આપણે આપણો મોક્ષ કરી લીધો એટલે જીવનસાફલ્ય માણ્યું છે. એટલામાં જ બધું પતી ગયું એમ આપણે ગણ્યું ને માનવધર્મ ભૂલ્યા. વ્યક્તિગત મોક્ષ ઉપર આપણે અત્યાર સુધી અતિશય ભાર મૂક્યો.

સત્કર્મની વ્યાખ્યા દેશ–કાળને લીધે બદલાતી રહી છે. જે જે દેશને અનુકૂળ હોય તે તે કરીએ, તો જ મોક્ષ મળે. મોક્ષ એકલાનો નહિ, પરંતુ સમસ્ત માનવજાતિનો મોક્ષ એ જ સાચો મોક્ષ છે. સમાજનો મોક્ષ એટલે શું? માનવજાતનું ભાન હવે આપણને થતું આવે છે. છેલ્લાં સો વર્ષોમાં એ વધારે ને વધારે જાગ્રત થયું છે. આપણે માનવા લાગ્યા છીએ કે આપણો દેશ તે માત્ર હિંદ જ નહિ, પણ સારીયે દુનિયા છે. જેમ એક તળાવમાં કાંકરો નાખીએ ને એનાં આંદોલનો સારાયે તળાવમાં પ્રસરે છે તેમ એક દેશની અસર આજે તો બધે થાય

વિજ્ઞાનને લીધે આપણે ઘણા જ પાસે પાસે આવ્યા છીએ. દુષ્કાળ વખતે અન્યોન્યને આપણે મદદ કરીએ છીએ. આપણે એક એકમ–એક જૂથ બન્યા છીએ. પણ આ એકમ તે શું? એક માનવી? એક ગામ? એક શહેર? એક દેશ? અરે, એક ખંડ? ના, ના; આ એકમ એટલે તો સમસ્ત દુનિયા–એક દુનિયા. આપણા બધાની માનવતા એક થતી જાય છે.

ત્યારે આ માનવધર્મ શો છે? દુનિયાભરની સમાનતા ન રાખી શકો તો સંકુચિત માનવતા કેળવો; એક ખંડની, એક દેશની સમાનતા રાખો. અરે–કદાચ તે પણ ન રાખી શકો તો જે સમાજને અનુલક્ષીને આપણે રહીએ છીએ તે સમાજમાં સમાનતા તો રાખો જ રાખો.

સામાજિક આત્મા પણ માનવતાના આત્માનો અંશ છે. આપણો આત્મા ઊંચે નહિ રહે તો નકામું છે. આ પરદેશીઓ કેમ ફાવી ગયા હતા? એ લોકોથી આપણે તો લગભગ પચીસગણા વધારે છીએ, છતાં એ લોકો કેમ ફાવી ગયા હતા? એમના કરતાં આપણે ત્યાં સારી સારી વ્યક્તિઓ છે, છતાંયે આપણે સંકુચિત જીવનમાં સબડી રહ્યા છીએ; માટે જ તેઓ ફાવી ગયા હતા. સામાજિક સંગઠન દ્વારા જ સાચો માનવધર્મ સધાશે. અત્યારે તો માનવતાના ધર્મનું પડ નીચે છે ને ઉપરના પડમાં છે આપણો સંકુચિત ધર્મ–વ્યક્તિગત ધર્મ. આપણે કદીયે ન ભૂલીએ કે નીચેના પડ ઉપર ઉપરના પડનો આધાર છે.

અહિંસા ભલે આપણે સિદ્ધાંત તરીકે પાળીએ, પણ આસુરી બળ સામે ટકી રહેવા માટે બળ જોઈએ. આધ્યાત્મિક બળ પણ શરીરબળ ઉપર આધાર રાખે છે. અહિંસાનો સિદ્ધાંત

રાખજો. ઉપનિષદ પણ કહે છે : 'नायमात्मा बलहीनेन लभ्यः' મેં કહ્યું તેમ સિદ્ધાંત ભલે અહિંસાનો રાખો, પણ નિર્બળ ન બનશો. બળ તો રાખવું જ જોઈએ. એનો કયારે, કેવી રીતે ને કેમ ઉપયોગ કરવો, એ પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે.

અમેરિકામાં આજે જાતજાતની પરિષદો ભરાઈ રહી છે, અનેક દોડધામો થઈ રહી છે, તેનું કારણ ? બધા જ વિચારે છે કે આપણે ભેળા મળી બધાના સુખનો રસ્તો શોધી કાઢીએ, જેથી ભવિષ્યની લડાઈમાંથી ઊગરી શકીએ. એટમ બૉંબથી આજે એકી વખતે એક ઘર નહિ લાખો ઘરો નષ્ટ થઈ જાય છે. પહેલાં આપણે ગુફામાં વસતા હતા. આજે લોકો કહે છે કે એક માત્ર ગુફાનો જ આશ્રય લીધા વગર બૉંબમાંથી બચી શકાય એમ નથી; એટલે કે આપણે પહેલાં ગુફામાં હતા, ફરી પાછું આપણને ગુફામાં રહેવાનું આવ્યું.

માનવતાના ધર્મનું પાલન કરાશે તો જ ધર્મ ટકી શકશે.

આજે તો ભૂતકાળનાં પાપોનું આપણે પરિણામ ભોગવી રહ્યા છીએ. આપણા સમગ્ર દેશની ઉન્નતિમાં–સામાજિક ઉદ્ધારમાં જ આપણો ઉદ્ધાર છે એ ન ભૂલશો.

આજે આપણે મંદિરે જઈએ છીએ, પૂજા કરીએ છીએ, પણ ઘેર આવ્યા કે જાણે ધર્મનો એ વિભાગ બંધ થઈ જાય છે. વહેવારમાં પડ્યા કે ધર્મ ભૂલી જઈએ છીએ. ખ્રિસ્તીઓની માફક એક વખત દેવળમાં જઈ આવી છ દિવસ ધર્મને, કોટની માફક, ખીંટીએ ટિંગાડી ન મૂકશો. તમારા ધર્મને જીવનના અણુએ અણુમાં ઉતારો,—એ જ સાચો યુગધર્મ છે અને એ જ માનવધર્મ છે.

# ૯ : નિયમનું સામ્રાજ્ય

વિશ્વમાં સામ્રાજ્ય કોનું છે ? આપણી દુનિયામાં અનેક વિજેતાઓએ જે મોટાં રાજ્યો ઉપર શાસન ચલાવ્યું છે તેઓને આપણે સામ્રાજ્યો કહીએ છીએ. પણ એ તો ઇતિહાસનાં અલ્પજીવી સામ્રાજ્યો. જેનું શાસન ગમે તેટલા મોટા દેશમાં હોય, પણ આજ છે ને કાલ નથી એવું ચલિત હોય, તેને ખરી રીતે સામ્રાજ્ય કહી શકાય નહિ. આ તાત્ત્વિક દૃષ્ટિએ, એક જ પ્રદેશમાં એક જ શક્તિનું શાશ્વત શાસન હોય તેનું જ સામ્રાજ્ય હોઈ શકે. ધાર્મિક ભાષામાં આવું સામ્રાજ્ય ઈશ્વરનું જ હોઈ શકે એમ સર્વે ધાર્મિક સંપ્રદાયો માને છે. પરંતુ ઈશ્વરના સ્વરૂપનો ખ્યાલ સર્વે ધર્મોમાં સરખો હોતો નથી, છતાં સકળ વિશ્વમાં ઈશ્વર એક જ હોય તો એના સાચા સ્વરૂપ વિશે જુદી જુદી માન્યતાઓની પાછળ પણ એક સમાન ભૂમિકા હોવી જ જોઈએ;—એ શ્રદ્ધા માત્ર ભાવનાની ઉપર નહિ, બુદ્ધિના પાયા ઉપર રહેલી છે એમ કબૂલ કરવું પડે. આ ભૂમિકા કઈ?

ઉત્પત્તિ, સ્થિતિ અને લય—એ જડ તેમજ ચેતનસૃષ્ટિમાં દરેક વસ્તુનો ક્રમ છે. કાળની અનંત ગતિમાં દરેક ચીજનાં સ્વરૂપો બદલાતાં જાય છે. એક જ વસ્તુ નિત્ય રહે છે—એના નિયમો. એ નિયમોનું નિરીક્ષણ, પ્રયોગ તથા સંશોધનની પદ્ધતિએ જ્ઞાન મેળવવું એ વિજ્ઞાનશાસ્ત્રોનું મુખ્ય કાર્ય છે. અને તે પછી તેઓનું મનન કરી એ સર્વે નિયમોને એક

સમાન સૂત્રના મણકા બનાવી, તેમાંથી ઉચ્ચ સંયોજિત જ્ઞાન મેળવવું—એ તત્ત્વજ્ઞાનનો પ્રદેશ છે. જ્યાં જ્યાં નિયમ હોય ત્યાં ત્યાં તેનો નિયામક હોવો જ જોઈએ—એ બૌદ્ધિક સિદ્ધાંત આપણને ધર્મના ક્ષેત્રમાં લઈ જાય છે. એ વિશ્વવ્યાપક નિયામકને આપણે જોઈ કે કલ્પી શકતા નથી, કારણ કે ઇંદ્રિયો દ્વારા જાણી શકતી આપણી બુદ્ધિની શક્તિ પરિમિત છે, પરંતુ સ્વાનુભવ અને અંતર્નિરીક્ષણ વડે એ નિયામકના બાહ્ય સ્વરૂપને જ આપણે ઓળખી શકીએ છીએ. અત્યારે તો આપણે એ ધાર્મિક ચર્ચામાં ઊતર્યા વિના ઈશ્વરની કુદરતનાં નિયમો સમજીએ તોયે બસ છે. એ જો સારી રીતે સમજાય તો ખરા ધર્મના પ્રદેશમાં પેસવાનો માર્ગ ઉજ્જવલ બને છે. વિજ્ઞાનનો ઊંડો અભ્યાસ આપણને અવશ્ય તત્ત્વજ્ઞાન અને ધર્મના ક્ષેત્રમાં જ લઈ જાય છે. આવા નિયમો છે ખરા ? અને હોય તો તે સર્વવ્યાપી, નિશ્ચળ અને નિયોજિત છે કે કાંઈ પણ યોજના વિનાના, બદલાતા અને સ્વૈરવિહારી છે ? મનુષ્યજાતિની બાલ્યાવસ્થામાં માનવો કુદરતને ખોળે જ રહીને જીવતાં; કોઈ વિભાગનું પૃથક્કરણ કરવા માટે તેમનું મન પરિપક્વ થયું નહોતું; એમનું લક્ષ તો સળંગ કુદરતનાં સૌમ્ય તેમ જ રુદ્ર સ્વરૂપોનો સીધો અનુભવ મેળવી એમનાં જીવનના શ્રેય માટે એ સ્વરૂપોની આરાધના કરવામાં જ રહેતું. એ દરેક સ્વરૂપ એકેક કુદરતનું બળ છે એમ માની, એ બળને દેવતા તરીકે કલ્પી, તેની પોતાના જીવનની સુખશાંતિ માટે આરાધના કરવી એ ધર્મ ગણાયો. પરંતુ જેમ જેમ કુદરતના વિભાગોનું જ્ઞાન વધતું ગયું તેમ તેમ એ સર્વેની પાછળ એઓને ટકાવી રાખનાર એક જ તત્ત્વ રહેલું છે એમ ઝાંખી થતી ગઈ અને નિયમો

વડે જ આ આખુ બ્રહ્માંડ ટકી રહ્યુ છે એ ભાવના દૃઢ થતી ગઈ. આ ભાવના અત્યારની વૈજ્ઞાનિક પદ્ધતિએ ઉત્પન્ન થયેલી તો નહોતી જ, સાક્ષાત્ અનુભવ અને બુદ્ધિપૂર્વકના તર્ક ઉપર તે રચાયેલી હતી. ઘણા ખરા પ્રાચીન ધર્મોમાં ઓછે વધતે અંશે તેનો વિકાસ થયો છે, પરતુ તેનો સૌથી વધારે વિકાસ તો પ્રાચીન વેદકાળથી જ હિંદુ ધર્મમાં નિ:શંક જોઈ શકાય છે. વાયુ, અગ્નિ, ઇંદ્ર, વરુણ વગેરે વૈદિક દેવતાઓની પશ્ચાદ્‌ભૂમિકામા એકમેવ સગુણ બ્રહ્મની ભાવના અને તેના આવિર્ભાવમાં ઋત એટલે નિયમની ભાવના રહેલી છે

આ ભાવનાનાં બે પાસાં છે: સત્ય અને ઋત તાત્ત્વિક રીતે બન્ને એક જ છે. ઋત એટલે સત્ય ( સાચુ ) અને અનૃત એટલે અસત્ય ( જૂઠું ) જે સત્ય છે તે જ નિયમ પ્રમાણે છે અને જ્યાં નિયમ છે ત્યાં જ સત્ય છે જગતમાં સર્વે ઉત્પન્ન થયેલી વસ્તુઓ બદલાય છે અને નાશ પામે છે, બે જ વસ્તુઓ સનાતન છે–સત્ય અને ઋત. માટે એ બે જ નિત્ય છે. અને એઓને લીધે જ દરેક ક્ષણે બદલાતી સૃષ્ટિ ટકી રહે છે આ સિદ્ધાત માત્ર ભૌતિક સૃષ્ટિમા નહિ પરતુ મનુષ્યસૃષ્ટિમા પણ પ્રવર્તે છે નિયમ તે જ નીતિ જે જીવન કુદરતના નિયમ પ્રમાણે હોય છે તે જ ટકી શકે છે, તે જ નીતિમય હોય છે તેથી ઋત એટલે નિયમ પ્રમાણે સાચુ તથા નીતિમય અને અનૃત એટલે નિયમરહિત, ખોટું અને અનીતિમય આ સિદ્ધાંતને સમર્થન આપનાર થોડા વેદવાક્યો જોઈ એ.

'ऋतं च सत्यं चाभीद्धात् तपसोऽध्यजायत।
'' – ઋગ્વેદ ૧૦–૧૯૦–૧

ऋतस्य दृळ्हा धरुणानि सन्ति पुरूणि चन्द्रा वपुषे वपूंषि
ऋतेन दीर्घमिषणन्त पृक्ष ऋतेन गाव ऋतम् आ विवेशुः ॥
—ઋગ્વેદ ૪–૨૩–૯

સનાતન નિયમના પાયાઓ દૃઢ રહેલા છે; એનાં સ્વરૂપો સૌંદર્યથી ભરેલાં છે. સનાતન નિયમ વડે એનું દીર્ઘજીવી પોષણ છે. સનાતન નિયમ વડે જ જગતમાં વ્યવસ્થા પ્રવર્તે છે.

सत्यम् बृहद् ऋतम् उग्रम् दीक्षा तपो ब्रह्म यज्ञः पृथ्वीं धारयन्ति।
सा नो भूतस्य भव्यस्य पत्न्युरुं लोकम् पृथिवी नः कृणोतु॥
—અથર્વવેદ ૧૨–૧–૧

મહાન સત્ય, ઉગ્ર નિયમ, દીક્ષા, તપ, આરાધના, યજ્ઞ—એ પૃથ્વીને ટકાવી રાખે છે.

આવી રીતે વેદોની અનેક ઋચાઓમાં ઋત એટલે નિયમના મહત્ત્વનું વર્ણન મળે છે. આ સત્ય અને ઋતના સંગીન પાયા ઉપર જ હિંદુ ધર્મનો પાયો રચાયો છે. એ જ એની વિશિષ્ટતા છે. આ સમજ્યા પછી કર્મકાણ્ડની અને ઔપચારિક ધર્મની આવશ્યકતા તો જીવનમાં સત્ય અને નિયમ ઉતારવા માટેના એક સાધન તરીકે જ રહેલી છે એમ જણાશે. નિયમનું જ્ઞાન એ જ વિજ્ઞાન અને તેનાથી આગળ જતાં તત્ત્વજ્ઞાન છે. નિયમની ભાવનાને હૃદયમાં ઉતારવી એ જ ઈશ્વરની ભક્તિનું એક સ્વરૂપ છે, અને તે ભાવના જીવનના આચારવિચારમાં દૃઢ બનાવવી એ નીતિ છે. આ હિંદુ ધર્મનો ખરો ઉપદેશ છે.

આ તો ત્રણ હજાર વર્ષ પહેલાંના ભૂતકાળની વાત થઈ. વિશ્વમાં નિયમનું સામ્રાજ્ય આપણા પૂર્વજોએ જીવનના અનુભવોમાં જ જોયું. ધીમે ધીમે જડ તથા ચેતન સૃ[illegible]

અભ્યાસ જેમ જેમ વધતો ગયો તેમ તેમ નિયમની સર્વવ્યાપકતા વૈજ્ઞાનિકોને જણાવા લાગી.

દરેક વસ્તુનાં ગુણ, ક્રિયા અને એનાં પરિવર્તનોમાં રહેલો કાર્ય–કારણભાવ તથા તેને લીધે અમુક પ્રયોગો કર્યાથી અમુક પરિણામ આવે જ એવા નિયમોના અસ્તિત્વમાં શ્રદ્ધા—એ સર્વેથી જ વૈજ્ઞાનિક પદ્ધતિનું માનસ ઉત્પન્ન થયું. પૂર્વના દેશોએ અંતર્ધ્યાન અને મનન વડે એના સમગ્ર દર્શનથી તેની ઝાંખી કરી, ત્યારે પશ્ચિમના દેશોએ પૃથક્કરણની વૈજ્ઞાનિક પદ્ધતિએ કુદરતનો અભ્યાસ કરી તેમાં રહેલા નિયમો તથા સામાન્ય સિદ્ધાંતો પ્રતિપાદન કર્યા. ઘણે અંશે જે વસ્તુ આપણા તત્ત્વદર્શીઓએ સ્ફુરણા વડે જાણી હતી તે વૈજ્ઞાનિકોએ પ્રયોગ અને સંશોધન વડે સાબિત કરી આપી.

વિજ્ઞાન શબ્દનો ઉપયોગ સામાન્ય રીતે પદાર્થ અને વનસ્પતિસૃષ્ટિના જ્ઞાન માટે થાય છે, પણ આ તો એનો સંકુચિત અર્થ છે. જડ તેમજ ચેતનસૃષ્ટિના કોઈ પણ વિશિષ્ટ વિભાગનું જ્ઞાન એ વિજ્ઞાન છે. આ અર્થમાં વિજ્ઞાન એટલે માત્ર પદાર્થ અને વનસ્પતિસૃષ્ટિનું વિજ્ઞાન નહિ પણ પ્રાણીઓ અને મનુષ્યસૃષ્ટિના વિભાગોનું જ્ઞાન પણ વિજ્ઞાન છે. શરીરશાસ્ત્ર, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજકારણશાસ્ત્ર, ઇતિહાસ, અર્થશાસ્ત્ર વગેરે વ્યક્તિગત તેમજ જાતિગત મનુષ્યનાં વિવિધ પ્રકારનાં જીવન પણ વિજ્ઞાનનો વિષય છે, કારણ કે દરેકમાં નિયમોનું અસ્તિત્વ છે, નિયમો વડે જ તેમાં પરિવર્તન થાય છે. ફેર એટલો જ છે કે જડ સૃષ્ટિના નિયમો પ્રયોગ વડે વધારે સહેલાઈથી સમજી શકાય છે, જ્યારે મનુષ્યસૃષ્ટિમાં રહેલા

નિયમો શોધવા માટે માત્ર લેબોરેટરી કામમાં આવતી નથી, પણ તેમાં અનેક પ્રત્યાઘાતી નિયમોની ક્રિયાઓ થતી હોવાને લીધે ઊંડા અને વિસ્તૃત અભ્યાસથી જ તેનું સંશોધન થઈ શકે છે.

કુદરતના નિયમો સર્વવ્યાપી અને સર્વકાલીન છે કે નહિ તે વિશે ઘણી વખત સંશય ઉત્પન્ન થાય છે. દરેક નિયમને અપવાદ હોય તે પણ એક નિયમ તરીકે મનાય છે. આની ખરી વસ્તુસ્થિતિ જાણવા માટે નિયમનું સ્વરૂપ સમજવું જોઈએ. કુદરતના નિયમો અને મનુષ્યે બનાવેલા નિયમો, જેને આપણે 'કાયદાઓ' કહીએ છીએ, તેમાં ઘણો ફેર છે. બન્નેનાં મૂળ જુદાં છે. કાયદાઓ અને મનુષ્યના વર્તનમાંથી શોધી કાઢેલા સામાન્ય સિદ્ધાંતો મનુષ્યોએ બનાવેલા હોય છે અને તેમાં કુદરતના નિયમોનું અનુકરણ કરીએ છીએ; પણ ઘણી વખત તે ક્ષુદ્ર અનુકરણ હોય છે. જેમ જેમ એની ખામીઓ જણાય તેમ તેમ એને બદલતાં રહીએ છીએ. દરેક નિયમનો અપવાદ આવા કાયદારૂપી મનુષ્યકૃત નિયમોમાં હોય છે, પરંતુ કુદરતના નિયમોમાં અપવાદ હોઈ શકે જ નહિ. દરેક વસ્તુના બંધારણમાં એના સ્વભાવ તથા ગુણો રહેલા છે અને એ ગુણો પ્રમાણે વર્તવાનું બળ એમાં રહેલું છે, પણ તેની સાથે એ પણ ચોક્કસ છે કે જગતમાં એકે ચીજ બીજી ચીજોની સાથેના સંબંધ વિનાની હોતી નથી; તેથી જુદા જુદા ગુણોમાં રહેલાં બળો એક-બીજા ઉપર પ્રત્યાઘાત કરે છે. જડ સૃષ્ટિમાં અમુક સંજોગો ભેગા થયા ત્યારે અમુક પરિણામ આવે જ એ નિયમ છે. હાઇડ્રોજનના બે અણુઓ ઑક્સિજનના એક અણુ સાથે ભેગા

થાય ત્યારે એઓનામાં રહેલા બળની સંયુક્ત ક્રિયાને લીધે પાણીનો પ્રવાહી પદાર્થ ઉત્પન્ન થાય એ નિયમ છે, કારણ કે આ સંજોગોમાં આ પરિણામ હંમેશાં આવવું જ જોઈએ. પૃથ્વીમાં રહેલા ગુરુત્વાકર્ષણના બળને લીધે કોઈ ચીજને ઊંચે ફેંકીએ તોપણ તે બહુ દૂર જઈ શકતી નથી તેમજ અધ્ધર પણ લટકી શકતી નથી અને તે પાછી જમીન ઉપર પડે છે. આ પણ એક નિયમ છે. પરંતુ ગુરુત્વાકર્ષણના બળ સામે તેનાથી વધારે બળવાન પ્રત્યાઘાતી બળ વપરાય તો તે નીચે પડવાને બદલે ઉપર ને ઉપર જાય છે; જેમ કે ઍરોપ્લેનના એંજિનમાં રહેલું બળ. ગુરુત્વાકર્ષણના નિયમનો આ એક ભંગ અથવા અપવાદ ન કહેવાય. ઍરોપ્લેન ઊંચે ચડે છે ત્યારે એ નિયમ પ્રમાણેનું બળ તો ચાલુ છે જ, પણ તેનાથી વધારે બળવાન શક્તિ તે બળને દાબી દે છે. જો એંજિન કામ કરતું બંધ થઈ જાય તો પહેલું બળ જે ચાલુ છે તેના જોરથી ઍરોપ્લેન જમીન ઉપર જ પડે. આ એક ઉદાહરણથી સમજાશે કે કુદરતના નિયમોનો ભંગ થઈ શકતો નથી; પણ પ્રત્યાઘાતી બળો, જે પણ તેઓના નિયમ પ્રમાણે જ વર્તે છે, તેના બળને લીધે આપણને નિયમના ભંગનો ભાસ થાય છે.

ઘણી વખત કોઈ ઘણો જ અસાધારણ બનાવ બન્યો હોય અને તેનું કારણ આપણે કલ્પી શકતા પણ ન હોઈએ ત્યારે તેને ચમત્કાર (અં. મિરેકલ) માનીએ છીએ અને એમ પણ માની લઈએ છીએ કે કુદરતના નિયમોનો એમાં ભંગ થયો છે, પરંતુ ઘણી વખત એ માન્યતા ખોટી પણ સાબિત થાય છે. કુદરતના જ્ઞાનમાં આપણે ઘણા આગળ વધ્યા છીએ છતાં

એની કરામત એટલી ગહિત અને કોઈ બાબતમાં એટલી અગમ્ય પણ હોય છે કે તેનું સંશોધન કરતાં સૈકાઓ નીકળી જાય છે અથવા સંશોધન થઈ શકતું પણ નથી. મોટર, રેડિયો, ટેલિવિઝન, ઍરોપ્લેન, અણુશક્તિ જેવી વસ્તુઓ, જે અત્યારે સામાન્ય જેવી થઈ છે તે, બધી સો વરસ પહેલાંના માણસને ચમત્કારિક લાગે, પરંતુ એ બધું કુદરતના નિયમો અને બળો વડે જ થાય છે એ આપણે તો હવે સારી રીતે જાણીએ છીએ. હજી તો એવી અનેક ચીજો ભવિષ્યમાં બનશે જે અત્યારે આપણને ચમત્કાર જેવી જ લાગે છે. આવાં સંશોધનો કુદરતના નિયમો ઉપર શ્રદ્ધાને લીધે જ થઈ શકે છે. ઘણા વહેમો પણ દૂર થાય છે. અને જેમ કુદરતનું જ્ઞાન વધે છે તેમ ઈશ્વરની અગાધ શક્તિનું ભાન થાય છે. કુદરતના નિયમોની ક્રિયા સિવાય કશી વસ્તુ બની શકતી નથી એ નાસ્તિકવાદ નથી, પણ ખરો આસ્તિકવાદ છે. એનાથી તો ઈશ્વરનો મહિમા અને નિયામક શક્તિનો ખરો ખ્યાલ આવે છે. ઈશ્વરની શક્તિ એના મનસ્વીપણાથી ગમે ત્યારે કુદરતના નિયમોનો ભંગ કરી એવા કહેવાતા ચમત્કાર કરી બતાવવાની નથી, પણ મનુષ્યથી કળી શકાય પણ નહિ એવી રીતે કુદરતી ચીજોમાં નિયમ પ્રમાણે વર્તતા ગુણો ઉત્પન્ન કરવામાં છે. સત્કર્મ કરીએ તો એનું ફળ ઈશ્વર આપણને તરત જ ચમત્કાર કરીને આપે છે એ લૌકિક માન્યતા વિશે ભગવદ્‌ગીતા કહે છે :

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥
नादत्ते कस्यचित् पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेऽऽवृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ (૫-૧૪, ૧૫)

કોઈ પણ માણસની કાર્યશક્તિ અને કર્મ ઈશ્વર પોતે પેદા કરતો નથી; કર્મ અને તેનું ફળ–એ બે વચ્ચેનો સંયોગ પણ (મનસ્વી રીતે) પેદા કરતો નથી; એ તો દરેક વસ્તુના સ્વભાવ (ગુણ) પ્રમાણે જ થાય છે. તેમજ કોઈનાં સત્કર્મ કે પાપ ઈશ્વર વહોરતો નથી. આપણું જ્ઞાન અજ્ઞાનથી ઢંકાયેલું છે તેથી જ જંતુઓ જેવા આપણુ મનુષ્યોને આવો મોહ ઉત્પન્ન થાય છે.

અહીં 'સ્વભાવ' શબ્દ, જડ કે ચેતન, દરેક ઉત્પન્ન થયેલી વસ્તુના બંધારણમાં રહેલા ગુણો અને તેના નિયમો—એ અર્થમાં વપરાયેલો છે. ઈશ્વરે તો આવી રીતે પરમાણુથી માંડીને મનુષ્ય સુધીની દરેક વસ્તુને ઉત્પન્ન કરી સૃષ્ટિને વહેતી મૂકી છે. તેના નિયમો પ્રમાણે જ બધું ચાલ્યા કરે છે. એમાંજ ઈશ્વરનું ઐશ્વર્ય રહેલું છે. સત્કર્મો કર્યા છતાં દુઃખ સહન કરવું પડે છે અને તેનું ધારેલું ફળ મળતું નથી તે આપણું ભલું શેમાં છે અને ઈશ્વરના નિયમો આપણે સમજી શકતા નથી તેને લીધે છે. સ્વાર્થબુદ્ધિથી એમ માનીએ છીએ કે આપણે ધારેલું ફળ આપણને મળવું જ જોઈએ,' પણ એ ભ્રમ છે. સત્કર્મ કર્યાનું ફળ આર્થિક કે બીજા બહારના લાભમાં નહિ પણ મન અને આત્માની શુદ્ધિમાં રહેલું છે એ પણ એક ઈશ્વરી નિયમ છે.

આ સત્ય જો સારી રીતે ગ્રહણ કરી શકાય તો નિયમ અને નિયામક વચ્ચેનો ખરો સંબંધ અને નિયમની સર્વવ્યાપકતા સમજાય. નિયમમાં પૂર્ણ શ્રદ્ધાને લીધે જ વૈજ્ઞાનિકો મહાન સંશોધનો કરી શક્યા છે. નિયમો માત્ર જડ સૃષ્ટિમાં નહિ પણ ચેતનસૃષ્ટિમાં પણ પ્રવર્તે છે એ આપણે વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર અને મનુષ્યશાસ્ત્રોનાં વિવિધ વિજ્ઞાનોનો અત્યાર સુધી જે

વિકાસ થયો છે તે ઉપરથી જાણી શકીએ છીએ. પદાર્થસૃષ્ટિમાંથી નિયમો શોધવા એ વધારે અઘરું કાર્ય છે. મનુષ્યજીવનના નિયમો શોધવા તે સૌથી અઘરું છે. આ પ્રદેશમાં 'ટેસ્ટ ટયૂબ' કે 'માઇક્રોસ્કોપ'નો ઉપયોગ થઈ શકતો નથી, પણ એને માટે જુદાં જ સાધનો વાપરવાં પડે છે. એ તો અંતરૂઅનુભવ, નિરીક્ષણ અને અભ્યાસ તથા મનન વડે જ બની શકે. પદાર્થોને તો જેવી રીતે આપણે વાપરવા ધારીએ તેવી વાપરી શકીએ, પણ મનુષ્યની વિચારશક્તિ અને ખાસ કરીને અમુક કાર્ય કરવું કે નહિ તેનો નિર્ણય કરવાની ઇચ્છાશક્તિને લીધે અમુક કારણ હોય તો અમુક રીતે પરિણામ આવશે જ એ આપણે ચોક્કસ રીતે કહી શકતા નથી; તેને લીધે ચોક્કસ કાર્ય–કારણભાવ નહિ પણ સાધ્ય–સાધનભાવની ક્રિયાને લીધે અમુક પરિણામ થવાનું વલણ ઉત્પન્ન થઈ શકશે એટલું જ કહી શકાય. આપણે ઉપર જોયું કે પદાર્થસૃષ્ટિમાં જેમ કુદરતનાં સહકારી કે વિરોધી વલણ આપણે ઉત્પન્ન કરી શકીએ છીએ તેમ મનુષ્યસૃષ્ટિમાં થઈ શકતું નથી. ત્યાં તો મનમાંથી ઉત્પન્ન થતાં અનેક જાતજાતનાં બળો એટલી બધી સંખ્યામાં અને એટલાં વિરોધી પણ હોય છે કે પદાર્થ-સૃષ્ટિની માફક ચોક્કસ નિયમો અને સિદ્ધાંતો સાબિત કરી શકાતાં નથી, પણ તેને બદલે અમુક વલણોની સંભવિતતા જાણી શકીએ છીએ. તેમ છતાં, મનુષ્યવિજ્ઞાનના પ્રદેશમાં નિયમો છે જ નહિ એમ માની લેવું યથાર્થ નથી. એ ગહન અને ગુંફિત ક્રિયાઓના પ્રદેશમાં આપણી બુદ્ધિ ઊંડી ઊતરી શકતી નથી, પણ જે કાંઈ જાણી શકીએ છીએ તે ઉપરથી વ્યક્તિગત તેમજ સામુદાયિક મનના ક્ષેત્રમાં નિયમો તો રહેલા જ છે એ શ્રદ્ધા

વધતી જાય છે. આપણાં પ્રેરણાઓ, આવેગો, લાગણીઓ અને આવેશો મન ઉપર કેવી અસર કરે છે, સંયમથી મનના તરંગોને કેવી રીતે દાબી શકાય છે, ઇચ્છાશક્તિ પ્રબળ કર્યાથી વાસનાઓ કેવી રીતે નરમ પડે છે, એના જ્ઞાનથી માનસિક પ્રદેશમાં રહેલા ગૂઢ નિયમો સમજાય છે. માનસશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, સમાજ-શાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાજશાસ્ત્ર વગેરેનો અભ્યાસ નિયમોમાં શ્રદ્ધા વડે જ થઈ શકે છે; અને જેમ જેમ એ શાસ્ત્રોનો વિકાસ થતો જાય તેમ તેમ આપણી શ્રદ્ધા વધતી જાય છે. પ્રજાઓ તેમજ રાજ્યોની ચડતી–પડતીના ઇતિહાસમાંથી પણ નિયમો નીકળી શકે છે એ અત્યારે ઇતિહાસના વિષયના અભ્યાસનું એક મુખ્ય ફળ મનાયું છે. ઇતિહાસનું તત્ત્વજ્ઞાન પણ ઉચ્ચ શિક્ષણનો એક મુખ્ય વિષય બન્યું છે.

મનુષ્યના વિચાર અને આચારમાં પણ કાર્ય–કારણભાવનો નિયમ રહ્યો છે એ રહસ્ય આપણા પ્રાચીન તત્ત્વવિદોને એટલું દૃઢ રીતે સમજાયું હતું કે એમના મત પ્રમાણે તેને લીધે જ આત્માનો પુનર્જન્મ થાય છે–એ સિદ્ધાંત ઉપર કર્મવાદની રચના થઈ. આ કર્મવાદ હિંદુ, જૈન તેમજ બૌદ્ધ ધર્મમાં એટલે કે ભારતમાં ઉત્પન્ન થયેલા દરેક મુખ્ય ધર્મસંપ્રદાયમાં સ્વીકારવામાં આવ્યો છે. દરેક વિચાર પણ એક કર્મ છે અને તેથી માત્ર આચાર નહિ પણ વિચારની અસર પણ આત્મા ઉપર થાય છે. આ અસરથી આત્માની આસપાસ સૂક્ષ્મ તથા સ્થૂળ આવરણો એટલે પડો બંધાય છે અને મૃત્યુ પછી આત્માનો પુનર્જન્મ કેવી રીતે થશે તેનો આધાર આ પડો ઉપર રહેલો છે,—એ માન્યતા માત્ર કલ્પના ઉપર નહિ પણ માનસિક અને આધ્યાત્મિક જીવનમાં

રહેલા નિયમોમાં પૂર્ણ શ્રદ્ધાને લીધે રચાયેલી છે. શુદ્ધ વિચાર અને સદ્‌વર્તન જીવનમાં અપનાવવા માટે આ એક મહાન નૈતિક પાયા ઉપર રચાયેલી માન્યતા છે. નૈતિક વિજ્ઞાનોના સિદ્ધાંતોથી આ માન્યતાનું સમર્થન ન મળી શકે તોપણ તેનાથી નૈતિક અને ધાર્મિક જીવનને તો પુષ્ટિ જ મળે છે અને તેને લીધે જ આ માન્યતા આપણા ધર્મમાં ટકી રહી છે. એની વિશિષ્ટતા તો એ છે કે એનો સિદ્ધાંત કુદરતની અંધ ગતિ ઉપર નહિ પણ તેના નિયમો ઉપર રચાયેલો છે. અને તેને જ લીધે આ શ્રદ્ધા ટકી રહી છે. નિયમના સામ્રાજ્યની ભાવનાનું આ એક ઉજ્જવળ ઉદાહરણું છે.

આ ચર્ચાનો સાર તો એ જ હોઈ શકે કે જો સર્વત્ર નિયમનું સામ્રાજ્ય હોય તો આપણે એમાંથી બચી શકીએ તેમ નથી. મનુષ્યજાતિની ઉત્ક્રાંતિ ઈશ્વરના નિયમોનું જ્ઞાન મેળવી તેઓને અનુસરવામાં જ રહેલી છે. અને ઉચ્ચ શિક્ષણનું અંતિમ જ્ઞાન આ જ હોઈ શકે. આપણા દરેક પ્રકારના જીવનના શ્રેય માટે નિયમને હૃદયમાં અપનાવવાની આવશ્યકતા છે; પછી તે ગૃહજીવન હોય, વિદ્યાર્થીજીવન હોય, ધંધાદારી જીવન હોય, સામાજિક જીવન હોય કે જાહેર જીવન હોય. શિસ્ત અને વ્યવસ્થા, ત્યાગ અને પરોપકાર એ – વ્યક્તિગત તેમજ જાતિગત મનુષ્યજીવનમાં રહેલા નિયમો પ્રમાણે વર્તવાનાં સાધનો છે. એના નિયમબદ્ધ સમન્વયમાં જીવનનું સૌંદર્ય રહેલું છે. અને તેમાં જ 'સત્યમ્–શિવમ્–સુંદરમ્'ના ઐક્યનો અનુભવ થાય છે.

# ૧૦ : સરદાર પટેલ

સરદાર વલ્લભભાઈ પટેલની આજની જન્મતિથિને દિવસે એમના નિકટ સમાગમમાં જેઓ આવ્યા હોય તેમને એમનાં અનેક સંસ્મરણો તાજાં થાય એ સ્વાભાવિક છે. એમના દુઃખદ અવસાનને આજે ચાર વરસ થવા આવ્યાં, પરંતુ એમની સ્મૃતિ હજી હિન્દભરમાં તાજી છે. અત્યારે સરદાર હોત તો ? એ પ્રશ્ન ઘણા પૂછે છે. અને એમની કાર્યદક્ષતા, દૃઢ સંકલ્પશક્તિ તથા સામાના મનમાં ઊતરી એનું માપ કાઢવાની કળા –એ ગુણો એટલા વિકાસ પામેલા હતા કે તે વીસરાય એવા નથી.

બૅરિસ્ટર તરીકે વકીલાતની શરૂઆત તેમણે અમદાવાદમાં ચાળીસેક વરસ પહેલાં કરી ત્યારથી મારો તેમની સાથેનો પરિચય શરૂ થયો હતો. તે જ વખતે મુંબઈ હાઈકોર્ટમાં એમના મોટા ભાઈ વિઠ્ઠલભાઈ પટેલ બૅરિસ્ટર તરીકે વકીલાત કરતા હતા. એમના પરિચયમાં હું તો હતો જ, એટલે જ્યારે જ્યારે હું અમદાવાદ જાઉં ત્યારે ત્યારે એ બે ભાઈઓના માનસની સરખામણીનો વિચાર મને ઘણું ખરું આવ્યા કરતો. વિઠ્ઠલભાઈએ તો મુંબઈની કાઉન્સિલમાં દાખલ થઈ રાજકારણના ક્ષેત્રમાં ઝંપલાવ્યું હતું અને તે સમયની નીતિરીતિમાં નિપુણતા મેળવવા માંડી હતી. એમનો સ્વભાવ પણ એ માટે ઘણો અનુકૂળ હતો. જે કોઈ પ્રશ્ન ધારાસભામાં આવવાનો હોય તેનો ચીવટથી અભ્યાસ કરી પોતાનો નીડરપણે મત રજૂ કરતા. કાઉન્સિલમાં બનેલા

બનાવોનું રમૂજી ચરોતરી ભાષામાં અને એમની અજોડ રમૂજી શૈલીમાં વર્ણન કરતા તેમને સાંભળવામાં અમને ઘણો રસ પડતો. સરદાર તે સમયે જુદી જ પ્રકૃતિના હતા. અમદાવાદમાં કોર્ટ અને ગુજરાત ક્લબની પાસે રહી એમનો વખત વકીલાત કરવામાં અને પાનાં રમવામાં ગાળતા. રાજકારણના બનાવોથી તેઓ અજાણ રહેતા એમ તો નહિ જ, પણ તે વખતના રાજકારણની રીતિ એમને પસંદ નહોતી. મવાલો તરીકે ભાષણો કરવાથી કંઈ વળવાનું નથી, પણ કંઈ કરી બતાવવાનો હવે વખત આવ્યો છે એ એમની દૃઢ માન્યતા હતી. ગાંધીજીના સમાગમમાં આવ્યા તે પહેલાં પણ એમનું માનસ આ પ્રકારનું હતું. ક્લબમાં રાજકારણની ચર્ચા રોજ ચાલતી તે તરફ પાનાં રમતે રમતે હસતા અને એમાં ભાગ લેનારાઓની મશ્કરી પણ કરતા. આમ ત્રણ-ચાર વર્ષ ચાલ્યું તે દરમિયાન ગાંધીજીએ અમદાવાદમાં એમનું થાણું નાખ્યું અને કોઈ કોઈ વખત ક્લબમાં આવીને એના સુશિક્ષિત સભ્યોને પોતાનું દૃષ્ટિબિંદુ સમજાવવાનો પ્રયત્ન પણ કર્યો. પહેલાં તો સરદાર રમતે રમતે તેમનું બોલવું સાંભળ્યા કરતા, અને કોઈ વાર એમની લાક્ષણિક શૈલીથી મજાકમાં હસતા પણ ખરા. પણ એ ગાંધીજીની સાથેના મતભેદને લીધે નહિ, પણ આવી વાતો પૈસા કમાવામાં પડેલા વકીલમંડળ સાથે કર્યાથી શું વળવાનું છે એ કારણથી જ.

ધીમે ધીમે સરદારને ખાતરી થઈ કે જો લોકોનો સાથ મળે તો ગાંધીજીના સત્યાગ્રહનો માર્ગ અજમાવી જોવા જેવો છે. ગાંધીજીની સાથે એમનો સમાગમ વધવા લાગ્યો અને ગાંધીજીને ખાતરી થવા લાગી કે વલ્લભભાઈ એમના કામમાં

આવે એવા માણસ છે. એટલે એમણે એમની રીતે સરદારનું મન જીતવા માંડયું. અને છેવટે એમાં સફળ થયા. ખેડા જિલ્લામાં સત્યાગ્રહની યોજનાને સરદારે વધાવી લીધી અને તેમાં ભાગ લેવાને પણ તૈયાર થયા, ત્યારથી એમના માનસનો પલટો શરૂ થયો. તે પહેલાં તેમના કેટલાક મિત્રોએ તેમને આગ્રહ કરી અમદાવાદ મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે ચૂંટાવ્યા હતા. ખેડા સત્યાગ્રહમાં એ ગાંધીજીના નિકટ પરિચયમાં આવ્યા અને તેની સફળતામાં સક્રિય ભાગ આપ્યો. તે પછી એકાદ બે વરસે અમદાવાદ અને નડિયાદમાં રોલેટ ઍક્ટની સામેની ચળવળને અંગે જે તોફાન થયાં તે માટે સરકારે અદાલતો નીમી હતી તેમાં લોકોનો બચાવ કરવાનું કામ ગાંધીજીએ સરદારને સોંપ્યું. તે કાર્ય પણ એમણે કુશળતાથી પાર પાડયું.

૧૯૨૦ ની સાલમાં નાગપુર કૉંગ્રેસ પછી ગુજરાતમાં જે અસહકારની ચળવળ શરૂ થઈ તેમાં ગાંધીજીના જમણા હાથ જેવા સરદારે ઠેર ઠેર ફરી લોકોને જાગ્રત બનાવ્યા. તે વખતે સૌથી મોટું કાર્ય બારડોલી તાલુકાના ખેડૂતો ઉપર જમીન મહેસૂલનો આકાર અતિશય વધાર્યો હતો તે હતું. એ સત્યાગ્રહની ચળવળમાં એમણે બારડોલીમાં થાણું નાખી એની સરદારી લીધી. ગાંધીજીએ તે વખતે એમને 'ગુજરાતના સરદાર'નું બિરુદ આપ્યું. અને એ લડત પ્રખ્યાત ધારાશાસ્ત્રીઓની મદદ વડે એટલી મચોટ રીતે ચાલુ રાખી કે સરકારને એ અન્યાય કબૂલ કરી ફરીથી આંકણી કરવાની ફરજ પડી. એ સફળ સત્યાગ્રહથી એમની કીર્તિ અખિલ હિંદમાં પ્રસરી અને આપણા આખા

દેશમાંના લોકોએ એમનું ‘ સરદાર ’ તરીકેનું પદ ઉત્સાહથી સ્વીકાર્યું. તે પછી તો કૉંગ્રેસના એક મુખ્ય નેતા તરીકે એમણે ઘણી દિશામાં દેશની સેવા કરી. ચૌરીચૌરાના હત્યાકાંડ પછી ગાંધીજીએ સત્યાગ્રહની સક્રિય લડત બંધ કર્યા પછી સરદારે એમની સઘળી શક્તિ અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે એ શહેરની સુધારણામાં અર્પણ કરી. એ એમની એક પહેલી રચનાત્મક સેવા હતી. અમદાવાદ શહેરની વધતી જતી વસ્તીને લીધે ખાલી રસ્તા, ગટર, દીવાઓ વગેરેમાં સુધારો કરવાની અત્યંત આવશ્યકતા હતી. એ કાર્ય માટે મ્યુનિસિપાલિટીના વહીવટમાં પ્રાણ આપવાની જરૂર હતી તે સરદારે બહુ સારી રીતે આપ્યો અને થોડાં વરસોમાં એ મ્યુનિસિપાલિટીને સ્થાનિક સ્વરાજની એક નમૂનેદાર સંસ્થાની કક્ષામાં આણી.

૧૯૩૦ના મીઠાના સત્યાગ્રહ પછી સરદારને ઘણો સમય જેલમાં ગાળવો પડ્યો; પણ જ્યારે જ્યારે એ બહાર આવતા ત્યારે ત્યારે બારડોલી આશ્રમ અને અમદાવાદ મ્યુનિસિપાલિટી એ બે એમનાં રચનાત્મક કાર્યનાં ક્ષેત્રો હતાં. મહાસભાની ચળવળમાં ગુજરાત આખા હિંદમાં અગ્ર સ્થાને રહ્યું તેનાં બાર અને માન પણ સરદારને જ ફાળે જાય છે.

સુમેળનું અજોડ તંત્ર ઊભું કર્યું હતું તે સરદારે દૃઢ અને સુરક્ષિત બનાવ્યું. એક-બીજાનાં હક્ક અને જવાબદારીનું ભાન કરાવ્યું અને અખિલ હિંદમાં તેને એવું નમૂનેદાર બનાવ્યું કે હજી સુધી મૂડીવાદીઓ અને શ્રમજીવીઓના સંબંધ માટે તે આદર્શરૂપ ગણાય છે. પોલાદી પુરુષ માટે એમની જે છાપ દેશભરમાં પડી હતી તેનું પ્રથમ ક્ષેત્ર અમદાવાદનું હતું.

એમની મનુષ્યપરીક્ષા જેવી અસાધારણ હતી તેવી કામ લેવાની શક્તિ પણ ગજબ હતી. ધાક અને માન એ બન્ને તેમાં ઉત્પન્ન કરી શકતા. આ પ્રકારનું કાર્ય જે એમણે ગુજરાત-ભરમાં કર્યું તેનાથી પણ વધારે સંગીન કાર્ય એમણે સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા પછી કરી બતાવ્યું. જે પ્રકારની શક્તિ વડે એમણે મૂડીદારો પાસેથી કામ લીધું તે જ શક્તિથી એટલી જ સફળતાથી અંગ્રેજો પાસેથી હિંદના રાજતંત્રમાં સ્વાધીનતા મેળવવાનું ભગીરથ કાર્ય કરી બતાવ્યું.

રાજકારણના ક્ષેત્રમાં ખંડનાત્મક કાર્ય કરવું સહેલું છે. અને કેટલાકને તો આવું કાર્ય કરવાની ટેવ પડયા પછી રચનાત્મક કાર્ય કરવાની શક્તિ મળવી મુશ્કેલ થઈ જાય છે. પણ સરદારે તો એ બન્ને કાર્યો એટલી કુશળતાથી કર્યાં કે સરકારી તંત્રને તોડવાની બાજીમાં પણ ખંતથી રમનાર તરીકેની એમની કીર્તિ સર્વમાન્ય ગણાઈ. એનું રહસ્ય તે એમની મનુષ્ય પારખવાની અને કામ લેવાની શક્તિ, બોલ્યા કરતાં કરી બતાવવાની ટેવ, વ્યવસ્થિત રચના સાથે શિસ્ત પળાવવાની શક્તિ, અને સૌથી વધારે તો એમનો મજબૂત વાસ્તવવાદ—આ ગુણોમાં જ મુખ્યત્વે રહેલું છે. આપણી સ્વાધીનતાની શરૂઆતમાં

આવા ગુણોવાળો પુરુષની જે અત્યંત જરૂર હતી તે એમણે દેશને પૂરી પાડી. પણ આપણું એ દુર્ભાગ્ય છે કે હજી જ્યારે એમની ખાસ જરૂર હતી ત્યારે જ તે આપણને છોડીને ગયા અને તેમનું સ્થાન લઈ આપણા પ્રધાનમંત્રી શ્રી જવાહરલાલ નેહરુને દેશની અંદરના પ્રશ્નોના નિકાલમાં મદદ કરી શકે એવો સમર્થ પુરુષ આપણી પાસે રહ્યો નહિ.

સરદારને પહેલેથી ધારાસભામાં જઈને વાગ્યુદ્ધ કરવાનો મોહ ન હતો; એને તો એ સરકારે પાથરેલી જાળ સમાન ગણતા. એમનું ધ્યાન તો માત્ર જનતાને અને ખાસ કરીને ખેડૂતવર્ગ તથા કામદાર વર્ગને ઊંચા આણવા માટે જ કેન્દ્રિત કર્યું હતું. તેમ છતાં જો એમણે ધારાસભાના સભ્ય થવાનું ઉચિત ધાર્યું હોત તો તેમાં પણ તે સંગીન કામ કરી શક્યા હોત, તે સત્ય સ્વતંત્રતા મેળવ્યા પછી એમણે પ્રતિષ્ઠા મેળવી તે ઉપરથી સાબિત થઈ શકે છે. જનાબ જિન્ના કૉંગ્રેસમાંથી છૂટા પડ્યા પછી એમના 'બ્લફ'ની બધાંને ડરાવવાની રીતિ વાપરતા, પણ એમને હંફાવવાને કૉંગ્રેસમાંથી કોઈ વધારે ફાવ્યું હોય તો તે સરદાર હતા. જિન્ના પણ તે વાત સારી રીતે સમજતા અને સરદારને છેડવામાં સાર નથી એમ સમજી એમનાથી દૂર જ રહેતા.

સરદારની સરખામણી એક લોખંડી પુરુષ તરીકે જર્મનીના પ્રધાન બિસ્માર્કની સાથે થાય છે. એ બે વચ્ચેનું સામ્ય તો જણાઈ આવે તેવું છે; પરંતુ બહારથી સખત અને અણનમ જણાતા સરદારના હૃદયમાં કેટલી મૃદુતા હતી તે તો તેમની સાથે નિકટ સમાગમમાં આવનાર સૌ કોઈ જાણે છે. એમના

મનમાં લાગણીનો નિવાસ તો હતો, પણ ક્યારે તેને વશ રાખવી તથા ક્યારે અને કોની તરફ તે બતાવવી એમાં એ વિવેકબુદ્ધિ સાચવતા. એમની વ્યાવહારિક બુદ્ધિ એટલી બળવાન હતી કે સાધારણ ઘણી બાબતોમાં લાગણીથી દોરાઈ જતા નહિ; અને તેને લીધે કેટલાંક માણસોને એ કઠોર મનવાળા જણાતા. પરંતુ જેના ઉપર સમાજમાં શિસ્ત અને વ્યવસ્થા સાચવી રાખવાનો ભાર પડેલો હોય તેણે લાગણીવશ થઈને નબળાઈ ન બતાવવી જોઈએ અને તે હેતુથી જાહેર જીવનમાં તેઓ સખ્તાઈ પણ બતાવતા. આ પ્રકારના માનસ પાછળ એમની વિનોદી વૃત્તિ દબાઈ ગઈ ન હતી: રમૂજમય કટાક્ષ એમના થોડાબોલા સ્વભાવની પાછળ ઘણી વખત ડોકિયાં કરતો હતો. ગાંધીજીની મીઠી મજાક અને સરદારનો કટાક્ષમય વિનોદ–એ બન્ને મન ઉપર અત્યંત ભારથી ભરેલા જીવનને કેટલું હળવું કરતા એની એમની જીવનકથાઓ જાણનાર અને વાંચનારને ખબર હશે જ. ગાંધીજીનો ઉન્નત વાદવિવાદ અને સરદારનો નિર્ભેળ વાસ્તવવાદ—એ બન્નેનો સુમેળ આવા આર્થિક વિનોદથી સરળ બનતો. ગાંધીજીના અવસાન પછી સરદાર અને જવાહરલાલ વચ્ચેની વ્યક્તિત્વની વિવિધતા અને કોઈ વખત વિરોધ પણ જણાઈ આવતાં, પરંતુ એ બન્નેનું વિશિષ્ટ અને પૂરક માનસ દેશની પ્રગતિ માટે કેટલું જરૂરનું છે એ તેઓ પણ સારી પેઠે સમજતા હતા. સરદાર વધારે વરસ દેશની સેવામાં રહ્યા હોત તો રાજતંત્રની શિથિલતાના કેટલાક પ્રશ્નો, જે અત્યારે અણઉકલ્યા રહી ગયા છે, તેનો ઉકેલ તેઓ લાવી શક્યા હોત એમ ઘણા જાણકાર માણસોને લાગે છે.—તેમ છતાં—દેશી રાજ્યોના વિલીનીકરણમાં,

હૈદ્રાબાદ રાજ્યને હિંદી એકમમાં જોડવામાં, રાજ્યના ઉચ્ચ અમલદારોમાં જૂની પદ્ધતિ છોડી દઈ દેશસેવાની નવી રીતિની પ્રેરણા આપવામાં, વગેરે અનેક મહાન કાર્યોમાં હિંદના સચિવ તરીકે એમણે થોડાં વરસમાં પણ જે સિદ્ધિ મેળવી તેથી એક મોટા રાજ્યનીતિજ્ઞ પુરુષ તરીકે એમનું નામ હિંદના ઇતિહાસમાં અમર રહેશે એમાં કાંઈ પણ સંદેહ નથી.

## ૧૧ : ગુજરાત યુનિવર્સિટીમાં મંગલ પ્રવચન

[ વિ. સં ૨૦૦૬, તા. ૧૦-૧૦-૧૯૫૦ ]

ગુજરાત યુનિવર્સિટીની સેનેટના સંમાનિત સભ્યો,

ગુજરાત યુનિવર્સિટીની પ્રથમ સેનેટના સભ્યો તરીકે, આજ દશેરાના મંગળ દિને ભરાયેલી પ્રથમ સભામાં, આપ સર્વેને આવકાર આપતાં મને ઘણો આનંદ થાય છે. ગુજરાતની અને ગુજરાતી ભાષા બોલતી પ્રજા માટે યુનિવર્સિટીની સ્થાપના કરવાની આપણી મહત્ત્વાકાંક્ષા આજે સફળ થાય છે. છેલ્લાં પચીસ વર્ષથી ગુજરાતને યુનિવર્સિટી માટે પરિપક્વ બનાવવા સારુ જે ભૂમિકા અનેક સંસ્થાઓ તથા લોકનેતાઓએ તૈયાર કરી હતી તેના ઉપર આજે આ યુનિવર્સિટીની સ્થાપના થાય છે. અમદાવાદ એજ્યુકેશન સોસાયટી, સુરતની સાર્વજનિક સોસાયટી, ચરોતર એજ્યુકેશન સોસાયટી, ગુજરાત વિદ્યાસભા વગેરે સંસ્થાઓથી આપણી યુનિવર્સિટીનું અંગ ઉત્પન્ન થઈ શક્યું છે. વડોદરાના સદ્‌ગત મહારાજા સયાજીરાવ ગાયકવાડની પ્રેરણાથી ગુજરાત માટે એક યુનિવર્સિટી સ્થાપવાની યોજના તૈયાર કરવા સદ્‌ગત આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવ, શ્રી કનૈયાલાલ મુનશી તથા શ્રી કે. જી. નાયકની એક સમિતિ નિમાઈ હતી. તે પછી ગુજરાત વિદ્યાસભાએ આ પ્રશ્ન ઉપાડી લીધો હતો અને ગુજરાત વિશ્વવિદ્યાલય મંડળની સ્થાપના કરી હતી.

શ્રી દાદાસાહેબ માવલંકરના માર્ગદર્શન તળે આ મંડળની સમિતિઓએ યુનિવર્સિટીને અસ્તિત્વમાં લાવવા માટે પ્રાથમિક તૈયારી કરવાનું કાર્ય કરવાનું હતું. ગુજરાત સાહિત્ય સંમેલને પણ ગુજરાતમાં યુનિવર્સિટી સ્થાપવા માટેનાં પગલાં લેવાનો ઠરાવ કર્યો હતો અને વડોદરામાં ભરાયેલી તેની બેઠકનાં પ્રમુખ શ્રીમતી વિદ્યાગૌરી નીલકંઠે એમના ભાષણમાં યુનિવર્સિટીની સ્થાપનાની જરૂર ઉપર ભાર મૂકયો હતો. પૂનામાં એક પ્રાદેશિક યુનિવર્સિટી સ્થાપવાના મુંબઈ સરકારના નિર્ણય પછી મુંબઈ પ્રાંતના બીજા પ્રદેશોમાં પણ યુનિવર્સિટીઓ અસ્તિત્વમાં લાવવાની જરૂર અનિવાર્ય બની. શ્રી દાદાસાહેબ માવલંકરના પ્રમુખપણા નીચે ગુજરાત યુનિવર્સિટી કમિટીની નિમણૂક થઈ અને તેણે કરેલા રિપોર્ટ પછી જે કાયદો ઘડાયો તે કાયદા તળે આજે આપણે ગુજરાત યુનિવર્સિટીની પ્રથમ બેઠકમાં ભેગા થવા ભાગ્યશાળી થયા છીએ. તે માટે જે જે સંસ્થાઓ તથા નેતાઓએ આપણી યુનિવર્સિટીની સ્થાપના માટે પ્રયાસો કર્યા તેમનો તેમજ તે માટે કાયદો બનાવી તેને અમલમાં લાવવા માટે મુંબઈ સરકારનો પણ આપણે આભાર માનવો ઘટે છે.

પરંતુ કાયદા પ્રમાણે જે સ્વરૂપમાં આપણી યુનિવર્સિટી અમલમાં આવે છે તેનાથી આપણી પૂર્ણ સિદ્ધિ થઈ શકતી નથી, કારણ કે મહાગુજરાતની ગુજરાતી ભાષા બોલનારા બે વિભાગો—સૌરાષ્ટ્ર અને કચ્છ—આપણી યુનિવર્સિટીના પ્રાદેશિક વિભાગો તરીકે દાખલ થઈ શકયા નથી. તેનું કારણ તો એટલું જ છે કે આ વિભાગોને લાગુ પડે એવો કાયદો કરવાની મુંબઈની ધારાસભાને સત્તા નથી. તેમ છતાં સૌરાષ્ટ્રની કોલેજોને આપણી

યુનિવર્સિટી સાથે જોડાવાનો કાયદામાં પ્રબંધ કરવામાં આવ્યો છે; અને મને આશા છે કે થોડા સમયમાં આ કૉલેજો આપણા બંધારણમાં સમાઈ જશે. આ વસ્તુ સૌરાષ્ટ્ર સરકારની ઇચ્છાથી જ બની શકે; અને આપણી સાથે જોડાવામાં તે સરકારે જે સહકારી વલણ બતાવ્યું છે તે માટે આપણે તેના આભારી છીએ. આમ થયા પછી પણ હજી એક પગલું ભરવાનું બાકી છે. સૌરાષ્ટ્ર અને કચ્છને આપણી યુનિવર્સિટીના પ્રદેશમાં જ દાખલ કરવા માટે જરૂરી કાયદો ઘડવા માટે આપણે યુનિયન સરકારને વિનંતિ કરીશું કે જેથી ગુજરાતના બીજા વિભાગોની માફક આ બંને વિભાગોને યોગ્ય પ્રતિનિધિત્વ મળી શકે. આવો કાયદો થયા પછી મહાગુજરાતનો આખો એક ભાષા બોલતો પ્રદેશ આપણી યુનિવર્સિટી તથા વડોદરા યુનિવર્સિટી—એ બંનેમાં સમાઈ જશે. આ ઉપરાંત, મહાત્મા ગાંધીજીએ સ્થાપિત કરેલી ગુજરાત વિદ્યાપીઠ પણ ઉચ્ચ શિક્ષણ અને સંસ્કૃતિની સંસ્થા તરીકે ગુજરાતમાં છેલ્લાં ત્રીસેક વર્ષથી સંગીન કાર્ય કરી રહી છે.

આશરે નેવું વર્ષ પહેલાં ભારતમાં પ્રથમ યુનિવર્સિટીઓની સ્થાપના થઈ, તે પછી તો આપણે ઘણા આગળ વધી ગયા છીએ. તે સમયે આપણે પરાધીન સ્થિતિમાં હતા અને ઉચ્ચ કેળવણી આપણને સરકારી નોકરી તથા થોડા ધંધાઓમાં પ્રવેશ કરવા પૂરતી જ આપવાનો હેતુ હતો. અત્યારે આપણે સ્વતંત્ર થયા છીએ અને આપણી પુરાણી સંસ્કૃતિના પાયા ઉપર તેમજ હાલના જમાનાને અનુકૂળ આવે એવા ઉચ્ચ શિક્ષણની રચના કરવા તેમજ દુનિયાના એક તાજા પરંતુ ઉચ્ચતમ પ્રજાસત્તાક રાજ્યના આદર્શમય નાગરિકો ઉત્પન્ન કરવા આપણે

તત્પર થયા છીએ. આધુનિક જગતના ઘડતરમાં આપણા દેશને આગળ પડતો ભાગ લેવાનો આવશે એ અત્યારે એશિયામાં બની રહેલા બનાવોથી સ્પષ્ટ જણાય છે. આવી રીતે આપણા દેશના ઇતિહાસના એક અપૂર્વ સંક્રાંતિકાળમાં આપણી યુનિવર્સિટીનો જન્મ થયો છે. એને પ્રાદેશિક યુનિવર્સિટીનું સ્વરૂપ મળ્યું છે તે ખરું, પણ તે પોતાના જ પ્રદેશના શ્રેય માટેના સંકુચિત અર્થમાં નહિ; પરંતુ પ્રાદેશિક ભાષાને શિક્ષણના કેટલાક વિષયોની બોધભાષા તરીકે વાપરવાની સગવડ ખાતર જ રાખવામાં આવ્યું છે. ગુજરાતના લોકોએ માત્ર ભારતના બીજા દેશો સાથે નહિ પરંતુ દુનિયાના અનેક દેશો સાથે સંપર્ક સાધ્યો છે અને તે ટકાવી પણ રાખ્યો છે. આ સંપર્ક ચાલુ રહે અને જે પરિસ્થિતિમાં આપણો યુવકવર્ગ મુકાય તેની સાથે અનુકૂળ થવા માટે ઉદાર અને સર્વગ્રાહી માનસ ઉત્પન્ન કરવા આપણી યુનિવર્સિટીએ પ્રબંધ કરવો જોઈએ.

ભારતના નવા બંધારણ સાથે જ આપણી યુનિવર્સિટી અસ્તિત્વમાં આવી છે. એ બંધારણમાં યોજેલી પ્રજાજીવનને પુષ્ટિ મળે એવી સર્વે પ્રવૃત્તિઓમાં દેશની યુનિવર્સિટીઓએ માર્ગદર્શન આપવાનું છે અને તે માટે ઉચ્ચ સંસ્કૃતિ અને ઊંડી સમાજભાવનાવાળા દેશસેવકો આપણે તૈયાર કરવાના છે. દેશની આર્થિક સંપત્તિ સાથે ઉચ્ચ માનવસંપત્તિમાં વધારો કરે એવા શિક્ષણમાં સાંસ્કૃતિક તથા ધંધાદારી જ્ઞાનનું યોગ્ય પ્રમાણ સાચવવાની જરૂર છે. એટલે યુનિવર્સિટીનો અભ્યાસક્રમ આ દૃષ્ટિબિંદુએ રચાવો જોઈએ. આ પુનરરચનાના કાર્યમાં તાજેતરમાં રાધાકૃષ્ણ કમિશને કરેલા રિપોર્ટની કેટલીક ભલામણો

ધ્યાનમાં લેવા જેવી છે. અને તેને અમલમાં મૂકવા માટે આપણે તેના ઉપર મુખ્ય વિચાર કરી નિર્ણયો લેવા પડશે. ભારતની ઇંટર-યુનિવર્સિટી બોર્ડે પણ આમાંની કેટલીક ભલામણોને અમલમાં મૂકવા માટે સૂચન કર્યું છે. આમાંથી ઉચ્ચ શિક્ષણ માટેની બોધભાષા, જુદી જુદી ડિગ્રીઓ માટેનો અભ્યાસક્રમ અને પરીક્ષા લેવાની પદ્ધતિ—એ સૌથી મહત્ત્વની ભલામણો છે. બોધભાષાના પ્રશ્નને આપણે સમગ્ર દૃષ્ટિકોણથી જોવો પડશે. ગુજરાત યુનિવર્સિટી ઍક્ટની રૂએ આપણને જે અનેક સત્તાઓ મળી છે તેમાંની એક એ છે કે ગુજરાતી ભાષા અને દેવનાગરી લિપિમાં લખાતી હિંદી ભાષાના અભ્યાસનો વિકાસ કરવો તથા તેમાંની એક અથવા બન્ને ભાષાઓને શિક્ષણની બોધભાષા તેમ જ પરીક્ષાઓ માટે અપનાવવી. યુનિવર્સિટી-કમિશને પણ એવી ભલામણ કરી છે કે ઉચ્ચ શિક્ષણની બોધભાષા માટે અંગ્રેજીને બદલે દેશી ભાષા જેમ બને તેમ થોડા સમયમાં વાપરવાની શરૂઆત કરવી તથા તે શિક્ષણ પ્રાદેશિક ભાષામાં અથવા કેટલાક અથવા બધા વિષયોમાં હિંદી ભાષામાં આપવાની છૂટ આપવી. હાલના સંક્રાંતિકાળમાં આ ભલામણો કેટલી જલદી અમલમાં મૂકવી તેનો નિર્ણય સર્વગ્રાહી દૃષ્ટિબિંદુથી તેમજ દૂરંદેશીથી લેવાનો છે. આપણી પ્રાદેશિક ભાષાના સાહિત્યને સમૃદ્ધ કરવાની આવશ્યકતા ઉપરાંત વિદ્યાર્થીઓના ભવિષ્યનો પણ વિચાર કરવાનો છે. આપણી માતૃભાષા માટે આપણ સર્વેને પ્રેમ તથા ગર્વ સ્વાભાવિક રીતે હોય જ. તેની સાથે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે આપણા વિદ્યાર્થીઓને માત્ર ગુજરાતના નહિ પણ ભારતના નાગરિકો પણ થવાનું

છે. અને દુનિયાના બીજા ભાગો સાથે પણ સંપર્ક સાધવાનો છે. કેટલાક વિદ્યાર્થીઓને હિંદી વહીવટી નોકરીમાં જોડાવાની ઇચ્છા હોય તો તે માટે પણ આપણે સગવડ કરી આપવી પડશે. કેટલાકને અમુક ધંધાઓનું ઉચ્ચ શિક્ષણ પરદેશમાં લેવા માટે જવું પડશે; કેટલાકને વેપારઅર્થે દેશના બીજા વિભાગોમાં રહેવાનું થશે. આપણા પ્રદેશની બહાર રહેનારા અને તેમની માતૃભાષા બોલનારા વિદ્યાર્થીઓને, તેમનાં માબાપ-નોકરી અથવા ધંધા અર્થે આપણા પ્રદેશમાં કામચલાઉ રહેતાં હોય તો, આપણી કૉલેજોમાં દાખલ થવાની સગવડ કરી આપવી પડશે. આપણી યુનિવર્સિટીમાં ટેક્સ્ટાઈલ ટેક્નોલૉજી જેવા વિષયમાં બહુ જ ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપી શકીએ તો બહારના વિદ્યાર્થીઓને આપણે ત્યાં આકર્ષી શકીએ. તેવી જ રીતે આપણા વિદ્યાર્થીઓને પણ બહારની કૉલેજોમાં જવું પડશે. આપણા પ્રોફેસરોએ બીજા પ્રદેશોના પ્રોફેસરો સાથે એક-બીજાની યુનિવર્સિટીઓમાં વ્યાખ્યાનો માટે પરસ્પર સંબંધ સાધવાના પ્રસંગો આવશે. અનુસ્નાતક વિદ્યાર્થીનું શિક્ષણ એકસરખું કરવા માટે ખાસ કરીને ઉચ્ચ વિશેષ જ્ઞાનના વિષયોમાં સામાન્ય ભાષાની જરૂર પડશે. જે બોધભાષા આપણે અપનાવીએ તેને માટે પાઠ્યપુસ્તકો તૈયાર કરવાનો સમય તથા તેના ખર્ચ માટે પણ આપણે નિર્ણય લેવાનો છે. આવી રીતે આ સંક્રાંતિકાળમાં બોધભાષાના પ્રશ્નની બધી બાજુઓ આપણે પુખ્ત વિચાર કરીને તપાસવાની રહે છે.

ઉચ્ચ શિક્ષણના વિષયો અને અભ્યાસક્રમને લગતા પ્રશ્નો પણ બોધભાષા કરતાં ઓછા મહત્ત્વના નથી. આપણા દેશની યુનિવર્સિટીઓએ પ્રથમ તો સંસ્કૃતિપ્રધાન શિક્ષણના અભ્યાસ-

ક્રમથી શરૂઆત કરી ધીમે ધીમે વિજ્ઞાનનો વિકાસ તથા વધતા જતા ઉદ્યોગો અને ધંધાઓ માટેના શિક્ષણની જરૂરિયાત વધવાથી તે જાતના શિક્ષણ માટેનો વિસ્તૃત અભ્યાસક્રમ વધારે ને વધારે દાખલ થયો અને અત્યારે તો એ દિશામાં યુનિવર્સિટીઓની વૃત્તિ વધતી જ જાય છે એનું પરિણામ એ આવ્યું છે કે યુનિવર્સિટીનું મુખ્ય ધ્યેય, જે સામાજિક અને નૈતિક ભાવનાશાળી અને મનુષ્યજીવનના કૂટ પ્રશ્નો વિશે પોતાનો મત બાંધી શકે એવા સંસ્કારી પુરુષો ઉત્પન્ન કરવાનું છે, તે ધ્યેય તો અત્યારે પાછળ રહી ગયું છે ભારતમાં પ્રજાસત્તાક લોકશાસનની રચના થયા પછી હવે આપણી યુનિવર્સિટીઓએ શિક્ષણનો દૃષ્ટિકોણ બદલવાનો સમય આવી ચૂક્યો છે અને આવા લોકશાસનને સફળતા મળે તે માટે પોતાની વ્યક્તિગત અને સામાજિક ફરજો સમજે એવો યુવકવર્ગ આપણે ઉત્પન્ન કરવાનો છે, તેમજ આપણી કૉલેજોમાં ભણેલા યુવકો અને ગામડાઓની પ્રજા વચ્ચે જે અંતર વધી ગયું છે તે ટૂંકું કરવાના પ્રયાસો પણ આપણે કરવાના છે ગ્રામસુધારણાનું કાર્ય વિદ્યાર્થીઓ તેમની મોટી રજાઓમાં ઉપાડી લે તો માત્ર ગામડાના લોકોને નહિ પણ તેમને પોતાને પણ ઘણો ફાયદો થઈ શકે. ઉચ્ચ કેળવણીના વિષયોની, જેમાં માનવસંસ્કૃતિનું જ્ઞાન અને ધંધાદારી શિક્ષણ—એ બન્નેનું યોગ્ય પ્રમાણ હોય એવી સંયોજિત યોજનાવાળો અભ્યાસક્રમ ઘડવાની ખાસ જરૂર છે તે ઉપરાંત, પરીક્ષાઓ લેવાની પદ્ધતિ સુધારવાનું તથા સંશોધન વિભાગોને વધારે સક્રિય બનાવવાનું કાર્ય પણ આપણે હાથમાં લેવાનું છે આ બધા ઉપરાંત આપણી યુનિવર્સિટીએ એક

પ્રવૃત્તિ તો અવશ્ય શરૂ કરવાની છે અને તે આપણા વિદ્યાર્થીઓના શારીરિક વિકાસની. આપણા યુવકવર્ગને બુદ્ધિમય વિકાસ સાથે શારીરિક વિકાસની વધારે જરૂર છે એ તો આપ સર્વે સારી રીતે જાણો છો. આ વિકાસ જેમ બને તેમ જલદી અને વધારે પ્રમાણમાં થાય તે માટે આપણે જેટલું બને તેટલું ખર્ચ તથા શક્તિ વાપરવાં જોઈએ.

આ પ્રમાણે આપણી પાસે ઘણો વિસ્તૃત કાર્યક્રમ પડ્યો છે. એને અમલમાં મૂકવા સૌથી પહેલી જરૂર આર્થિક સાધનની છે. તે વિના આપણી કોઈ પણ દિશામાં પ્રગતિ થઈ શકે તેમ નથી. યુનિવર્સિટીના શિક્ષણને વધારે ઉચ્ચ બનાવવું હોય તો હાલના સમયમાં તે વધારે ખર્ચાળ થાય એ દેખીતું છે. આપણી ઊપજનાં સાધનો ત્રણ પ્રકારનાં જ હોઈ શકે—વિદ્યાર્થીઓની ફી, સરકારી ગ્રાન્ટ અને જાહેર દાન. આ ત્રણે સાધનોથી પણ અત્યારે આપણું ખર્ચ પહોંચી શકતું નથી એવો બધી યુનિવર્સિટીઓનો અનુભવ છે. આમાંથી ફીઓની ઊપજમાં બહુ વધારો થઈ શકે તેમ નથી એ તો સામાન્ય જનતાની અત્યારની આર્થિક સ્થિતિ ઉપરથી સ્પષ્ટ જણાય છે. બીજું સાધન છે સરકારી ગ્રાન્ટ. તે આપણા પ્રાંતમાં એકને બદલે છ યુનિવર્સિટીઓ થવાથી આપણી નમ્ર માગણી પ્રમાણે પણ વધી શકે તેમ જણાતું નથી. એટલે ત્રીજું સાધન, જેના ઉપર આપણે વધારે આધાર રાખી શકીએ તે, લોકદાનનું. અને ભવિષ્યમાં આના ઉપર જ આપણે વધારે આધાર રાખવો પડશે. ગુજરાતમાં—ખાસ કરીને અમદાવાદ, સુરત તથા આણંદમાં—કૉલેજો માટે અત્યાર સુધીમાં અનેક મોટી રકમનાં દાનો મળી

શકયાં છે, પરંતુ હવે તો યુનિવર્સિટીને પોતાનાં મકાનો, પ્રોફેસરશિપો, સ્કૉલરશિપો વગેરે માટે ગુજરાતને શોભે એવાં ઉદાર દાનોની ખાસ જરૂર છે. આપ જાણતા હશો કે આવા પ્રયોજનવાળું એક ટ્રસ્ટ—ગુજરાત વિશ્વવિદ્યાલય ટ્રસ્ટ—ત્રણ વર્ષ પહેલાં માનનીય શ્રી દાદાસાહેબ માવળંકર, શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ, શ્રી અમૃતલાલ હરગોવનદાસ વગેરે પ્રતિષ્ઠિત અગ્રેસરોના સ્તુત્ય પ્રયાસથી અસ્તિત્વમાં આવ્યું છે. માનનીય સરદાર પટેલ એ ટ્રસ્ટના પ્રમુખ છે. આ ટ્રસ્ટના ભંડોળમાં આપણા શ્રીમંતો વૃદ્ધિ કરે એવી મારી આ પ્રસંગે નમ્ર વિનંતિ છે. ગુજરાતની દાનવૃત્તિ પ્રખ્યાત છે. આપણી પાસે અનેક ધાર્મિક ફંડો છે. વિદ્યાદાન એ પણ આ યુગમાં ધાર્મિક દાન ગણાય, માટે આવાં ફંડોમાંથી આપણી યુનિવર્સિટીને પણ મદદ મળે એવી આશા વધારે પડતી નહિ ગણાય. વેપાર-ઉદ્યોગ ખીલવવા માટે મૂડીની જરૂર પહેલી પડે છે, પણ મૂડી એ કંઈ રૂપિયા, આના, પાઈમાં સમાઈ નથી; દેશની ખરી મૂડી તો તેના માનવધનમાં રહેલી છે. અને આવું માનવધન ઉત્પન્ન કરવું એ યુનિવર્સિટીનું મુખ્ય ધ્યેય છે. આ દૃષ્ટિબિંદુથી યુનિવર્સિટીને દાન આપવું એ વેપાર-ઉદ્યોગમાં પૈસાની મૂડી રોકવા કરતાં પણ વધારે મહત્ત્વનું છે. ગુજરાત યુનિવર્સિટી અસ્તિત્વમાં આવતાંની સાથે તેના તરફ જનતાનાં જે સદ્ભાવ અને સહાનુભૂતિ પ્રકટ થયાં છે તે જોતાં મને તો આશા છે કે જો લોકોને એમ ખાતરી થશે કે યુનિવર્સિટીના કાર્યવાહકો સ્વાર્થ અને પક્ષાપક્ષી વિના વિદ્યાર્થીઓના શ્રેય માટે જ પરિશ્રમ કરી રહ્યા છે તો પૈસાની મુશ્કેલીને લીધે આપણું કાર્ય અટકી

પડશે નહિ. જે પ્રદેશે દેશના બીજા પ્રદેશોને અનેક આપત્તિ પ્રસંગે મોકળે મને મદદ કરી છે તે પ્રદેશ પોતાના જ યુવક-વર્ગનું ભવિષ્ય સુધારવામાં પાછળ નહિ રહે એવી મને પૂર્ણ શ્રદ્ધા છે. એ શ્રદ્ધાની સફળતા તો આપણે પોતે—આપણા અધ્યાપકો વગેરે સર્વ સંચાલકોની કાર્યદક્ષતા અને નિસ્વાર્થ-બુદ્ધિ ઉપર આધાર રાખે છે.

અંતમાં, આ સભાનું કાર્ય હમેશાં શાંતિ અને ગાંભીર્ય-પૂર્વક ચલાવવામાં આપનો સંપૂર્ણ સહકાર મને મળશે એવી અભિલાષા સાથે ફરીથી આપ સર્વેનું સ્વાગત કરું છું.

# ૧૨ : ભારતનો નવયુગ

આધુનિક સમયમાં આપણા સમગ્ર જીવનનું પરિવર્તન એટલી ઝડપથી થાય છે કે દરેક જમાનો એક સંક્રાંતિકાળ જેવો મનાય છે, પરંતુ છેલ્લાં બે વરસથી તો આપણે આવા સંક્રાંતિકાળમાં નહિ પણ એક નવા યુગમાં જ પ્રવેશ કરી ચૂકયા છીએ. આપણા પ્રાચીન દેશમાં તો અનેક યુગો થઈ ગયા. વેદકાળથી માંડીને સમ્રાટ અશોકના સમયને ભારતનો સંસ્કારયુગ કહી શકાય. તે પછી અનેક કારણોને લીધે આપણું સામાજિક જીવન નિર્બળ થતું ગયુ, રાષ્ટ્રિય ભાવના ક્ષીણ થતી ગઈ, અને છેવટે આન્તર્ કલહનું જોર એટલું વધ્યું કે આપણે પોતે જ પરાધીનતાને આમંત્રણ આપીને અપનાવી. અજ્ઞાન, અંધશ્રદ્ધા અને રૂઢિઓના પાશમાં આપણો સામુદાયિક આત્મા એટલો જકડાઈ ગયો કે જે ધાર્મિક અને સામાજિક સંસ્થાઓએ આપણું સંસ્કૃતિમય જીવન ટકાવી રાખ્યુ હતું તે નિર્બળ થતી ગઈ અને તેના ખોખામાં નવો પ્રાણ પૂરવાની શક્તિ પણ આપણામાં રહી નહિ. આર્યધર્મભાવના જે આપણા દૃશ્ના પૂર્વજોનાં હૃદય અને આચરણમાં હતી તે વિરોધી સંપ્રદાયોના વિગ્રહમાં જડવત્ બની ગઈ અને આપણને એકત્ર કરવાને બદલે સામાજિક ભેદભાવ ઉત્પન્ન કરવાનું કારણ બની. રાજકીય પરાધીનતાને લીધે રાજ્ય તરફથી સાંસ્કૃતિક પુનરુદ્ધાર માટે જે મદદ મળવી જોઈએ તેને બદલે આપણા વિજેતાઓએ આપણા સહધર્મીઓને વિધર્મી

બનાવ્યા. દેશમાં અશાંતિ અને બિનસહીસલામતીનું મોજું ચારે પાસ સૈકાઓ સુધી ફરી વળ્યું અને જે ભારતે એશિયાના બીજા દેશો પર સાંસ્કૃતિક વિજય મેળવ્યો હતો તે પરદેશી આક્રમણોનું કેન્દ્ર થઈ પડ્યું. આ આપણો તિમિર-યુગ.

આમ છતાં આપણો દેશ સમૃદ્ધિનાં સાધનોથી ભરપૂર હતો. તે સાધનોને લીધે આપણી આબાદી તરફ યુરોપના દેશોનું આકર્ષણ વધતું ગયું અને આ આકર્ષણે તો આપણી અવનતિની દિશામાં નવો જ પલટો આણ્યો. વેપાર અર્થે આવેલી સાહસિક પ્રજાઓએ હિંદમાં આવી આપણી સમૃદ્ધિ લૂંટવા માટે એકબીજા સાથે લડવા માંડ્યું. છેવટે એકલા બ્રિટિશ લોકો રહ્યા અને સમગ્ર હિંદને જીતી લેવામાં આપણે પોતે જ તેમને મદદ કરી. જગતના ઇતિહાસમાં આ એક અપૂર્વ બનાવ હતો. શરૂઆતમાં આપણે એમનું રાજ્ય વધાવી લીધું, જ્યાં સતત અશાંતિ અને ભય હતાં ત્યાં શાંતિ અને સહીસલામતીનો સ્વાદ ચાખ્યો, પરંતુ આનો આનંદ સ્વાતંત્ર્યના ઉલ્લાસનો નહિ પણ પરાધીનતાની દશામાં ચિંતામુક્ત થયેલા દુર્બળ માનસનો જ હતો. સત્યને ખાતર કબૂલ કરવું જોઈએ કે બીજી કોઈ પ્રજા કરતાં બ્રિટિશ પ્રજાએ હિંદ ઉપર સત્તા સ્થાપી એ આપણા ભવિષ્ય માટે શુભ ચિહ્‌ન હતું. હિંદની સાધનસંપત્તિ વડે બ્રિટનને સમૃદ્ધ બનાવવું એ નીતિ તો તેમની હતી જ, પરંતુ એમની શરૂઆતની કારકિર્દીમાં બીજી બધી વિદેશી પ્રજાઓ કરતાં તેમનામાં સ્વાતંત્ર્ય અને ન્યાયની ભાવના વધારે હતી. અવ્યવસ્થા અને અંધાધૂંધીને બદલે કાયદો અને વ્યવસ્થા એમના રાજ્યતંત્રમાં મુખ્ય સ્થાને હોવાથી આપણી પ્રગતિની ભૂમિકા તૈયાર

થઈ. જનસમાજ તો અજ્ઞાન રહ્યો, પરંતુ ઉચ્ચ શિક્ષણ તથા જ્ઞાન માટેનાં સાધનો મળ્યાથી શિક્ષિત પુરુષોની સંખ્યા વધતી ગઈ અને તેને લીધે દેશમાં રાષ્ટ્રિય ભાવના અને એકતાનું ભાન ધીમે ધીમે દૃઢ થતું ગયુ. આપણી આર્થિક સ્થિતિ તો નબળી જ રહી, પરંતુ તેને લીધે જ આપણા જીવનમાં જાગૃતિ આવી અને સ્વાતંત્ર્યભાવનાનું તેજ વધતું ગયુ. તિમિર યુગમાંથી પ્રકાશ યુગનો ઉષઃકાળ શરૂ થયો અને પ્રજાજીવનનો જન્મ થયો. કોંગ્રેસની સ્થાપના થઈ. એનું બળ ઉત્તરોત્તર વધતું ગયું. અંતે હિંદનો વિકસતો આત્મા એક યુગપુરુષમાં મૂર્તિમંત થયો. ગાંધીજીએ અહિંસક સત્યાગ્રહના સાધન વડે આખા જગતને આશ્ચર્ય ઉપજાવનારી લડત મહાન બ્રિટિશ સામ્રાજ્ય સામે શરૂ કરી, દેશમાં નવો પ્રાણ પૂર્યો અને પરિણામે બ્રિટિશ લોકો જેવી અપૂર્વ રીતે હિંદમાં સત્તાધારી થયા હતા તેવી જ અપૂર્વ રીતે સંપૂર્ણ સત્તા છોડી ચાલી ગયા. થોડાં વરસો પહેલાં જે માત્ર સ્વપ્નું હતું તે ધાર્યા કરતાં પણ વધારે સિદ્ધ થયું અને જગતનાં મહારાજ્યોમાં હિંદને પણ સ્વતંત્ર સ્થાન મળ્યુ. ગાંધીયુગ ત્રીસેક વરસ ચાલ્યા પછી આપણામાંના એકે જ એ રાષ્ટ્રપિતાનુ ખૂન કર્યું. આ આપણી વરસોથી વારસામાં મળેલી સામાજિક કટુતા અને અસહિષ્ણુતાનું જ કનિષ્ઠ પરિણામ હતું. એ વિભૂતિનો મહાન સંદેશ આપણે ઝીલી શકયા નહિ અને જે સમયે એમની આપણને ઘણી જરૂર હતી તે વખતે જ એમને ખોયા. જે કંઈ નવજીવનનું બળ આપણામાં આવ્યુ છે તેને સંયોજિત કરી રાષ્ટ્રિય એકતા આપણે સાધી શકયા નથી. હિંદના ટુકડા થયા છે અને એનું રુધિર હજી સુકાયુ

નથી, પણ એનાથી આપણું સંગઠન વધારે સહેલું અને મજબૂત થશે. આ આશ્વાસન વડે આપણે લાખો હિંદુઓની વેદના વીસરી જવાનો પ્રયત્ન કરીએ છીએ.

આ તો બધી ભૂતકાળની વાત, પણ હવે એ ભૂતકાળની ભૂલો અને ખામીઓને સુધારી આ યુગના વર્તમાન કાળને આપણા ઉજ્જ્વલ ભવિષ્ય માટેનો સંક્રાંતિકાળ બનાવવો એ મુખ્ય ધ્યેય રાખવું જોઈએ. સારુંયે જગત આપણી તરફ જોઈ રહ્યું છે અને વિચાર કરે છે કે આંતરરાષ્ટ્રિય ક્ષેત્રમાં સ્વતંત્ર હિંદનું સ્થાન કેવું રહેશે; એની સ્થિતિ શું ચીન જેવી થશે કે પોતાની પુરાણી સંસ્કૃતિનો પુનરુદ્ધાર કરી જગતને અત્યારે જે જાતની નેતાગીરીની ઘણી જ જરૂર છે તે શું આપી શકશે.

આ પ્રશ્નનો ઉત્તર તો આ નવયુગમાં આપણું કર્તવ્ય સમજીને હાલની પરિસ્થિતિને પહોંચી વળાય એવું પરિવર્તન આપણા સમગ્ર જીવનમાં લાવીએ તો જ આપી શકાય તેમ છે. આપણી સ્વતંત્રતા એવે વખતે આવી છે જ્યારે વિશ્વ-યુદ્ધ પછી આખા જગતનું સ્વરૂપ બદલાઈ ગયું છે. અત્યાર સુધી સર્વોચ્ચ ગણાતી પાશ્ચાત્ય સંસ્કૃતિ તૂટી પડી છે. ઇંગ્લૅંડ જેવો સમૃદ્ધ દેશ પણ પરવશ દશામાં અને આર્થિક અવનતિમાં સપડાઈ ગયો છે. અનિયંત્રિત ઉદ્યોગીકરણનાં અનિષ્ટ પરિણામો નીતિનું ધોરણ નીચે ઉતારવામાં સહાયભૂત થયાં છે. મૂડીવાદ, સમાજવાદ અને સામ્યવાદના વિગ્રહમાં મૂડીવાદનો પરાજય થતો જાય છે, પરંતુ માત્ર એટલાથી પ્રજાઓની નૈતિક અને આર્થિક સ્થિતિ સુધરતી નથી. અશાન્ત યુદ્ધ તો સર્વત્ર ચાલુ જ છે અને ત્રીજા વિશ્વયુદ્ધનો ભય ઓછો થવાને બદલે વધતો છે. અણુબૉંબના શસ્ત્રનો ઉપયોગ થાય તો માત્ર

નહિ પણ માનવજાતિના વિનાશની કલ્પનાએ ભયાનક વાતાવરણ ઉત્પન્ન કર્યું છે. આ બીકથી જ માત્ર રાષ્ટ્રિય ભાવનાનું સંકુચિત માનસ છોડી આંતરરાષ્ટ્રિય ભાવના એટલે આખું જગત એક એકમ છે તે ધોરણ ઉપર પ્રજાઓના સંબંધ રચાય અને અનુકૂળ આવે એવી નવી સંસ્કૃતિ ઉત્પન્ન થાય તો જ મનુષ્ય જાતિ હાલની દારુણ અવસ્થામાંથી બચે એવી પ્રતીતિ વધતી જાય છે. છતાં સ્વાર્થ અને જાતિભેદનું માનસ હજી એટલું બળવાન છે કે વિશ્વબંધુત્વનો સિદ્ધાંત માત્ર શબ્દોમાં જ સ્વીકારાયો છે. યુનો અને યુનેસ્કોની સંસ્થાઓ આ દિશામાં અત્યાર સુધી કંઈ અસરકારક પ્રગતિ સાધી શકેલ નથી. અમેરિકા અને રશિયા પોતપોતાના સાગરીત દેશોનું સંગઠન કરી દુનિયાને બે મોટા તડમાં વહેંચી રહ્યાં છે. નાના-મોટા દેશોને આમાં કયા તડ સાથે છેવટે ભળી જવું પડશે એની ચિંતા થઈ રહી છે. અનિયંત્રિત વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર રચાયેલો મૂડીવાદ અને અનિયંત્રિત રાજદમન ઉપર રચાયેલો સામ્યવાદ—એ બન્ને અનિષ્ટ હોય છતાં એમાંથી એક પક્ષમાં ભળવું જ પડે તો ક્યાં સુધી તટસ્થતા સાચવી રખાશે એ રાજ્યકારભાર ચલાવનારાઓની મૂંઝવણ થઈ પડી છે. હિંદને પણ સ્વાતંત્ર્યના આંગણામાં પગ મૂકતાંની સાથે જ આ પ્રશ્ન તો વિષમ થઈ પડ્યો છે.

આ તો આપણી બહારની પરિસ્થિતિ, હવે અંદરની પરિસ્થિતિનો વિચાર કરીએ. જે સ્વરાજ્ય માટે આપણે અસંખ્ય ભોગ આપ્યા તે સંપૂર્ણ રીતે આપણને મળ્યુ છે અને આપણી બંધારણસભાએ તેને પુખ્ત મતાધિકારના પાયા ઉપર રચાયેલા બહુમતીના લોકશાસનનું સ્વરૂપ આપ્યુ છે. આ પ્રકારનું રાજ્ય-બંધારણ આપણા માટે તદ્દન નવું જ છે. મુખ્ય અંશે

તે ઇંગ્લંડના બંધારણની કેટલાક ફેરફારો સાથેની નકલ છે. પણ ઇંગ્લૅંડની પ્રજાએ તો સાત સો વરસથી આવા રાજકારણની તાલીમ લીધેલી છે અને તેથી દરેક મતદાર શિક્ષિત હોવાથી રાજકારણમાં રસ લઈ પ્રજામતને બળવાન બનાવે છે; આપણે ત્યાં તો અજ્ઞાન અને ગરીબાઈમાં રહેલા પુખ્ત વયના મતદારને શેને માટે એણે મત આપવાનો છે તેની જ ખબર નથી. ઇંગ્લૅંડમાં લોકશાસનની પદ્ધતિ સૌથી જૂની હોઈ કાયદા અને નિયમ માટે માન, શિસ્ત અને સુવ્યવસ્થા માટે પ્રેમ, મતભેદ તરફ સહિષ્ણુતા, સમાજના શ્રેયમાં જ વ્યક્તિનું શ્રેય રહ્યું છે એ દૃઢ ભાવના, અને વિજ્ઞાનની સાથે વ્યાવહારિક બુદ્ધિનો વિકાસ–આ સર્વે ગુણો સૈકાઓના લાંબા અનુભવથી પ્રજાના માનસમાં ઊતર્યા છે; આપણે તો હજી લોકશાસનની બારાખડી શરૂ કરવાની છે અને મતદાનની ગંભીર જવાબદારી સમજીએ તે પહેલાં તેનો હક્ક મળ્યો છે. છેલ્લાં બે વરસના અનુભવથી જણાયું છે કે લોકો તેમજ નેતાઓને હજી ઘણું શીખવાનું છે. અત્યારે જે ખામીઓ અને અપૂર્ણતા દેખાય છે તેને માટે લોકો નેતાઓનો દોષ કાઢે છે, નેતાઓ લોકોનો વાંક કાઢે છે; પણ દોષ તો આપણા બધાનો છે—લોકશાહીની ભૂમિકા તૈયાર થયા પહેલાં આપણને આ નવું બંધારણ મળ્યું છે તેનો છે. આનો અર્થ એમ નથી કે આપણી અયોગ્યતાને લીધે લોકશાહીના હક્કો લોકો પાસેથી લઈ લેવા; પણ હાલની સ્થિતિ જેમ બને તેમ વહેલી સુધારી, આપણી સઘળી સંસ્થાઓમાં લોકશાહીનું માનસ આણી, સમૂહશિક્ષણ વડે લોકોને એમના હક્ક તથા જવાબદારીનું ભાન કરાવી, આખા દેશને ઉચ્ચ કક્ષા ઉપર આણવો એની જ અત્યારે તાત્કાલિક જરૂર છે. આમ કરવામાં જેટલો

વધારે વખત લાગશે તેટલો લોકશાહીની નિષ્ફળતા માટે વધારે ભય છે. પરંતુ આટલેથી પણ આપણી મુશ્કેલી દૂર થવાની નથી; લોકોના જીવનનું ધોરણ સુધરે એવી આર્થિક સુધારણા અને અન્ન, વસ્ત્ર અને રહેઠાણ–એ ત્રણ જરૂરિયાતો પૂરતા પ્રમાણમાં મળે તો જ સામાજિક સુધારણા થઈ શકે. જ્યાંસુધી આમ ન થાય ત્યાંસુધી સામ્યવાદનું જોર વધે તેમાં કંઈ નવાઈ નથી. જરૂરી વસ્તુઓનું ઉત્પાદન એ તો માત્ર નેતાઓનું નહિ પણ સમગ્ર પ્રજાનું કર્તવ્ય છે. એ જો નહિ થાય તો બીજા દેશો ઉપર આર્થિક પરવશતાના આપણે ભોગ બનીશું. જે વસ્તુ દરેક મનુષ્યે પોતાને કરવાની છે તે કર્યા સિવાય તેને માટે બીજાઓ ઉપર દોષ ઢાળી પાડવો અને રાજ્યવહીવટમાં અંતરાયો ઊભા કરવા એ તો આત્મહત્યા નોતરવા બરોબર છે. આવતાં પાંચ–છ વરસમાં આપણે જે પ્રમાણે વર્તીશું તેના ઉપર આખા દેશના ભવિષ્યનો આધાર રહેલો છે એ વાત ખૂબ સમજવાની છે. અત્યારે જગતમાં જે વાદ–યુદ્ધ ચાલી રહ્યું છે તેમાંથી આપણા શ્રેયનો રસ્તો કાઢવો હોય તો સૌથી પહેલાં તો કર્તવ્યવાદ અપનાવવાની જરૂર છે, બીજા ઘણા વાદો તો અત્યારે જીર્ણ થઈ ગયા છે. આ નવા યુગમાં મૂડીવાદ કે રૂઢિવાદ, જાતિવાદ કે જ્ઞાતિવાદને સ્થાન નથી, માત્ર માનવવાદને જ સ્થાન છે. વ્યક્તિ પહેલાં સમાજ અને સમાજ પહેલાં જનતા–એ ભાવના જો દૃઢ થાય તો હિંસક અને દમનવૃત્તિથી પ્રેરાયેલો સામ્યવાદ એની મેળે નિર્બળ થઈ જશે. પાશ્ચાત્ય સંસ્કૃતિ મનુષ્યના હક્કો ઉપર રચાઈ છે, પણ આપણી સંસ્કૃતિ તો મનુષ્યના કર્તવ્ય ઉપર રચાઈ છે. 'ધર્મ' શબ્દમાં આપણા જીવનની સર્વે પ્રવૃત્તિઓનો સમાવેશ

થાય છે. યુરોપની આધુનિક સંસ્કૃતિ ફ્રેંચ રેવોલ્યુશનના સ્વાતંત્ર્ય, સમાનતા અને બંધુત્વના સૂત્ર ઉપર રચાઈ, પણ તેનું પરિણામ બે વિશ્વયુદ્ધોમાં આવ્યું, કારણ કે એ મનુષ્યધર્મ ઉપર રચાઈ નહોતી. આપણી સંસ્કૃતિ તો માનવધર્મના કર્તવ્ય ઉપર જ રચાઈ છે અને જ્યારે જગત લડી–લડીને થાકી જશે ત્યારે છેવટે તો આપણા ધર્મનાં સનાતન સત્યો ઉપર જ નવી વિશ્વસંસ્કૃતિ રચાશે. બીજા લોકો આપણી સંસ્કૃતિ આપણી પાસેથી ખૂંચવી લેશે કે આપણે પોતે પોતાનો પુનરુદ્ધાર કરી બીજાઓને માર્ગદર્શન કરાવીશું તે તો આ નવયુગમાં આપણે કેવી રીતે આગળ વધીશું એના ઉપર આધાર રાખે છે.

આ વિચારો કંઈ નિરાશાવાદના નથી; આપણા દેશમાં શક્તિનો અભાવ નથી, આપણી પાસે પુષ્કળ વ્યક્તિબળ છે, પણ તેટલું સમાજબળ નથી. આ નવયુગ સમાજબળનો છે, સામુદાયિક સંગઠનનો છે, સમાન તક અને સમભાવનો છે, અને તેની સાથે સ્વતંત્ર પણ શિસ્તબદ્ધ માનસનો છે. ભૂતકાળમાં અનેક વિટંબણાઓ અને વિપ્લવોમાંથી પસાર થઈ આધ્યાત્મિક બળ વડે આપણે હજી પ્રજા તરીકે ટકી શક્યા છીએ, ફરી ન અનુભવાયેલી રાજકીય એકતા અને સ્વતંત્રતા સાધી શકવાની તક મળી છે, તો પછી આપણા અતિ પ્રાચીન ધર્મના એક મંત્રનો ઉપદેશ, જેની અત્યારે ખાસ જરૂર છે એ, આપણા જીવનમાં કેમ ન ઉતારી શકીએ ? એ મંત્ર છે :–

ॐ सह नाववतु, सह नौ भुनक्तु, सह वीर्यं करवावहै।
तेजस्वि नावधीतमस्तु, मा विद्विषावहै।
ॐ शांतिः शांतिः शांतिः॥

## ૧૩ : શ્રી સમસ્ત નાગર પરિષદ

### [ પ્રથમ અધિવેશન, મુંબઈ : તા. ૧૯-૪-'૪૬ ]

જ્ઞાતિનાં બહેનો તથા બંધુઓ,

સમસ્ત નાગર પરિષદના આ પ્રથમ અધિવેશનની સ્વાગત સમિતિ તરફથી તેના પ્રમુખ તરીકે હું આપ સર્વેને હાર્દિક આવકાર આપું છું. આપણી જ્ઞાતિમાં આ એક અપૂર્વ પ્રસંગ છે. આઠ-દસ સૈકાઓ પહેલાં આપણે સર્વે એક હતા અને તે સમયની હિંદુ જનતામાં આપણી સંસ્કૃતિ તથા રહેણીકરણી એક જ પ્રકારની હતી. કાળક્રમે આપણે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં વીખરાઈ જતાં આપણા વ્યવહારો અને રીતરિવાજો બદલાયા, પરસ્પરનો સંબંધ ઓછો થયો, અને આપણા સર્વેના ઇષ્ટદેવ શ્રીહાટકેશ છે એટલો જ આપણી વચ્ચે સમાન સંબંધ રહ્યો. આધુનિક યુગમાં હિંદુ સમાજની એકતાનો ખ્યાલ વિકાસ પામતો જાય છે અને તેથી આપણા સામાજિક જીવનમાં પરિવર્તન થતું જાય છે. તેને પરિણામે આપણી છએ પેટાજ્ઞાતિઓ મૂળમાં એક જ હતી અને ફરીથી પાછા આપણે એકત્ર થઈએ એવી ભાવના પ્રબળ થતી જાય છે. આપણી ભિન્નતા તળે રહેલી વિશિષ્ટ એકતા સાધવા માટે શા ઉપાયો લેવાની અને સુધારાઓ કરવાની જરૂર છે તેનો વિચાર કરવા માટે આજના જેવા અધિવેશનની જરૂર જણાય તે સ્વાભાવિક છે. ઘણા સમયથી ચાલતી ચર્ચાઓ પછી આ પરિષદ ભરવા માટે જ્ઞાતિમત તૈયાર

થયો છે અને પરિષદ મુંબઈ જેવા અનુકૂળ સ્થળમાં ભરવાનું નક્કી થયું એ ઘણી સંતોષની વાત છે.

આપણી જ્ઞાતિના ઇતિહાસમાં હું આપને અત્યારે લઈ જવા માગતો નથી. પૌરાણિક તેમજ ઐતિહાસિક ગ્રંથોમાં એના જે ઉલ્લેખો—કેટલાક પરસ્પર વિરુદ્ધ એવા પણ—જોવામાં આવે છે તેમાંથી ખરું તત્ત્વ શું છે તે તો આપણી જ્ઞાતિના વિદ્વાન સંશોધકો જાણી શકે; પણ એટલું તો સ્પષ્ટ છે કે આપણા દૂરના પૂર્વજોએ તેમનાં ઉચ્ચ જ્ઞાન, વ્યાવહારિક ડહાપણ અને શુદ્ધ આચાર–વિચારો વડે સમાજ અને સંસ્કૃતિમાં અગ્ર સ્થાન મેળવ્યું હતું તથા જન્મથી ઊતરેલા સંસ્કારો વડે ધાર્મિક, રાજકીય, સાહિત્ય વગેરે ક્ષેત્રોમાં તેમના વંશજોએ તે સ્થાન ટકાવી રાખ્યું હતું. નાગરોનું જીવન એટલે સંસ્કારમય અને સાદું પણ શુદ્ધ અને ઉચ્ચ જીવન એ વાત સર્વમાન્ય હતી. ભૂતકાળના સમાજની રચના આ સ્થાન ટકાવી રાખવા માટે અનુકૂળ હતી. સર્વે જ્ઞાતિઓ પોતાના પૂર્વજોના ધંધાઓને જ વળગી રહે અને નાગરો કલમ, કડછી અને બરછી એ ત્રણેના ઉપયોગથી પોતાની વિશિષ્ટતા જાળવી મહાગુજરાતની પ્રજામાં મોખરે રહે એ તો એક સાધારણ સમાજવ્યવસ્થા ગણાતી. પરંતુ હવે અનેક પ્રબળ કારણો અને સંજોગોને લીધે જે વેગમય સામાજિક પરિવર્તન થવા લાગ્યું છે તેમાં અમુક એક જ્ઞાતિનો ઇજારો રહ્યો નથી, ઉચ્ચ જ્ઞાન અને શુદ્ધ આચાર-વિચાર એ હવે કોઈ એક જ્ઞાતિના ગુણો રહ્યા નથી, પરંતુ સર્વ કોઈની બુદ્ધિ અને નીતિ ઉપર આધાર રાખે છે. 'સર્વેને સમાન હક્ક અને તક'ના આ જમાનામાં જ્ઞાતિઓનું જે સ્થાન પહેલાં હતું તે હવે હમેશ માટે

નથી અને જ્ઞાતિઓના વાડાઓથી સમાજને લાભ કરતાં ગેરલાભ વધારે છે એ મત ધરાવનારાઓની સંખ્યા દિવસે દિવસે વધતી જાય છે. આનું મુખ્ય કારણ તો મહાગુજરાતમાં અત્યારે ઊભરાઈ જતી પેટાજ્ઞાતિઓ અને તેની પણ પેટાજ્ઞાતિઓ છે તે છે.

આ સ્થિતિ સુધારવા માટે બે રસ્તાઓ હોઈ શકે—કાં તો જ્ઞાતિઓને તોડવી, નહિ તો જોડવી. સમાજની બહુમતી જો જ્ઞાતિસંસ્થાની વિરુદ્ધ હોય તો તેને ભલે તોડે; પણ તેમ કરવાને જો જ્ઞાતિનો મોટો ભાગ અત્યારે તૈયાર ન હોય તો જેટલી બને તેટલી પેટાજ્ઞાતિઓને જોડીને હાલના જમાનાને અનુકૂળ આવે એવા રીતરિવાજો દાખલ કરી જ્ઞાતિઓને સામાજિક ઉત્કર્ષની બાધક નહિ પણ સાધક તરીકે બનાવવી એ જ વ્યાવહારિક રસ્તો છે. જ્ઞાતિની સંસ્થાથી સમાજને નુકસાન છે અને તેનો અંત લાવવો જોઈએ એમ માનનારાઓ વધતા જાય છે, છતાં આ મત ધરાવનારાઓમાંથી હજી ઘણા જ્ઞાતિમાંથી ઉઘાડી રીતે નીકળી જવા માટે તૈયાર નથી અને જ્ઞાતિના નિયમો પૂરેપૂરા ન પાળવા છતાં તેને વળગી રહેનારાઓની સંખ્યા હજી ઘણી મોટી છે. જ્યાંસુધી આવી સ્થિતિ છે ત્યાંસુધી પેટાજ્ઞાતિઓના રીતરિવાજો સુધારી તેઓને એકત્રિત કરી સામાજિક હિતને બાધ ન આવે તેવું બંધારણ બનાવવા માટે વિચાર કરવા યોજાયેલી જ્ઞાતિપરિષદને સમાજહિતવિરોધી સંસ્થા તરીકે ગણી તેનો બહિષ્કાર કરવો અથવા તેનાથી વિમુખ રહેવું એ ઇષ્ટ નથી. મારા પોતાના મત પ્રમાણે હિંદુસ્તાનના—અને ખાસ કરીને ગુજરાતના—સમાજમાં જે નાની નાની પેટા-જ્ઞાતિઓના વાડાઓ બંધાયા છે તે અત્યારના હિંદુ સમાજના

હિતની વિરુદ્ધ છે, અને તે જેમ બને તેમ જલદી જવા જોઈએ. પરંતુ તેટલા માટે જ્ઞાતિની સંસ્થામાંથી નીકળી જવા કરતાં આ અનિષ્ટ વિભાગોને દૂર કરી સામાન્ય આચાર-વિચારના રિવાજો અને નિયમો વડે જેમ બને તેમ વધારે સંખ્યામાં પેટાજ્ઞાતિઓ એકત્રિત થાય અને અંતે તો સઘળા હિંદુ સમાજનું સામાજિક સંગઠન થાય તે હેતુથી જ્ઞાતિમાં રહીને પણ આ હેતુ સાધવા માટે જે કંઈ પગલાં લેવાય તેમાં મદદ કરવાનું હાલની સ્થિતિમાં હું વધારે પસંદ કરું છું. પેટાજ્ઞાતિઓનું સંગઠન એ આ ક્રમનું પ્રથમ તાત્કાલિક પગલું છે એમ સમજીને મેં આ પરિષદને મારો સહકાર આપ્યો છે.

એટલું તો સ્પષ્ટ જણાય છે કે પેટાજ્ઞાતિઓ સત્તાધારી સંસ્થાઓ તરીકે નિર્બળ બનતી જાય છે. જ્ઞાતિમાંથી બહાર મૂકવાની બીક પહેલાં એટલી બળવાન હતી કે લોકો જ્ઞાતિના રિવાજો ચુસ્ત રીતે પાળતા, પરંતુ એ બીક હવે ઘણી ઓછી થતી જાય છે અને જ્ઞાતિઓ પાસે ન્યાત બહાર મૂકવા સિવાય બીજી કોઈ સત્તા છે જ નહિ. તો પછી જ્ઞાતિઓએ ટકી રહેવું હોય તો તેઓના બંધારણમાં એવા ફેરફારો થવા જોઈએ કે જેથી જ્ઞાતિજનોને તેમાંથી બહાર નીકળી જવાની ઇચ્છા થાય નહિ અથવા જ્ઞાતિ તરફ વિમુખતા આવે નહિ. અત્યારે તો પુષ્કળ પેટાજ્ઞાતિઓથી આપણું સામાજિક જીવન ઘણું સંકોચાઈ ગયું છે. આ સ્થિતિ સુધારવા માટે પેટાજ્ઞાતિઓને એક બનાવી સામાન્ય રીતરિવાજોથી સહભોજન તથા આંતરલગ્ન શરૂ કરવાં જોઈએ. અલબત્ત, આમ કરવામાં આપણે નીચા નહિ ઊતરતાં ઊંચી સપાટી ઉપર આપણી એકતા રચવી જોઈએ. દાખલા

તરીકે, કોઈ પેટાજ્ઞાતિઓમાં એક-પત્નીવ્રત એટલે પત્નીની હયાતીમાં બીજી પત્ની પરણી શકાય નહિ એવો રિવાજ હોય તો તે રિવાજ બધી પેટાજ્ઞાતિઓએ માન્ય રાખવો જોઈએ. આવાં સામાન્ય રીતરિવાજો અને રહેણી-કરણીથી ભોજન, લગ્ન વગેરેનો આંતરવ્યવહાર સરળ બનશે અને અત્યારની મુશ્કેલીઓ ઓછી થશે. પેટાજ્ઞાતિઓને લીધે લગ્નનું ક્ષેત્ર એટલું સંકુચિત થયેલું છે કે વર કે કન્યાની યોગ્યતા જોયા વિના જે મળ્યું તે ઠીક એમ માની માબાપોને સંતોષ માનવો પડે છે અને, પરિણામે, પરિણીત જીવનનો ઉચ્ચ આદર્શ ફળીભૂત થતો નથી. મહાગુજરાતમાં જેટલી પેટાજ્ઞાતિઓ છે તેટલી કોઈ ઠેકાણે નથી. આપણી પાસેના મહારાષ્ટ્ર પ્રાંતમાં બ્રાહ્મણની માત્ર ત્રણ પેટાજ્ઞાતિઓ છે અને તેમાં પણ હવે આંતરલગ્નની છૂટ છે, ત્યારે આપણે ત્યાં અનેક પેટાજ્ઞાતિઓ અને તેની પણ પેટાજ્ઞાતિઓ પોત પોતાના વાડાઓ બાંધી કૂવામાંના દેડકા જેવું જીવન ગાળે છે.

આ વિષયની આપણે એક બાજુ જોઈ, હવે બીજી બાજુ પણ જોવી જોઈએ. જ્ઞાતિની સંસ્થાનું ભવિષ્ય ગમે તે હોય, પણ એટલું તો ખરું છે કે આપણે અત્યાર સુધી જ્ઞાતિ તરીકે થોડે ઘણે અંશે સારું પણ સંસ્કારમય જીવન અનેક મુશ્કેલીઓ વચ્ચે ટકાવી રાખ્યું છે. જ્ઞાતિઓ નાબૂદ થશે તોપણ ગમે તે પ્રકારના સમાજમાં ઉચ્ચ અને સંસ્કારી જીવનની જરૂર તો રહેવાની જ. બીજી જ્ઞાતિઓ આપણા જેવી—બલકે, આપણાથી વધારે ઉચ્ચ—થાય તેમાં આપણે દિલગીર નહિ પણ ખુશ થવાનું છે. પણ હજી નાગરોના જીવનની ખ્યાતિ ભૂંસાઈ ગઈ નથી.

જ્ઞાતિના સુધારકો પણ હજી નાગરની કન્યા પરણવામાં

માન અને ગર્વ સમજે છે. આટલા માટે આપણી જ્ઞાતિના સુધારકો પણ બનતાં સુધી જ્ઞાતિ સાથેનો લગ્નવ્યવહાર તોડવા ઇચ્છતા નથી. આવાં કારણોથી જ્ઞાતિની ભાવના આપણામાં બીજી જ્ઞાતિઓ કરતાં વધારે હોય તે કેટલેક અંશે સ્વાભાવિક છે; પરંતુ આ ભાવનાનું ક્ષેત્ર બહુ સાંકડું થઈ ગયું છે તેને વિસ્તૃત કરવાની જરૂર છે. કોઈ પુરુષ સાથે સંબંધ બાંધવાની યોગ્યતા માત્ર તેના જન્મ ઉપર નહિ પણ ગુણ ઉપર પણ આધાર રાખે છે. જ્ઞાતિ તો એક સામાજિક સંસ્થા છે. આપણા ધાર્મિક ગ્રંથોમાં હિંદુ સમાજના ચાર વર્ણ–વિભાગ કહ્યા છે, પણ આ વર્ણો તે વર્ગો જેવા હતા, જ્ઞાતિની માફક વાડાઓ નહોતા, અને તેઓની વચ્ચે લગ્નવ્યવહાર હતો, એટલું જ નહિ, પણ શૂદ્રને પણ યોગ્યતા હોય તો બ્રાહ્મણપદ મળી શકતું. વર્ણ અને જ્ઞાતિ એ બન્ને જુદાં છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર– એ ચાર વર્ણોનો ભેદ સમાજના હિત માટે જુદી જુદી પ્રવૃત્તિઓ અથવા ધંધા ઉપર રહેલો છે, ત્યારે જ્ઞાતિઓ વચ્ચેનો ભેદ મોટે ભાગે રીતરિવાજ અને રહેણી-કરણી ઉપર રહેલો છે. બ્રાહ્મણના વર્ણમાં અનેક જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓ પડેલી છે તે આ ભેદભાવને લીધે જ–અને નહિ કે એક પેટાજ્ઞાતિ બીજા કરતાં વધારે ધાર્મિક છે માટે. જે સમયે આપણી છએ પેટાજ્ઞાતિઓ જુદી પડી નહોતી અને બધા નાગરો એક જ હતા ત્યારે હાલના કરતાં આપણે ઓછા ધાર્મિક હતા અને પેટાજ્ઞાતિઓ પડયા પછી વધારે ધાર્મિક થયા છીએ એમ તો કોઈનાથી કહી શકાશે નહિ. વધારે ઊંચા રીતરિવાજો રાખ્યાથી શુદ્ધ રહી ધર્મ સારી રીતે પાળી શકાય તે ખરું છે; પણ જો ઊંચા રિવાજો વધારે ને વધારે

જ્ઞાતિઓમાં સામાન્ય થાય તો પછી તેઓનું સંગઠન કરવામાં અધાર્મિકતાનો દોષ રહેતો નથી. આવા સામાન્ય રીતરિવાજો ગ્રહણ કરી આપણે પાછા હતા તેવા થઈ જઈએ તો આપણા સનાતન ધર્મના પંથે પાછળ જવાને બદલે આગળ વધીશું એમ હું માનું છું.

હાલના સમયને અનુકૂળ કેવા રીતરિવાજો રાખવા અને આપણી રૂઢિઓમાં કેવી જાતના ફેરફારો કરવા તે વિચાર કરવાનું આ પરિષદનું મુખ્ય કાર્ય હું સમજું છું. આધુનિક જીવનના પ્રબળ પ્રવાહોમાં કેટલીક રૂઢિઓનું ચુસ્ત પાલન મુશ્કેલ થતું જાય છે. અત્યારે તો એવી સ્થિતિ છે કે જ્ઞાતિઓમાંના ઘણા લોકો—ખાસ કરીને યુવકો—પોતાની જ્ઞાતિમાંથી બહાર નીકળી ગયા વિના રૂઢિ-રિવાજોનું ઉઘાડે છોગે ઉલ્લંઘન કરે છે અને જ્ઞાતિજનોને તે તરફ આંખમીંચામણાં કરવાં પડે છે. ઉલ્લંઘન કરનારાઓને જ્ઞાતિ સાથે સઘળો સંબંધ તોડી બહાર જવાની હિંમત નથી અને જ્ઞાતિજનોને તેમને જ્ઞાતિમાંથી બહાર કાઢવાની હિંમત નથી. પહેલાં રૂઢિચુસ્તો સુધારકોને જ્ઞાતિ બહાર મૂકતા, હવે એ વખત આવ્યો છે કે કેટલાક રૂઢિચુસ્તો વટલાવાની બીકે જ્ઞાતિની સાથે સંબંધ રાખતા નથી. આજથી ચાળીસ-પચાસ વર્ષ પહેલાં પરદેશગમન એ એક ગંભીર ગુનો ગણાતો અને જ્ઞાતિમાંથી બહાર મૂકવાની બીકને લીધે ઘણાએ ઉત્સાહી અને આશાવંત યુવકો વિદ્યાસંપાદન માટે પણ પરદેશ જઈ શકતા નહિ. પછી પ્રાયશ્ચિત્ત કરાવી ન્યાતમાં ફરી દાખલ કરવાનો રિવાજ નીકળ્યો, અને હવે તો પરદેશગમન કરી ઉચ્ચ જ્ઞાનની પદવી લઈ આવે તે પ્રાયશ્ચિત્ત ન કરે તોપણ તેને જ્ઞાતિમાંથી બહ.

કાઢવા નહિ પણ માન આપવા માટે જ્ઞાતિ તરફથી જ મેળાવડાઓ થાય છે. આ એક જ દાખલાથી જણાશે કે રૂઢિ–રિવાજો તો જમાના પ્રમાણે બદલાતાં જ રહે છે. અને આધુનિક જીવનના ઉત્કર્ષને નડે એવા રિવાજોનું બંધન યુવકો સ્વીકારવાને તૈયાર નથી અને જ્ઞાતિઓ તેનો અમલ કરવા અશક્ત છે, તેથી આપણે વિદ્યામાં તેમજ પૈસે ટકે આગળ વધવા માટે અંતરાય-રૂપે નહિ પણ મદદ-રૂપે થઈ પડે એવા રિવાજો દાખલ કરવા જોઈએ. લગ્ન તથા મરણને લગતા રિવાજોમાં પણ આ દૃષ્ટિએ ફેરફાર કરી તેઓનો સામાન્ય અમલ કરવાની જરૂર છે.

આ સર્વે સુધારાઓમાં આપણા સ્ત્રીવર્ગનો સારા પ્રમાણમાં સહકાર મેળવવો જોઈશે. તેઓને જો આ વિષયમાં તક આપવામાં આવે તો આપણો આશય ઘણો વહેલો ફળીભૂત થાય એ ચોક્કસ છે. હું તો માનું છું કે નાગરી સંસ્કૃતિ પુરુષો કરતાં આપણી સ્ત્રીઓએ વધારે સાચવી રાખી છે. અને આપણા ભવિષ્યના જીવનના ઘડતરની સુધારણાનો આધાર તેમના ઉપર જ છે. તેમને જો યોગ્ય ઉત્તેજન મળે તો આપણું ગૃહજીવન તથા સમાજજીવન હાલના જમાનાને શોભે તેવાં બનાવી આપણી કીર્તિ ટકાવી રાખશે. હું આશા રાખું છું કે આ પરિષદના ઠરાવો કરવામાં તેમજ તેઓને અમલમાં મૂકવામાં તેઓ આગળ પડતો ભાગ લેશે.

હવે મારે એક જ વાત કહેવાની રહે છે અને તે ઉપર હું જરા ભાર મૂકીને બે શબ્દો કહેવા માગું છું. જ્યાંસુધી જ્ઞાતિની સંસ્થા અસ્તિત્વમાં રહે ત્યાંસુધી જ્ઞાતિજનોના હિત માટે, તેમનાં મન અને શરીરના વિકાસ માટે તથા તેમની આર્થિક

સ્થિતિ સુધારવા માટે પ્રયત્નો કરવા એ જ્ઞાતિની ફરજ છે. કેળવણી અને જ્ઞાન એ તો આપણી જ્ઞાતિની હજી સુધી ટકી રહેલી વિશિષ્ટતા છે; પરંતુ હાલના પ્રચંડ સામાજિક વિગ્રહમાં વિદ્યાસંપાદન વડે ઉચ્ચ જીવન ટકાવી રાખવા માટે, આપણી આર્થિક સ્થિતિ નબળી ન પડતી જાય તે માટે મદદની સંસ્થાઓ જ્ઞાતિ તરફથી ચલાવાય એ ખાસ જરૂરનું છે. પરંતુ તેની સાથે જ્ઞાતિ તે જ આપણો સમાજ છે અને આપણી ફરજ જ્ઞાતિ-સેવામાં જ સમાઈ ગઈ છે એવું સંકુચિત માનસ રાખવું હાલના સમયને અનુસરતું નથી. અન્ય જ્ઞાતિઓ સાથે સામાજિક સંબંધ રાખવાથી આપણે નીચા પડીશું એવી બીક ન રાખવાની હું આપ સર્વેને આગ્રહપૂર્વક વિનંતિ કરું છું. આપણે પોતાને બહુ ઊંચા માની સમાજને હિતકારક પ્રવૃત્તિઓમાંથી અતડા રહીએ છીએ એવો અત્યારે આપણા ઉપર જે આક્ષેપ છે તે જેમ બને તેમ જલદી દૂર કરવો જોઈએ. હિંદુસ્તાનમાં વસતી અનાર્ય પ્રજાઓથી અલગ રહેવા માટે જ્યારે વર્ણો અને તે પછી જ્ઞાતિઓની સંસ્થા ઉત્પન્ન થઈ ત્યારે સાહસિક મુસાફરો સિવાય હિંદુસ્તાનના વતનીઓને બીજા દેશો સાથે બહુ સંપર્ક નહોતો. અત્યારે દુનિયાના સઘળા દેશો વચ્ચે એટલો બધો સંબંધ વધી ગયો છે કે એક દેશમાં યુદ્ધ થાય અથવા દુષ્કાળ પડે તો તેની અસર સારી દુનિયાના લોકો ઉપર થાય છે. પોતાના દેશનું જ હિત સાધીને બેસી રહેવું એ અશક્ય થતું જાય છે અને સમગ્ર મનુષ્યજાતિના હિત ઉપર દરેક દેશનું શ્રેય આધાર રાખે છે એ આંતરરાષ્ટ્રિય સિદ્ધાંતનો સ્વીકાર થતો જાય છે. આવી રીતે કોઈ પણ દેશની પ્રજા મનુષ્યજાતિનું માત્ર અંગ છે એમ

સમજાય તો પછી જ્ઞાતિ દેશની પ્રજાનું અંગ છે એ તો વધારે સહેલાઈથી સમજી શકાય તેમ છે. દેશની પ્રજાના શ્રેયમાં જ જ્ઞાતિનું સાચું હિત સમાયેલું છે અને દેશ એટલે સમાજની સેવા વડે જ જ્ઞાતિનું ગૌરવ વધી શકે એમ સમજી જે જ્ઞાતિ દેશના ઉત્કર્ષમાં વધારે ફાળો આપે તે ઊંચી એમ હવે લોકો સમજે છે. દેશની ઉન્નતિને અંતરાયરૂપ ન થાય એવું જીવન જો જ્ઞાતિઓનું રહેશે તો જ તેઓનું અસ્તિત્વ સમાજને હિતકારક થશે.

અંતે હું એટલું જ કહેવા માગું છું કે જ્ઞાતિની સંસ્થા અને પેટાજ્ઞાતિઓના સંગઠન વિશે મેં જે ઉલ્લેખ કર્યો તે સૂચનારૂપે પરિષદ આગળ મૂક્યો છે. કેટલે અંશે મારી સૂચનાઓ સ્વીકારવી તે આપ સર્વેનું કાર્ય છે. આપ તે ઉપર પુષ્કળ વિચાર કરી જે યોગ્ય માર્ગ જણાય તે લેશો. અને આ અધિવેશનના પ્રમુખ તરીકે ચૂંટાયેલા લખનૌના નામાંકિત ડૉ. બૈજનાથદાસ વ્યાસના અધ્યક્ષપણા નીચે પરિષદનું કાર્ય સક્રિય રીતે સફળ થાય એવી શુભેચ્છા દર્શાવી આપ સર્વેનું ફરીથી અંતઃકરણપૂર્વક સ્વાગત કરું છું.

## ૧૪ : અધ્યાપકોનું આજનું કર્તવ્ય

આજની સભાનું મારે મન ઘણું મહત્ત્વ છે. કારણ, વિશ્વ-વિદ્યાલયની સફળતા–નિષ્ફળતાનો આધાર અધ્યાપકો ઉપર છે. તેઓ જ વિશ્વવિદ્યાલયના મગજને સ્થાને છે.

અધ્યાપકનું કાર્ય બેવડું છે : અધ્યયન અને અધ્યાપન. એ બંને અંગો ઉપર સરખો ભાર દેવાવો જોઈએ. આપણે ત્યાં ઉચ્ચ શિક્ષણની શરૂઆત થઈ ત્યારે ઘણાખરા અધ્યાપકો અંગ્રેજો જ હતા. છેલ્લાં ત્રીસેક વર્ષથી એમાં હિંદી તત્ત્વ વધતું ગયું; પરંતુ પહેલાંના અધ્યાપકવર્ગમાં જે વિદ્વત્તા હતી તે આજે ઘટી છે એ વાતનો સ્વીકાર કર્યા વગર ચાલે એમ નથી. આજે આપણે ત્યાં કૉલેજોમાં શીખવનારા લેક્ચરરો સિવાય બાકીનાઓને પહેલેથી જ 'પ્રોફેસર' કહેવામાં આવે છે, પણ બીજા દેશોમાં એવું નથી. ત્યાં લેક્ચરર, રીડર, ટ્યૂટર વગેરે કક્ષાઓ હોય છે. જેમણે વિશેષ અનુભવ તથા વિદ્વત્તા બતાવ્યાં હોય, જેમણે ખાસ સંશોધન કર્યું હોય, જેમણે મહત્ત્વના ગ્રંથ લખ્યા હોય, એવા વિદ્વાનોને જ ત્યાં યુનિવર્સિટી તરફથી પ્રોફેસરનું પદ આપવામાં આવે છે. આપણે ત્યાં પણ એવું થાય તો તેથી શિક્ષકોને પોતાનું અધ્યયન વધારવાની પ્રેરણા મળે અને આખા શિક્ષક–વર્ગનું ધોરણ ઊંચું આવે. જેઓ પોતાના વિષયમાં સંશોધન–અન્વેષણ કરે અથવા કોઈ મહત્ત્વનું પુસ્તક લખે, તેમને જ પ્રોફેસરનું પદ અને એ પદનો ઊંચો પગાર મળે એ જ મને યોગ્ય લાગે છે. એટલે આપણા અધ્યાપકો પોતાનું

અધ્યયન વધારે, વધુ સંગીન બનાવે, જેથી એમનું અધ્યાપન ઉચ્ચ પ્રકારનું બને, એ ઉપર હું ભાર દેવા માગું છું.

વચમાં એક સમય એવો હતો જ્યારે બંગાળે બધાં ક્ષેત્રોમાં પ્રથમ પંક્તિના વિદ્વાનો આપ્યા હતા. તેઓ કેવળ ભારતમાં જ નહિ, આખા વિશ્વમાં નામના પામ્યા હતા. આજે હવે એ સ્થિતિ રહી નથી. આજે વિદ્વત્તાની બાબતમાં મદ્રાસ એટલે કે દક્ષિણ ભારત મોખરે છે. શ્રી. રાધાકૃષ્ણન્, શ્રી રામન્, શ્રી. મુદલિયાર, શ્રી ચંદ્રશેખર વગેરે વિદ્વાનો જગતના વિદ્વત્સમાજમાં ભારતનું નામ ઉજાળે છે. આપણે ત્યાં પણ શક્તિશાળી માણસો નથી એમ મારું કહેવું નથી, પણ તેમને તક અને ઉત્તેજન મળવાં જોઈએ. એમ થાય તો તેઓ પોતાના ક્ષેત્રમાં આગળ આવી શકે.

આવો જ બીજો મહત્ત્વનો પ્રશ્ન છે બોધભાષાનો. એક વસ્તુ તો નિશ્ચિત છે કે હવે દસેક વર્ષમાં અંગ્રેજી તો જવાની જ. એને સ્થાને હિંદી આવે કે ગુજરાતી, કે બંને રહે, એનો નિર્ણય હજી આપણા વિશ્વવિદ્યાલયે કર્યો નથી; પણ આ માસની આખર સુધીમાં એ નિર્ણય થઈ જવાનો સંભવ છે. આ સંબંધમાં હું તમને એક વાત કહું કે હમણાં મુંબઈ સરકાર તરફથી વિશ્વવિદ્યાલય ઉપર એવી મતલબની સૂચના આવી છે કે કૉલેજોમાં અંગ્રેજીને સ્થાને હિંદીને માધ્યમ બનાવવામાં આવે. મને પોતાને એમ લાગે છે કે હિંદીભાષી પ્રાંતો સિવાય બીજે તો દરેક વિષયમાં હિંદીને માધ્યમ બનાવવાની જરૂર નથી. કેટલાંક વિજ્ઞાનશાસ્ત્રોના શિક્ષણમાં તે બની શકે. આપણે ત્યાં બોધભાષાની બાબતમાં મતભેદો પ્રવર્તે છે. ઘણા મોટા ભાગના

માણસો એમ માને છે કે બધું જ શિક્ષણ સ્વભાષા મારફતે આપવું જોઈએ. કેટલાક એવા છે જેઓ હિંદીને બોધભાષા બનાવવાની હિમાયત કરે છે, જ્યારે અમુક માણસો હજી થોડાં વરસો સુધી અંગ્રેજી ચાલુ રાખવાના પક્ષના છે.

આ બોધભાષાનો પ્રશ્ન પણ અધ્યાપકો સાથે સંકળાયેલો છે. જે કંઈ નિર્ણય થશે તેનો અમલ એમના સહકાર વિના થઈ શકવાનો નથી. જે કોઈ માધ્યમ નક્કી થાય તેમાં શિક્ષણ આપવાની એમણે તત્પરતા રાખવી પડશે.

માધ્યમની બાબતમાં એક મુશ્કેલી પાઠ્યપુસ્તકની છે. એ સંબંધમાં કેટલાક એમ કહે છે કે બોધભાષા બદલવા માટે પહેલાં પાઠ્યપુસ્તક જોઈએ જ એવું કંઈ નથી; અધ્યાપકો પોતે ગમે તે ભાષાના ગ્રંથો વાંચે, વિચારે અને તેનું દોહન વિદ્યાર્થીઓ આગળ સ્વભાષા કે હિંદીમાં રજૂ કરે. એમ કરતાં કરતાં અધ્યાપકો જ પોતાનાં અભ્યાસ, ચિંતન અને અનુભવને પરિણામે નવાં પાઠ્યપુસ્તક રચી શકશે. આપણે કંઈ કેવળ અંગ્રેજી પુસ્તકોના કેવળ અનુવાદો ઇચ્છતા નથી. વળી, ઘણા વિષયોમાં અધ્યાપક ન હોય એવા માણસોનાં રચેલાં પાઠ્યપુસ્તકો સફળ થવાનો સંભવ પણ ઓછો છે. જે વિષય જેણે સારી રીતે વાંચ્યો વિચાર્યો ને શીખવ્યો હોય તે વિષય ઉપર તે જે પુસ્તક લખે તે જ સારું થવાનો સંભવ છે. આ રીતે વિચારતાં પાઠ્યપુસ્તકો રચવાની જવાબદારી પણ તમારે માથે જ આવે છે. જો આપણે એવું કરી શકીએ કે જે શિક્ષક પોતાના વિષયનું પાઠ્યપુસ્તક તૈયાર કરે અને યુનિવર્સિટી તે મંજૂર રાખે તો તેને પ્રોફેસરની પદવી તથા પગાર મળે. તેની સાથે બીજા શિક્ષકો પણ

ઉચ્ચ કોટિનાં પુસ્તકો લખી અથવા સંશોધન કરી પ્રોફેસરોનું પદ મેળવી શકે. આમ થાય તો આપણા અધ્યાપકોને એ એક પ્રેરણા અને ઉત્તેજનરૂપ થઈ પડે. વળી, એમાં એ શિક્ષકનો કેવળ અંગત લાભ છે એમ પણ નથી, એ તો આખા વિદ્યાર્થી-વર્ગને અને સરવાળે આખા સમાજને લાભ છે, એમ ગણવું જોઈએ.

વિજ્ઞાન જેવા વિષયોમાં પરિભાષાની મુશ્કેલી છે ખરી, પણ હું તો એમ કહું કે તમે જોઈએ તો પારિભાષિક શબ્દો ઘણા અંગ્રેજી વાપરો, માત્ર વાકયનું ખોખું ગુજરાતી રાખો, તોયે શરૂઆતમાં ચાલશે. એમ કરતાં કરતાં જ આપણી ભાષાની કાબેલિયત વધશે. આજે હિંદીમાં તેમ બીજી ભાષાઓમાં પણ કેટલાક અંગ્રેજી શબ્દો રૂઢ થઈ ગયેલા છે. તેનો બહિષ્કાર કરવો એ જેમ બેહૂદું છે તેમ નવા પ્રયોજન માટે નવા શબ્દો બહારથી લેવામાં આભડછેટ ગણવી એ પણ ભાષાના વિકાસને માટે સારું નથી. આપણે જે બોધભાષા નક્કી કરીશું તે સરળ અને સૌને સમજાય એવી થવી જોઈએ. આપણને ભદ્રંભદ્રની ગુજરાતી નથી જોઈતી, પણ ગાંધીજીની સાદી અને સરલ ગુજરાતી જોઈએ છે. હિંદી હોય તો તે પણ સંસ્કૃતપ્રચુર હિંદી નહિ, પણ સૌ સમજે એવી સરળ હિંદી હોવી જોઈએ.

ત્રીજી વાત અધ્યાપકોની આર્થિક સ્થિતિને લગતી. હું એવું માનું છું કે અધ્યાપકોને આર્થિક ચિંતા ન રહેવી જોઈએ. આ બાબતમાં સમાજે વિશ્વવિદ્યાલયે કે સંસ્થાએ તેમને નિશ્ચિંત કરવા જોઈએ. એમ થાય તો જ તેઓ પોતાનું અધ્યયન–અધ્યાપનનું કાર્ય બરાબર કરી શકે. આપણા ગુજરાતમાં

તો અધ્યાપકોની આર્થિક સ્થિતિ નબળી નહિ રહે એમ મારી આશા છે. આપણે બીજી બાબતોમાં કાપકૂપ કરીને પણ અધ્યાપકોના પગારનાં ધોરણ ઊંચાં લાવવાં જોઈએ. તેની સાથે અધ્યાપકોએ પણ પોતાના અધ્યયનને સંગીન બનાવી પોતાની કક્ષા ઊંચી લાવવી જોઈએ. જો અધ્યાપકો પોતાની ફરજો બરાબર અદા કરશે તો તેમને તેમના હક્કો મળી રહેશે એમ હું માનું છું.*

* ગુજરાત વિશ્વવિદ્યાલય અધ્યાપક સંઘની સ્થાપના પ્રસંગે કરેલા મંગલ પ્રવચનનો ટૂંકો સાર

## ૧૫ : ચિત્રકલા-પ્રદર્શન

બહેનો અને ભાઈઓ,

સૌરાષ્ટ્રની સંસ્કૃતિના ઇતિહાસમાં આજ સુધીમાં અનેક દરબારો—સાહિત્યના અને રાષ્ટ્રિય—ભરાયા હશે, પરંતુ ચિત્રકલાનો નાનો સરખો દરબાર, હું ભૂલતો ન હોઉં તો, આજે પહેલી જ વાર ભરાતો હશે, અને એ પણ સ્વાતંત્ર્યના સુપ્રભાતે; એટલે સ્વાભાવિક રીતે આવું પ્રદર્શન જોઈ આપણે આનંદિત બનીએ.

સુપ્રસિદ્ધ કલાકાર રવિભાઈએ તેમના સ્વાગત—પ્રવચનમાં આપણને સૌરાષ્ટ્રના કલાકારોનો પરિચય કરાવ્યો. એમાંના કોઈકનો તો કદાચ આજ દિવસ સુધી સહુ કોઈને પરિચય પણ નહિ હોય. આવું સુંદર ચિત્રકલા—પ્રદર્શન યોજી શકાયું હોય તો તે રવિભાઈ અને બીજા કલાકારોને આભારી છે. તેઓએ તેમની કૃતિઓ મોકલી જે સાથ આપ્યો છે તે ખરેખર પ્રશંસનીય છે. રવિભાઈએ તેમના સુંદર સ્વાગત-પ્રવચનમાં નમ્ર ભાવે કહ્યું છે કે કલાકાર કલાનો સેવક છે અને તેની ફરજો આપણને સમજાવી છે. એ બધું તેઓ આપણને નમ્ર ભાવે જ કહે છે, પરંતુ રાજકોટની અને સૌરાષ્ટ્રની પ્રજાએ તેમની ખરી સેવા ભૂલવાની નથી. એ માત્ર સૌરાષ્ટ્રના જ કલાકાર નથી, ગુજરાતના જ પણ નથી, ભારતના પણ એક મહાન કલાકાર છે. કલાનો એમનો અભ્યાસ ખૂબ ઊંડો છે.

તેઓ કલાના મહાન વિવેચક પણ છે. અમદાવાદમાં રહી કલાની તેઓ મહાન સેવા કરી રહ્યા છે અને સહુ કોઈ તેનો પૂરેપૂરો લાભ સહેલાઈથી લઈ શકે છે.

આજે આપ સહુએ મોટી સંખ્યામાં હાજરી આપી આજનું કાર્ય સફળ બનાવ્યું છે એ માટે વિધિપૂર્વક આભારદર્શન તો થશે જ, પરંતુ મારા તરફથી હું એ અહીં વ્યક્ત કરવાની તક જવા દઈ શકતો નથી. આ પ્રદર્શન ભરવા પાછળ હેતુ રહેલો છે—જોકે પ્રદર્શન નાનું છે, એમાં ઘણી ક્ષતિઓ અને ન્યૂનતાઓ હશે, તોપણ મને ખાતરી છે કે એ માટે આપ સહુ માફ કરશો. આ કલા-પ્રદર્શન ભરવાનો બેવડો હેતુ છેઃ એક તો, સૌરાષ્ટ્રની જનતામાં કલાનું ભાન થાય, તે ચિત્રકલામાં રસ લેતી થાય એ છે; અને બીજો હેતુ એ છે કે આપણે સૌરાષ્ટ્રના કલાકારોની કદર કરવાની છે. વર્ષોથી ભુલાઈ ગયેલા આપણા કલાકારોને માન ઇનામ વગેરે આપી આપણે આપણું તેમના તરફનું ઋણ ચૂકવવાનું છે. આ બન્ને હેતુથી આપણે આજે આ કલા-પ્રદર્શન યોજ્યું છે અને કુ. શ્રી. મંગલસિંહજીએ કલામંડળ રચવા જે પ્રસ્તાવ રજૂ કર્યો છે તેને આપણે અમલમાં મૂકવાનો છે. ખરેખર તે પ્રસ્તાવ પ્રસંગને અનુરૂપ છે. એવું કલામંડળ સૌરાષ્ટ્રમાં સ્થપાય અને તે વહેલી તકે અમલમાં આવે એ માટે તેમણે સમિતિ નીમવાનું સૂચન કર્યું છે. સમિતિ પોતાનું કાર્ય શરૂ કરી દેશે, અને તેમનો કાર્યક્રમ સૌરાષ્ટ્રની જનતા સમક્ષ મૂકશે અને મંડળની વિધિસર સ્થાપના કરશે.

કલા વિશે બોલતાં મને ક્ષોભ થાય છે, કારણ કે જે અર્થમાં ‘કલા’ વપરાય છે અને તેનો અનુવાદ કરવામાં આવે છે એ અર્થમાં હું કલાનો વિવેચક ન જ ગણાઉં. પરંતુ અહીં હું આપ સમક્ષ કલા વિશે થોડું કહેવા ઈચ્છું છું. અંગ્રેજીમાં જેને ‘Art’ કહે છે તે ‘કલા’ શું છે? કલાના બે અર્થ છે: એક તો, કોઈ પણ ધ્યેય માટે યોગ્ય સાધન લઈ સાધ્ય-પ્રાપ્તિ કરવી એ કલા છે. સૌંદર્યદર્શન કરાવે તે કલા. વિવિધતામાંથી આપણને એકતાનું ભાન કરાવે તે સાચી કલા. બધી કલાનો મુખ્ય હેતુ ઐક્યનો ભાવ ઉત્પન્ન કરવાનો છે અને એ જ સાચું સૌંદર્યદર્શન છે.

બીજો અર્થ—સાત્ત્વિક અર્થ—આપણે સુંદર ચીજ જોઈએ છીએ ત્યારે આપણે તેને કલાત્મક આકૃતિ કહીએ છીએ. સંગીત, ચિત્ર, સ્થાપત્ય વગેરેમાં કલાનું સાચું સ્થાન કયું? ચીજોમાં કે મનમાં? કલાની ઉત્પત્તિ ચીજોમાંથી થાય છે કે મનમાંથી? ખરું સૌંદર્યનું ભાન મનમાંથી થાય છે. આ સાત્ત્વિક દષ્ટિ છે. બાહ્ય સૌંદર્ય તો હૃદયની લાગણીઓનું ફક્ત પ્રતિબિંબ છે. એક સાધારણ શારીરિક લાગણી જોઈશું તોપણ આપણને આપણી માનસિક લાગણીઓ સમજાશે. આપણે ભૂખ લાગે છે ત્યારે અન્ન ખાઈએ છીએ, તરસ લાગે છે ત્યારે પાણી પીએ છીએ. ભૂખ અને તરસ એ મુખ્ય વસ્તુઓ છે, નહિ કે અન્ન અને પાણી. એવી જ રીતે કલાની ભૂખનો આધાર માનસિક લાગણીઓ છે, અને એને કેળવવાની આપણે ખૂબ જરૂર છે. કલાનું સાચું ભાન લાગણીઓથી થાય છે. બધાંને સૌંદર્યનું એકસરખું દર્શન થતું નથી. જેની જેવી લાગણીઓ

એવું એનું દર્શન; જેમ બધાંને એક વસ્તુનો સ્વાદ એકસરખો જ નથી આવતો તેમ. સાકર બધાંને ગળી તો લાગે જ છે, પણ કોઈને વધુ અને કોઈને ઓછી; જેવી જીભની એ વખતની સ્થિતિ. એટલે સાત્ત્વિક રીતે તો ખરો સ્વાદ ચીજમાં નહિ પણ જીભમાં છે. ખરું સંગીત સ્વરમાં નહિ પણ કર્ણમાં રહેલું છે. સાચી કલા ચિત્રમાં નહિ પણ આપણી લાગણીઓમાં રહેલી છે. એક જ ચિત્ર જુદાં જુદાં મનુષ્યો જોશે તો, અલબત્ત, સારું ચિત્ર સુંદર તો લાગશે જ, પણ બધાંનાં હૃદયમાં–મનમાં એકસરખી ભાવના તો નહિ જ ઉત્પન્ન થાય. એ ભાવનાનો વિકાસ સાધવો એ જરૂરી છે, તો જ મન ઉન્નત થશે અને સૌંદર્યનું ખરું દર્શન આપણે ત્યારે જ કરી શકીશું.

મેં પહેલાં કહ્યું તેમ વિવિધતામાંથી એકતા જન્મવી જોઈએ. રેખાઓ જ માત્ર સૌંદર્ય નથી. સર્વ ચીજોનો સમન્વય થાય ત્યારે જ એકતા પ્રગટે, અને તે જ ખરી કલા. બીજી રીતે કહું તો સર્વે ચીજોનો સુંદર યોગ થવો જોઈએ. માનસિક શક્તિ, બુદ્ધિ, આવિર્ભાવ વગેરેનો સુંદર યોગ કરી શકે તે જ સાચો કલાકાર.

રવિભાઈ અને એમણે નામો કહ્યાં એ એવા સાચા કલાકારો છે. એમની કૃતિઓમાં તેમણે ખરેખર યોગ સાધ્યો છે; જડ વસ્તુઓમાં મનના ભાવોનો સંયોગ કરી ખરેખર જીવંત પ્રસંગો ઊભા કર્યા છે. સૌંદર્યનો તો ઉપભોગ પણ થાય છે. સમગ્ર જીવનમાં ખોટી, ખરી એવી ઘણી ચીજો રહેલી છે, પણ એ સર્વને કલાત્મક રીતે વણી લઈ ઐક્યરૂપે બહાર લાવવી એ જ ખરી વસ્તુ છે. આ તો કહ્યો મેં કલાનો આખો

પ્રદેશ, જેમાં ચિત્રકલા તો ફક્ત એક અંગ જ છે, જેને જોતાં, અનુભવતાં આપણી લાગણીઓ ઉન્નત થાય છે. કેળવણીનું એ એક આવશ્યક અંગ છે. ઉપનિષદમાં કહ્યું છે કે સારું છે તે ખરું છે અને સારું અને ખરું છે તે સત્ છે; એવી જ રીતે, વસ્તુઓનો અને લાગણીઓનો મેળ એ જ સાચું સૌંદર્ય છે. કલાનું એ જ તાત્પર્ય છે.

રાજકોટમાં વારંવાર પ્રદર્શનો ભરવાથી ખૂબ જ ફાયદો થવાનો છે તે ખરું, પણ એથીયે વધુ ફાયદો તો કલામંડળની સ્થાપના કરવાથી થવાનો છે. કલાના શિક્ષણની અત્યારે ખૂબ જ જરૂર છે. પ્રાથમિક શિક્ષણમાં તો કલાનું સ્થાન હોવું જ જોઈએ, પણ હું તો કહું છું કે માધ્યમિક શિક્ષણ અને યુનિવર્સિટીમાં પણ એને આગળ પડતું સ્થાન આપવું જોઈએ. ગુજરાત યુનિવર્સિટીમાં લલિત કલાને મહત્ત્વનું સ્થાન આપવાનો અમે વિચાર કરી રહ્યા છીએ. એમ થઈ શકશે તો ગુજરાતને ખૂબ જ ફાયદો થશે; લોકોમાં કલાનો રસ વધી જશે. તેટલા માટે યોગ્ય પુરુષોનો સાથ મળી રહે એ આવશ્યક છે.

અત્યારે મૂલ્યપરિવર્તનનો વખત આવી ગયો છે. પૈસાથી જ દરેક વસ્તુનું મૂલ્ય અંકાશે એમ માનવાનું નથી. એમ હોત તો તો પૈસાદાર જ કલાકાર કહેવાતા હોત. કલાકારની કદર પૈસાથી જ થતી નથી એ આપણે સમજવું જોઈએ.

કલા વિશે વધારે બોલી હું આપનો વધુ સમય લેવા નથી માગતો. કલાનો સાચો પરિચય તો સહુ કલાકારની કૃતિમાંથી આપણને મળી રહેશે એની મને ખાતરી છે.

## ૧૬ : ધાર્મિક તહેવારોનું રાષ્ટ્રિય મહત્ત્વ

દરેક ધર્મમાં સામુદાયિક ઉત્સવોનું એક મુખ્ય સ્થાન હોય છે. ધાર્મિક ભાવનાનો આવિર્ભાવ, વ્યક્તિગત માર્ગ કરતાં, સમૂહગત માર્ગ વડે, વધારે અસરકારક બને છે, કારણ કે સામાજિક ભાવનાથી ધાર્મિક ભાવનાને પોષણ મળે છે. મનુષ્ય અને ઈશ્વર વચ્ચેનો સંબંધ, મનુષ્ય અને મનુષ્ય વચ્ચેનો સંબંધ સુદૃઢ કરવાથી વધારે સારી રીતે સાધી શકાય છે. એક જ ભાવનાથી પ્રેરાયેલાં હૃદયો વચ્ચેનું આકર્ષણ ઉમંગ તથા આનંદનું વાતાવરણ ઉત્પન્ન કરે છે અને સામુદાયિક જીવનના આત્માને ઉન્નત બનાવે છે. આ આપણા ધાર્મિક તહેવારોની ઉજવણીનો મૂળ હેતુ. હજારો વરસોથી આપણે આવા તહેવારો ઊજવતા આવ્યા છીએ અને આપણા ધાર્મિક જીવનની એક સંસ્થા તરીકે તેમાં ભાગ લઈએ છીએ. પરંતુ, કોઈ પણ સંસ્થા જેમ જેમ જૂની થતી જાય છે અને ધર્મના પાલનનો માર્ગ બદલાતો જાય છે, તેમ તેમ તેની અંદર રહેલા ભાવ તથા સ્વરૂપમાં ફેરફાર થતો રહે છે. ઉત્સવોનાં ધાર્મિક તત્ત્વોને બદલે સામાજિક તત્ત્વ આગળ આવે છે અને તેથી જુદા જુદા પ્રદેશમાં જુદા જુદા ઉત્સવોનું મહત્ત્વ વધે છે. આનું ઉદાહરણ હિંદુ ધર્મમાંથી જ સ્પષ્ટ રીતે મળે છે. વેદોના યજ્ઞકાળથી માંડીને–ખાસ કરીને પૌરાણિક કાળ પછી, અત્યાર સુધી હિંદુ ધર્મમાં અનેક ઉત્સવો ઊજવાય છે. બીજા કોઈક જ ધર્મમાં હિંદુ ધર્મ કરતાં વધારે તહેવારો હશે. ઈશ્વરના

કોઈ અવતાર, અથવા દેવોની પુણ્યતિથિ, કોઈ ધાર્મિક પુરુષની જયંતી, અથવા પૌરાણિક ઇતિહાસનો કોઈ ખાસ પ્રસંગ–એ સર્વેને ધાર્મિક તહેવારોનું નિમિત્ત કારણ બનાવી વર્ષમાં પુષ્કળ નાના–મોટા ઉત્સવો હિંદુ ધર્મમાં ઊજવાય છે. તે ઉપરાંત, બીજા અનેક ધર્મો, જે ભારતમાં પ્રચલિત છે, તેના તહેવારો પણ આવે છે. એટલે, આપણા દેશમાં જેટલા ધાર્મિક તહેવારો છે તેટલા તો કોઈ બીજા દેશમાં ભાગ્યેજ હશે. અને, તેથી, તહેવારોની રજાઓ પણ સૌથી વધારે ભોગવવાનો લાભ આપણને મળે છે.

બીજી એક વિશિષ્ટ વસ્તુ આપણે ત્યાં એ છે કે હિંદુ ધર્મના તહેવારોને જુદા જુદા પ્રાંતોમાં વધારે ઓછું મહત્ત્વ અપાયું છે. ગુજરાતમાં દિવાળી, મહારાષ્ટ્રમાં ગણેશચતુર્થી, ઉત્તર હિંદુસ્તાનમાં હોળી, બંગાળમાં નવરાત્ર – એવી રીતે, એક જ ધર્મમાં તહેવારોની જુદી જુદી પ્રાંતીય પ્રણાલિકાઓ ચાલી આવે છે. તે ઉપરાંત રામ, કૃષ્ણ, મહાવીર, બુદ્ધ, ક્રાઈસ્ટ, મહંમદ, જરથુસ્ત્ર વગેરે અવતારો તથા પેગંબરોની જયંતીઓ પણ તહેવારો તરીકે ઊજવાય છે. મકરસંક્રાંતિ, વસંતપંચમી, જમશેદી નવરોજ, ઈદ, દરેક ધર્મનાં નવાં વર્ષો વગેરે અનેક તહેવારો અમુક ઋતુઓ અથવા અમુક માસની તિથિઓ પ્રમાણે ઊજવાય છે. કેટલાક ઉત્સવો ઉપવાસદિન તરીકે તો કેટલાક મિષ્ટાન્નદિન તરીકે પળાય છે. ઉત્સવોનો મૂળ હેતુ મનઃશુદ્ધિ, શરીરશુદ્ધિ, અને વ્યક્તિગત તેમજ સામાજિક આનંદ મેળવવાનો છે. પરંતુ વૃદ્ધ પુરુષની માફક જૂની સંસ્થાઓનો આત્માં પણ જીર્ણ થતો જાય છે, એ સત્ય આપણા ઉત્સવોને પણ કેટલું લાગુ પડે છે તે આપણે સર્વે જાણીએ છીએ.

ધાર્મિક ભાવનાનું બાહ્ય સ્વરૂપ જેમ જેમ બદલાતું જાય છે તેમ તેમ આપણા ધાર્મિક તહેવારોમાંથી ધાર્મિકતા ઓછી થઈ નિવૃત્તિમય અથવા પ્રવૃત્તિમય, નિર્દોષ અથવા કલુષિત આનંદ મેળવવાની ભાવના વધતી જાય છે. હોળી અને દગડા ચોથ જેવા તહેવારો તો બીભત્સ અને તોફાની વાતાવરણમાં ઘણે ભાગે ઊજવાય છે. અને હમણાં સુધી કેટલાક તહેવારોમાં તો દારૂ અને બીજા કેફી પદાર્થોનો ઘણી છૂટથી ઉપયોગ થતો હતો તે સર્વ કોઈ જાણે છે.

આવી રીતે, બદલાયેલી પરિસ્થિતિમાં, ધાર્મિક તહેવારોનું ભવિષ્ય શું છે અને તેની ઉજવણી લોકોપયોગી દિશામાં કેવી રીતે વાળવી, એ પ્રશ્ન વિચારવા જેવો છે. આધુનિક યુગ સામાજિક અને રાષ્ટ્રિય ભાવનાનો યુગ છે. સર્વે ધર્મોના મૂળ સિદ્ધાંતોની પાછળ સનાતન સત્યો રહેલાં છે અને જુદા જુદા ધર્મોના અનુયાયીઓ, સર્વસામાન્ય એવા મનુષ્યધર્મની ભૂમિકા ઉપર સાથે મળી સાચો ધર્મ સમજવા માટેના પ્રસંગો ધાર્મિક તહેવારોને દિવસે ઉપસ્થિત કરે તો તે ઘણું જ આવકારદાયક ગણાય. ઇંગ્લૅન્ડ જેવો દેશ, જ્યાં મુખ્યત્વે એક જ ધર્મ છે, ત્યાં તો ઘણે ભાગે લોકો એમના તહેવારો રમત–ગમ્મતમાં ગાળે છે. પણ આપણે ત્યાં તો વિવિધ ધર્મના લોકો એકબીજાના ધર્મોનું રહસ્ય સમજે તે માટે તહેવારોના પ્રસંગે આવાં સંયુક્ત સંમેલનો યોજવાની ખાસ જરૂર છે. એનાથી રાષ્ટ્રિય ભાવનાનું પોષણ પણ થઈ શકે છે. તે ઉપરાંત હિંદુ ધર્મનાં સંમેલનોમાં પણ પૌરાણિક ઇતિહાસના પ્રસંગો વડે રાષ્ટ્રિય ભાવનાને દૃઢ બનાવી શકાય છે. એક સમય એવો હતો જ્યારે

આપણા દેશમાં પણ એક જ ધર્મ હતો, અને ધાર્મિક ભાવના અને રાષ્ટ્રભાવના એકબીજાને સમૃદ્ધ બનાવતી. દશેરાના તહેવારમાં આ બન્ને ભાવનાઓનું પ્રદર્શન થતું હતું. અનેક કારણોને લઈને આપણે ત્યાં ધર્મ અને રાષ્ટ્ર એ બન્નેનો તિમિરયુગ શરૂ થયો, અને તે પછી તો આપણે આપણું સર્વસ્વ ખોયું. હવે ઘણા લાંબા સમય પછી એ કાળમાંથી આપણે આપણી રાષ્ટ્રિય સ્વતંત્રતાના ઉષઃકાળમાં પ્રવેશ કરી શક્યા છીએ. તે વખતે આપણા તહેવારોને રાષ્ટ્રિય અસ્મિતાના વિકાસનું સાધન બનાવી શકીએ. ગણેશપૂજાના દશ દિવસનો ધાર્મિક ઉત્સવ લોકમાન્ય તિલકે એક રાષ્ટ્રિય ઉત્સવ તરીકે બનાવી આપણા તાજા જન્મેલા રાષ્ટ્રિય જીવનમાં પ્રાણ પૂર્યો હતો. તેવી જ રીતે હોળી નવરાત્ર વગેરે તહેવારોને પણ આપણી સામાજિક અને રાષ્ટ્રિય એકતા સાધવાનું નિમિત્ત બનાવી શકીએ.

હિંદુ ધર્મના અનુયાયીઓ અત્યારે અનેક જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓના વિભાગોના સામાજિક વાડાઓમાં વહેંચાઈ ગયા છે. આની અસર આપણા રાષ્ટ્રિય જીવન ઉપર પણ થાય તે સ્વાભાવિક છે. આવા વાડાઓને દૂર કરવા આપણા ધાર્મિક તહેવારોનો ઉપયોગ પણ કરી શકીએ તો તેથી નાત–જાતના ભેદ વિના એકસાથે મળવાના પ્રસંગો વધી શકે. રાષ્ટ્ર-જીવન એ પણ ધાર્મિક જીવનનું એક અંગ છે. મનુષ્ય અને મનુષ્ય વચ્ચેની સામાજિક તેમજ રાજકીય ફરજો બજાવવામાં ઈશ્વર પ્રત્યેની ફરજ પણ આપણે બજાવી શકીએ છીએ. આવી રીતે રાષ્ટ્રિય ભાવનાનું ધાર્મિક બળ સામાજિક બળનું સ્વરૂપ પણ

થઈ શકે અને જે પ્રકારની એકતા તથા સંગઠનની ભારતને ખાસ જરૂર છે તે માત્ર હિંદુ ધર્મના નહિ પરંતુ સર્વે ધર્મોના તહેવારો વડે સાધી શકાય.

આપણા દેશમાં જે સંતો અને વીર પુરુષો થઈ ગયા તેમના જીવનની કથાઓ તહેવારોને દિવસે કરાવી ઊગતી પ્રજાને પ્રેરણા આપી શકીએ. હરિકીર્તનની સંસ્થા વડે સંગીત સાથે જ્ઞાન અને બોધ પણ આપણી પ્રજાને મળી શકે. શારીરિક વિકાસ માટે રમત-ગમ્મતની હરીફાઈઓ પણ યોજી શકીએ. વિદ્વાન વક્તાઓ પાસે રાષ્ટ્રિય વિષયોની વ્યાખ્યાન-માળાઓ ગોઠવી શકીએ. આવી રીતે આપણા તહેવારોને માત્ર મોજમઝા—આળસના સમયને બદલે લોકોપયોગી પ્રસંગો બનાવી શકીએ. ધાર્મિક તહેવારોને આપણે પવિત્ર માનીએ છીએ, પરંતુ તેઓનું પાલન ઘણી વખત પવિત્ર મનથી ન થવાથી તેનો ઉદ્દેશ સરતો નથી. તહેવારોમાં આનંદ તો અવશ્ય જોઈએ, પણ આનંદના તો અનેક પ્રકારો હોય છે. સ્થૂળ અથવા સ્વાર્થી આનંદ કરતાં નિર્દોષ અને સામુદાયિક આનંદ આપણા જીવનને વધારે ઉન્નત બનાવે છે. સરકાર તેમજ જાહેર સંસ્થાઓએ આવા તહેવારોને દિવસે લોકોમાં સામાજિક ભાવના વધે એવી પ્રવૃત્તિઓને ઉત્તેજન આપવું જોઈએ. આપણા એક જ ધર્મના અનુયાયીઓમાં હજી ઘણા ભેદભાવ રહેલા છે. ધાર્મિક તેમજ સામાજિક વાડાઓમાં આપણું જીવન સંકુચિત થઈ રહ્યું છે. આપણા તહેવારોમાં પણ પ્રાંતીયતા અને સંપ્રદાયી તત્ત્વો પેસી ગયાં છે. આ બધાં કારણોને લીધે રાષ્ટ્રિય ભાવનાના વિકાસમાં હજી અનેક અંતરાયો નડે છે. રાજકીય ક્ષેત્રમાં

સાથે કામ કરનારાઓમાં પણ જે ઊંચી જાતનું સામાજિક માનસ જોઈએ તે હોતું નથી. રાષ્ટ્રિય ભાવના દેશના બંધારણના પુસ્તકમાં નહિ પણ પ્રજાના હૃદયમાં રહે છે, તેમના સામાજિક જીવનની સંસ્થાઓમાં અને તેમની રહેણીકરણી તથા વિચારસરણીમાં રહે છે. અનેક ધાર્મિક સંપ્રદાયો અને જ્ઞાતિઓના ભેદભાવો છતાં પણ જો રાષ્ટ્રિય એકતા લાવવી હોય તો તેનો એક જ રસ્તો છે: આવા ભિન્ન ભાવોને માત્ર વ્યક્તિગત જીવનમાં રાખવા, અને સમૂહજીવનમાં તેઓની વિરોધી અસર ન જણાય એવું વર્તન રાખવું.

આજે રથયાત્રા અને આવતી કાલે રમજાન ઈદ એ બન્ને તહેવારો સાથે સાથે આવે છે. એ બન્નેને પરસ્પર સહકાર અને સહભાવથી ઊજવી તેઓનું રાષ્ટ્રિય મહત્ત્વ વધારીએ અને ભવિષ્યમાં આવા અનેક તહેવારો એવી જ રીતે ઊજવી આપણું સામુદાયિક જીવન સમૃદ્ધ બનાવીએ, એ જ અંતમાં ભારતના ભાવિ માટેની શુભેચ્છા!

## ૧૭: સૌરાષ્ટ્રમાં વહીવટી અને ન્યાયતંત્રનું વિભાગીકરણ

સૌરાષ્ટ્રમાં વહીવટી અને ન્યાયતંત્રનું વિભાગીકરણ શા માટે અને કેવી રીતે કરવામાં આવ્યુ છે તે સમજવા માટે પ્રથમ તો આ બે તંત્રો વચ્ચે શો સંબંધ છે તે જાણવાની જરૂર છે.

કોઈ પણ દેશનો કારોબાર-ખાસ કરીને લોકશાસનની પદ્ધતિમાં-કાયદા પ્રમાણે સ્થપાયો હોય તો તેને ત્રણ જુદાં જુદાં તંત્રોમાં વહેંચવાની જરૂર રહે છેઃ-(૧) કાયદાઓ બનાવનારી સંસ્થા એટલે કે ધારાસભા, (૨) કાયદાનો અમલ કરનાર સંસ્થા એટલે કે ન્યાયતંત્ર અને (૩) કાયદા પ્રમાણે વહીવટ ચલાવનારી સંસ્થા એટલે કે કારોબારી તંત્ર. જે રાજ્યમાં રાજાની મરજીથી જ આખું તંત્ર ચાલતું હોય ત્યાં આ ત્રણ તંત્રો જુદાં જુદાં નથી હોતાં, પણ તે ચલાવનાર એક જ પુરુષ હોય છે. પણ લોકોની મરજી પ્રમાણે રાજ્યતંત્ર ચલાવવું હોય તો તેમણે ચૂંટેલા પ્રતિનિધિઓએ જે ધારાઓ ઘડ્યા હોય તે ધારાઓ પ્રમાણે જ રાજ્યનું તંત્ર ચાલે એ સિદ્ધાંત આધુનિક સમયમાં દરેક રાજ્યતંત્રે સ્વીકારેલો છે. દેશનો વડો પુરુષ રાજા હોય તોપણ બંધારણ પ્રમાણે ધારાઓ ઘડવાની સત્તા તો ધારાસભાની જ પાસે હોય છે અને રાજાને તેનો અમલ કરવો જ પડે છે. જ્યાં રાજા ન હોય ત્યાં-એટલે કે પ્રજાસત્તાક રાજ્યમાં તો-ખાસ કરીને ધારાસભા સ્વતંત્ર હોય છે. આ ધારાઓ ત્રણ જાતના હોય છે: દીવાની, મહેસૂલી અને ફોજદારી.

અને દેશનો વહીવટ ચલાવનાર સર્વે સંસ્થાઓએ આ વહીવટ ધારાસભાઓએ ઘડેલા ધારાધોરણ પ્રમાણે ચલાવવો એ તેમની ફરજ હોય છે. ધારાસભાએ ઘડેલા ધારાઓ પ્રમાણે જે હક્કો તથા ફરજો ઉત્પન્ન થયાં હોય તે પ્રમાણે લોકો તથા વહીવટી તંત્ર ચાલે છે કે નહિ અને તેનો ભંગ થયો હોય તો તે માટે શી શિક્ષા કરવી તે તથા હક્ક અને ફરજોનો અમલ કરવો તે ન્યાયતંત્રનું કાર્ય છે. આ ત્રણે તંત્રોમાં ધારાસભાનું કાર્ય તો માત્ર તે સંસ્થા જ કરી શકે. કાયદો ગમે તેવો ખામીવાળો હોય અથવા નુકસાનકારક હોય તોપણ ન્યાયતંત્રનું કાર્ય તેને સુધારવાનું કે નવો કાયદો કરવાનું નથી, પણ જે કાંઈ કાયદાઓ રચાયા હોય તેનો માત્ર અમલ જ કરવાનું છે. કાયદો ગેરવાજબી હોય તો તે વસ્તુ ન્યાયતંત્ર ધારાસભાના ધ્યાન ઉપર લાવી શકે, એટલે કે કાયદો ગમે તેટલો અનિષ્ટ હોય તોપણ ન્યાયતંત્રે ધારાસભાના કાર્યમાં વચ્ચે નહિ પડતાં તે કાયદા પ્રમાણે જ ન્યાય આપવાની ફરજ છે. તેવી જ રીતે વહીવટી તંત્રે દેશનો કારોબાર કાયદા પ્રમાણે જ ચલાવવાનો રહે છે, અને કાયદામાં કાંઈ ન્યૂનતા હોય અથવા તેને ફેરવવાની જરૂર હોય તો વહીવટી તંત્ર તરફથી તેને માટેના સુધારાઓ ધારાસભાઓ પાસે રજૂ થઈ શકે, પણ તે પસાર થયા પછી જ તેનો અમલ થઈ શકે. આ રીતે ધારાસભાની સંસ્થા ન્યાય તેમજ વહીવટી તંત્રોથી તદ્દન સ્વતંત્ર છે, અને આ બન્ને તંત્રોની ધારાસભાઓએ રચેલા કાયદાઓને જ્યાંસુધી તે કાયદાઓ અસ્તિત્વમાં હોય ત્યાંસુધી માન આપવાની ફરજ છે.

હવે, આપણે ન્યાય અને વહીવટી તંત્ર એ બન્નેના સંબંધ વિશે ખાસ જોવાનું છે. કાયદાની કોર્ટોમાં ન્યાયાધીશોએ જે કાંઈ ચુકાદાઓ આપ્યા હોય તે ચુકાદાઓને માન આપી તે પ્રમાણે અમલ કરવાની વહીવટી તંત્રની ફરજ છે. કોઈ પણ છેવટનો ચુકાદો વહીવટી તંત્રને પસંદ પડે તેવો ન હોય તો જે કાયદા ઉપર તે ચુકાદો અપાયો હોય તે કાયદો બદલાવવા માટે વહીવટી તંત્ર ધારાસભા પાસે જઈ શકે છે. પણ જ્યાં-સુધી તેમ ન થાય ત્યાંસુધી તે ચુકાદાનો અમલ કરવાની વહીવટી તંત્રની ફરજ છે, અને તે ફરજનો જો ભંગ થાય તો ન્યાયની ઉચ્ચ અદાલત વહીવટી તંત્રને તેમ કરવાની ફરજ પણ પાડી શકે છે. આટલા સિદ્ધાંતો તો દરેક રાજ્યમાં સર્વમાન્ય તરીકે ગણાય; પણ એક મહત્ત્વનો પ્રશ્ન એ રહે છે કે વહીવટી તંત્રના અમલદારો–જેવા કે અવલ કારકુનો, મામલતદારો, ડેપ્યુટી કલેક્ટરો, કલેક્ટરો, કમિશ્નરો વગેરેને તેમની મહેસૂલી સત્તાઓ ઉપરાંત ન્યાયાધીશ તરીકેની સત્તાઓ સોંપવી જોઈએ કે નહિ. આ ખાસ કરીને ફોજદારી કાયદાના અમલમાં ઉપસ્થિત થાય છે. સાધારણ રીતે, કોઈ માણસે કાયદાનો ભંગ કરી ગુનો કર્યો હોય તો તેની શિક્ષા માત્ર ન્યાયાધીશ તરીકે ન્યાય ખાતાના જે અમલદાર કામ કરતા હોય તે જ કરી શકે. પણ વહીવટી તંત્ર તરફથી એમ કહેવામાં આવે છે કે જો મહેસૂલી ખાતાના અમલદારો પાસે લોકોને શિક્ષા કરવાની સત્તા ન હોય તો મહેસૂલ ઉઘરાવવાનું તેમજ તેમના પ્રાંતોમાં શાંતિ અને વ્યવસ્થા જાળવવાનું મુશ્કેલ થઈ પડે અને તે માટે ઉચ્ચ મહેસૂલી અમલદારોને કેટલાક ગુનાઓની તપાસ તથા ગુનેગારો ઉપર

કેસ ચલાવવાની સત્તા પણ મળવી જોઈએ. જ્યારથી બ્રિટિશ રાજ્ય હિંદુસ્તાનમાં સ્થપાયું ત્યારથી આ વસ્તુ ખાસ જરૂરની ગણવાથી મહેસૂલી અમલદારોને પણ ફોજદારી ન્યાયાધીશ એટલે કે મેજિસ્ટ્રેટોની સત્તા આપવામાં આવી. એટલે કે અવલ કારકુનથી માંડીને કમિશ્નર સુધીના મહેસૂલી અમલદારોને માત્ર મહેસૂલ ઉઘરાવનારા અમલદારોના નહિ, પરંતુ ફોજદારી કાયદાનો ભંગ થયો હોય તો તેની તપાસ કરી ગુનેગારોને શિક્ષા કરવાને માટે પણ હક્કો મળ્યા. આમ થવાથી પ્રથમ તો મહેસૂલી અમલદારો જ મેજિસ્ટ્રેટો તરીકે નિમાયા અને કેટલીક બાબતોમાં કલેક્ટર એટલે કે ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ અને ન્યાયખાતાના મુખ્ય અમલદાર એટલે કે સેશન્સ જજ–તે બન્નેની સત્તાઓ કેટલાક કેસો માટે એક ધોરણ ઉપર જ મૂકવામાં આવી હતી. આ પદ્ધતિ ઘણાં વરસો સુધી ચાલી અને તેને લીધે ન્યાય અને વહીવટી તંત્રો વચ્ચે ઘર્ષણો પણ ઘણાં થયાં, અને કેટલીક વખત તો મહેસૂલી અમલદારોને કાયદાનું પૂરું જ્ઞાન નહિ હોવાથી લોકોને શુદ્ધ ન્યાય પણ મળી શકતો નહિ. તે ઉપરાંત, આ પદ્ધતિની એક ગંભીર ખામી તો એ હતી કે પોલીસ ખાતું કલેક્ટર એટલે કે ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટના હાથ તળે હોવાને લીધે જે ફોજદારી કેસો પોલીસ ખાતા તરફથી મહેસૂલી ખાતાના મેજિસ્ટ્રેટો પાસે આવે તેમાં પોલીસ કેસની તરફેણમાં આવા અમલદારોનું વલણ ઘણી વખત થતું અને છેવટે, જ્યારે હાઈકોર્ટ સુધી કેસ જાય ત્યારે જ લોકોને ખરો ન્યાય મળી શકતો. લોકોના હિત માટે આ પદ્ધતિ ઘણી જ નુકસાનકારક હોવાથી, આપણા દેશમાં આશરે ૬૫ વર્ષ પહેલાં

જ્યારે ઇંડિયન નેશનલ કૉંગ્રેસ પ્રથમ સ્થપાઈ ત્યારથી જ દર વર્ષે તેનાં વાર્ષિક અધિવેશનોમાં કૉંગ્રેસે ન્યાય અને વહીવટી તંત્રનું વિભાગીકરણ કરવાને એટલે કે તે બંને તંત્ર એકબીજાથી સ્વતંત્ર રાખવા માટે ઠરાવો કર્યા. છતાં, રાજ્યકર્તાઓને પોતાની સત્તા સાચવવાને માટે આ પદ્ધતિ એટલી બધી અનુકૂળ થઈ પડી હતી કે તે ઠરાવોને અમલમાં લાવવાને માટે તેમણે છેવટ સુધી આનાકાની કરી અને મહેસૂલી ખાતાના અમલદારોની સત્તા જાળવી રાખી. પોલીસ ખાતાએ તો ઘણી વખત ન્યાયખાતાની અવગણના પણ કરી, અને જ્યારે પોલીસ અમલદારો અને ન્યાયાધીશો વચ્ચે કાંઈ ઘર્ષણ થાય ત્યારે મહેસૂલી અમલદારોનું વલણ પણ પોલીસનો બચાવ કરવા તરફ રહેતું. છેવટે, જ્યારે કૉંગ્રેસ પ્રથમ રાજ્યસત્તા ઉપર આવી ત્યારે આ બે સત્તાઓને અલગ રાખવા જલદી પગલાં લેવાનો નિશ્ચય થયો અને તેને માટે કમિટીઓ પણ નિમાઈ, પરંતુ કૉંગ્રેસ પાછી સત્તા પરથી ગઈ ત્યાર પછી એ કામ પાછું ખોરંભે પડયું અને એની એ સ્થિતિ કાયમ રહી. હવે, આપણા નવા બંધારણમાં સ્પષ્ટ રીતે ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે રાજ્યનાં જાહેર નોકરી ખાતાંઓમાં કારોબારી અને ન્યાયખાતાંઓને જુદાં પાડવા માટે રાજ્ય તરફથી પ્રબંધ થવો જરૂરી છે. આ સૂચના અનુસાર આવા વિભાગીકરણને અમલમાં લાવવા માટે દરેક પ્રાંતમાં ફરી પ્રયત્નો થઈ રહ્યા છે અને તે માટેની કમિટીઓએ જે રિપોર્ટ કર્યા છે તેના ઠરાવોને માન્ય રાખી વિભાગીકરણ કરવાના ધારાઓ ધારાસભાઓ પાસે આવવા લાગ્યા છે. એનો અમલ તો હજી એ ધારાઓ પસાર થયા પછી જ થઈ શકશે. આવી

રીતે મુંબઈ મદ્રાસ વગેરે મુખ્ય રાજ્યોમાં પણ હજી આ વાત ધારાસભાઓ પાસે પડી છે. પરંતુ આપણું સ્વાતંત્ર્ય આવતાંની સાથે જ તેનો તાત્કાલિક અમલ કરવાનું માન તો, મને લાગે છે કે, સૌરાષ્ટ્ર સરકારને જ મળી શકે તેમ છે. નવું બંધારણ પસાર થયા પહેલાં ૧૯૪૮ ના માર્ચ મહિનામાં જ્યારે હાલની સૌરાષ્ટ્રની પ્રજાકીય સરકાર સત્તા ઉપર આવી તે સમયથી જ ન્યાયખાતું અને વહીવટી ખાતું એ બન્નેને એકબીજાથી સ્વતંત્ર બનાવાયાં છે અને મહેસૂલી ખાતાના અમલદારોને ન્યાયાધીશોની સત્તા આપવામાં આવી નથી. એ ખરું છે કે કેટલાંક દેશી રાજ્યોમાં આવું વિભાગીકરણ પહેલાંથી જ અમલમાં આવી ચૂકયું હતું. દાખલા તરીકે, વડોદરા રાજ્ય અને કેટલાંક નાનાં રાજ્યોમાં પણ મહેસૂલી અમલદારો પાસે ફોજદારી ન્યાયાધીશોની સત્તાઓ નહોતી, પરંતુ આખા સૌરાષ્ટ્રમાં એકતંત્ર થયા પછી આવી જાતનું વિભાગીકરણ સૌરાષ્ટ્રમાં પહેલેથી જ અમલમાં આવી ચૂકયું છે. મંત્રીમંડળ તરફથી તેનું સંપૂર્ણ પાલન થાય છે અને તેને લીધે પ્રજામાં સંતોષની લાગણી જોવામાં આવે છે. કેટલીક જાતના ગુનાઓ અટકાવવા માટેની તાત્કાલિક સત્તા, જે ક્રિમિનલ પ્રોસિજર કોડની કેટલીક કલમોમાં આપવામાં આવી છે તે સત્તા, મહેસૂલી અમલદારોને સોંપવામાં આવી છે, પણ તે તો માત્ર ગુનાઓને અટકાવવા પૂરતી જ છે, અને ગુનાઓ થયા પછી મુકદ્દમો ચલાવવાની સત્તા તો ન્યાયખાતા પાસે જ છે.

આ વિષયની વિગતોમાં ઊતરવાનો અત્યારે અવકાશ નથી, પરંતુ એટલું તો ચોક્કસ રીતે કહી શકાય કે કોઈ પણ કિસ્સામાં

ફરિયાદી પોતે ન્યાયાધીશ થઈને ન બેસી શકે એ તો ન્યાયશાસ્ત્રનો એક પ્રાથમિક અને મૂળભૂત સિદ્ધાંત છે. પોલીસ તરફથી અદાલતોમાં આવતી એવી ઘણી ફરિયાદો હોય છે જેમાં સરકાર એટલે કે વહીવટી તંત્ર ફરિયાદી તરીકે હોય. આવા કેસોમાં વહીવટી તંત્રનો ન્યાયાધીશ એનો મહેસૂલી ખાતાનો ઉપરી અમલદાર શું ધારશે એ વિચારથી ઘણી વખત તેના ચુકાદાઓ આપે તે સંભવિત છે. વળી, મહેસૂલ અમલદાર જો નબળા માનસનો હોય તો પોલીસ અમલદારનું દબાણ પણ તેના ઉપર આવી શકે. ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ તેની તળેના મેજિસ્ટ્રેટો તેમજ પોલીસ ખાતાનો ઉપરી હોઈ એની સ્થિતિ પણ ઘણી સત્તાઓ ન હોય તો તે તંત્ર બરાબર ચાલી ન શકે એ માન્યતા તદ્દન ખોટી છે એમ સૌરાષ્ટ્રના ન્યાયતંત્રના ત્રણેક વરસના અનુભવ પરથી મને જણાય છે. આ વિભાગીકરણથી મહેસૂલી અમલદારો ઉપરના કામનો બોજો ઓછો થયો છે, એટલું જ નહિ, પણ ન્યાયતંત્રના તથા વહીવટી તંત્રના અમલદારો વચ્ચે અથડામણો થવાના પ્રસંગો પણ ઘણા ઓછા થયા છે, પોલીસ ખાતા ઉપર પણ ન્યાયખાતાનું જે વર્ચસ હોવું જોઈએ તે સચવાઈ રહ્યું છે અને તે ખાતાની રીતિ અને નીતિ પણ બદલાવા લાગી છે. બીજી એક ધ્યાનમાં લેવા જેવી બાબત એ છે કે મહેસૂલી અમલદારોને ઘણે ભાગે ગામડામાં ફરવું પડે છે અને એમની પાસે મેજિસ્ટ્રેટની સત્તા હોવાથી, ફોજદારી મુકદ્દમામાં તેમજ વકીલોને પણ ગામડાંમાં મેજિસ્ટ્રેટનો મુકામ હોય ત્યાં જવું પડે છે. આમાં લોકોને નાહક તકલીફ પડે છે તેમજ પૈસા

તથા સમયનો વ્યય થાય છે. એવા પણ દાખલા બન્યા છે કે મહેસૂલી મેજિસ્ટ્રેટ ગામડાંમાં રાતે મુકદ્દમો ચલાવે અને વકીલોને તથા પક્ષકારોને આખો દિવસ બેસી રહેવું પડે. આવી તકલીફ દૂર કરવા માટે થોડાં વરસોથી મોટાં ગામોમાં રેસિડેન્ટ મેજિસ્ટ્રેટોની નિમણુક થાય છે, પણ આવા મેજિસ્ટ્રેટોની નિમણુક મહેસૂલી ખાતામાંથી નહિ પણ ન્યાયખાતામાંથી થવી જોઈએ. સૌરાષ્ટ્રમાં જુનિયર દીવાની ન્યાયાધીશોને ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની સત્તા આપવામાં આવી છે અને એમાંના કેટલાક તો ફોજદારી કામ જ ઘણે ભાગે કરે છે. આ પદ્ધતિથી લોકોને ઘણી રાહત મળી છે અને તેમના કામ ઉપર હાઈકોર્ટની દેખરેખ સારી રીતે રહી શકી છે. આવા ન્યાયખાતાના મેજિસ્ટ્રેટોને કોઈ વખત હુલ્લડ જેવા કટોકટીના પ્રસંગે ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટના હુકમ પ્રમાણે હુલ્લડની જગ્યાએ જવું પડે છે, પણ આવી તાત્કાલિક ફરજો તો કોઈક વખત જ આવી પડે છે; સાધારણ રીતે, ન્યાયખાતાના અમલદારોને કારોબારી ખાતા સાથે સીધો સંબંધ હોતો નથી.

આવી રીતના વિભાગીકરણની યોજના સૌરાષ્ટ્રમાં ઘણે અંશે સફળ થઈ છે અને બીજા પ્રાંતો પણ જેમ બને તેમ જલદી અપનાવે એ ઇચ્છવાયોગ્ય છે. એક વસ્તુ ખાસ લક્ષમાં રાખવાની છે કે આવા વિભાગીકરણની યોજનાની સફળતા કાયદો કરીને માત્ર તેને કાગળ ઉપર મૂક્યાથી થતી નથી; એ તો માનુષિક તત્ત્વ ઉપર આધાર રાખે છે. કારોબારી તથા ન્યાયખાતાના ઉચ્ચ સંચાલકો અવારનવાર જાતે મળી, એકબીજાની મુશ્કેલીઓ સમજી સહકારવૃત્તિથી કામ કરે તો અનેક

ગૂંચવાડાભરેલા પ્રશ્નોનો સહેલાઈથી અને જલદી નિકાલ થઈ શકે એવો સૌરાષ્ટ્રમાં મને અનુભવ થયો છે. અને તેથી જ સૌરાષ્ટ્રનું ન્યાયખાતું અત્યારે જનતાને થોડાઘણો સંતોષ આપી શકયુ છે તેનો યશ ન્યાય તેમજ કારોબારી ખાતાંઓએ બન્નેએ વહેંચી લેવાનો છે.

## ૧૮ : "ગુજરાત સમાચારની ખાસ મુલાકાત"

[ માધ્યમિક શાળાઓનું વર્તમાન શિક્ષણ, શિક્ષિતોમાં વધતી જતી બેકારી અને એસ. એસ. સી. બોર્ડે નિયત કરેલા વિષયો અંગેના કેટલાક પ્રશ્નોના પ્રત્યુત્તરમાં સૌરાષ્ટ્રની હાઈકોર્ટ-ના માજી વડા ન્યાયમૂર્તિ અને ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલ-પતિ શ્રી. હરિસિદ્ધભાઈ દિવેટિયાએ જણાવ્યું હતું કે ] એસ. એસ. સી. અંગે કેટલાક વોકેશનલ વિષયો નિયત કરવામાં આવ્યા છે ખરા, પરંતુ વિદ્યાર્થીઓ તેનો પૂરતા પ્રમાણમાં લાભ લેતા નથી. શીખવાની વૃત્તિ પણ ઘણા ઓછા વિદ્યાર્થીઓમાં હોય છે. સાથે સાથે મારે એ પણ કહેવું જોઈએ કે આવા વિષયો શીખવવાની સગવડ પણ ઘણી જૂજ શાળાઓમાં છે. જો આવા વિષયો રાખવા હોય તો સરકારે અથવા તો ખાનગી એજન્સી મારફતે ટેક્નિકલ સ્કૂલો વધારે ઉઘાડવી જોઈએ અને આવી સંસ્થાઓ પ્રત્યેક મોટા ગામમાં હોવી આવશ્યક છે કે જેથી પરિણામે વિદ્યાર્થીઓ મોટા પ્રમાણમાં તેનો લાભ લઈ શકે.

સાચી હકીકત તો એ છે કે એસ. એસ. સી.ના ઘણા વિષયો તો માત્ર કાગળ પર જ રહે છે. કેટલીક વાર એમ પણ બને છે કે વિદ્યાર્થીઓને કેટલાક વિષયો શીખવાની ઇચ્છા હોય, પણ માધ્યમિક શાળાઓમાં તે અંગે સગવડ જ હોતી નથી.

પ્રશ્ન:– સરકાર કેળવણી માટે માધ્યમિક શાળાઓને ગ્રાન્ટો આપે છે છતાં ચોક્કસ વિષયો શીખવવા માટેની કોઈ વ્યવસ્થા કરવામાં આવતી નથી એવી ફરિયાદ છે; તો તે અંગે તમે શું સૂચવો છો?

જવાબ:–સરકારે જરૂર પડયે ગ્રાન્ટો વધારી આપીને પણ આવા વિષયો શીખવવામાં આવે છે કે કેમ અથવા તો તે અંગેની શાળાઓમાં સગવડ રાખવામાં આવી છે કે કેમ તેની તપાસ રાખવી જોઈએ અથવા તો સરકારે ટેક્નિકલ શાળાઓ ખોલવી જોઈએ. સરકારે પોતી ટેક્નિકલ–અમરેલી જેવી સંસ્થાઓ ઠેર ઠેર ખોલવી જોઈએ અને આવી ઉદ્યોગશાળાઓ માટે અમદાવાદ જેવા શહેરમાંથી ઘણા વિદ્યાર્થીઓ મળી રહે. આથી કૉલેજોમાં વિદ્યાર્થીઓનો ધસારો પણ ઓછો થાય. નહિ તો સરકાર જે ઉદ્દેશથી શાળાઓને ગ્રાન્ટો આપે છે તે ફળીભૂત ન થતો હોય તો ગ્રાન્ટો આપવી બંધ કરી દેવી જોઈએ, નહિ તો થોડા ચોક્કસ વિષયો માધ્યમિક શાળાઓ શીખવે તેવી બાંહેધરી તેઓની પાસેથી લેવી જોઈએ.

ગુજરાત યુનિવર્સિટી માટે સાત વિષયો લેવામાં આવે છે, પણ મારું ધારવું જુદું છે. હું તો એમ માનું છું કે અત્રે એસ. એસ. સી. બોર્ડ આવ્યુ ત્યારે પણ મેં ભારપૂર્વક કહ્યું હતું કે અત્યારે ૧૧ ધોરણ છે તેને બદલે ૧ ધોરણ વધારી ૧૨ ધોરણ કરવાં જોઈએ, કારણ કે એસ. એસ. સી. પાસ થયા પછી વિદ્યાર્થીઓ કૉલેજમાં આવે છે અને કૉલેજમાં તો ભાષણો દ્વારા શિક્ષણ અપાય છે. વિદ્યાર્થીઓ ભાષણો દ્વારા શિક્ષણથી પરિચિત નહિ હોવાથી તેમને કૉલેજમાં આવ્યા બાદ થોડો વખત તો સમજણ પણ પડતી નથી.

માધ્યમિક શાળામાં પૂરા થતા શિક્ષણનાં છેલ્લાં બે ધોરણમાં જે શિક્ષકો શિક્ષણ આપતા હોય તે કૉલેજના લેક્ચરર્સની કક્ષાના હોવા જોઈએ, જેઓ વિદ્યાર્થીઓને કૉલેજના ભાવી

શિક્ષણની પદ્ધતિ સાથે પરિચિત કરાવી શકે, જેથી વિદ્યાર્થીઓ કોલેજનાં શિક્ષણપદ્ધતિ તથા વાતાવરણને સહેલાઇથી અનુકૂળ થઈ શકે.

[સામાન્ય જ્ઞાન (General Knowledge) અંગેના પ્રશ્નના જવાબમાં શ્રી. હરસિદ્ધભાઈએ જણાવ્યું હતું કે] સામાન્ય જ્ઞાન લેવા માટે વિદ્યાર્થીઓમાં જિજ્ઞાસા હોતી નથી. આવી જિજ્ઞાસા માધ્યમિક શાળાઓમાંથી જ ઉદ્ભવવી જોઈએ. આ અંગે શાળાઓમાં ઉપલા વર્ગના શિક્ષકો પણ એવા હોવા જોઈએ, જેમનામાં સામાન્ય જ્ઞાન હોય અને જે વિદ્યાર્થીઓમાં સામાન્ય જ્ઞાનની જિજ્ઞાસા પેદા કરે.

શિક્ષિતોની બેકારીના પ્રશ્ન અંગે જણાવવાનું કે માધ્યમિક શાળાઓમાં એક ધોરણ તાકીદે વધાર્યા બાદ શાળાંત ડિપ્લોમા અપાય તે ડિપ્લોમાને—સાધારણ પ્રકારની નોકરીઓ જેને માટે અત્યારે ગ્રેજ્યુએટોની માગણી કરાય છે તે નોકરીઓમાં દાખલ થવાની લાયકાત તે શાળાંત પરીક્ષાને ગણવી જોઈએ. જેને ઉચ્ચ પ્રકારની નોકરી કરવાની હોય તેને માટે ગ્રેજ્યુએટોની નોકરી આવશ્યક ગણાય, પરંતુ જેમને સરકારી તેમજ ખાનગી સંસ્થાઓમાં માત્ર કારકુનની નોકરી લેવી હોય તેમને માટે ગ્રેજ્યુએટની ડિગ્રીની આવશ્યકતા ન જોઈએ. તેમાં ગ્રેજ્યુએટની બીજા કરતાં વધારે (Starting Pay) પગારથી શરૂઆત થવી ન જોઈએ.

સાધારણ નોકરી માટે તો શાળાંત ડિપ્લોમાનું ગ્ર ગણાય. અને તે પછી જે ખાતાંઓમાં તેમણે નોકરી ક્ર તે ખાતાંઓ (Departmental Examination) ની

પરીક્ષા પસાર કર્યા પછી તેમની ગ્રેડમાં પ્રમોશન (વધારો) મળી શકે. આથી બે ફાયદા થઈ શકે: ઘણા વિદ્યાર્થીઓ કૉલેજનું ઉચ્ચ શિક્ષણ લેવાની શક્તિ ધરાવતા હોવા છતાં માત્ર નોકરી મેળવવા માટે ગ્રેજ્યુએટની ડિગ્રી અંગે જ તેઓ કૉલેજમાં દાખલ થાય છે તેને બદલે શાળાંત પરીક્ષા પાસ થયા પછી તરત તેમને નોકરી મળે તો સમય અને શક્તિ તથા પૈસાનો વ્યય થતો અટકે, સાથે સાથે કૉલેજોમાં વિદ્યાર્થીઓ જે ઊભરાય છે તે પણ ઓછા થાય.

આખી દુનિયામાં હિંદુસ્તાન દેશ જ એવો છે જ્યાં સાધારણ નોકરી માટે ગ્રેજ્યુએટને પસંદગી આપી ખાસ ગ્રેડ અપાય છે. ખરી બાબત તો એ છે કે વિદ્યાર્થી શાળાંત ડિપ્લોમા લેવાનો હોય ત્યારે એના શિક્ષક તેમજ તેના માબાપે તેની શક્તિનું માપ કાઢી લેવું જોઈએ અને તે લક્ષમાં રાખી તેને ઉચ્ચ શિક્ષણ અપાવવું જોઈએ.

અત્યારે નોકરી તથા ધંધા માટે કૉલેજોમાં દાખલ થતાં વિદ્યાર્થીઓને ડિગ્રી મેળવ્યા પછી નોકરી મેળવવાની મુશ્કેલી દરેક વર્ષે વધતી જ જાય છે અને તેમ છતાં વધારે ને વધારે સંખ્યામાં વિદ્યાર્થીઓ કૉલેજોમાં દાખલ થયે જ જાય છે. આ એક ઘણી વિચિત્ર ઘટના છે અને તે લાંબો વખત ચાલશે તો ઉચ્ચ શિક્ષણનું તંત્ર તૂટી પડશે, એટલું જ નહિ, પણ શિક્ષિત વર્ગનું આર્થિક સંકટ વધતું જશે.

મધ્યસ્થ સરકાર પણ આ અંગે વિચારણા ચલાવી રહી છે. શિક્ષામાન્ય નોકરીઓ માટે સરકારી નોકરી અંગે ગ્રેજ્યુએટોની આવશ્યકતા નથી તે સિદ્ધાંત હવે સ્વીકારાયો છે. આની

